# મૃગલોચની

અથવા

## માયા-પ્રાબલ્ય.

ભાગ ૮ મો.

[ અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. ]

સંપાદક,
વ્રજલાલ જાદવજી ઠક્કર,
માંડવીની પોળ—અમદાવાદ.

પ્રકાશક,
જી. એમ. જાગુષ્ટે,
ત્રણ દરવાજા—અમદાવાદ.

સોલ એજન્ટ,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
બુકસેલર અને પબ્લિશર,
ત્રણ દરવાજા—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૩-૦-૦

આ પુસ્તક પરીખ દેવિદાસ છગનલાલે અમદાવાદ સલાપોસરોડ પર આવેલા પોતાના "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટિંગ પ્રેસમાં છાપ્યું.



વિક્રમાબ્દ ૧૯૭૬.

ખ્રિસ્તાબ્દ ૧૯૨૦.

પ્રથમાવૃત્તિ.

પ્રત ૧૦૦૦.

# અર્પણપત્રિકા.

---

નેક નામદાર પરમકૃપાળુ વિદ્યાવિલાસી મહા પરોપકારી, ઉદારચિત મહાનુભાવ સરદાર સાહેબશ્રી ઝીણાભાઇ સાહેબ.

શુભનિવાસ. દેવગઢ–બારીઆ.

આપની સાહિત્યપ્રીતિ, આપનો ગુર્જર ગ્રંથકારો તરફનો અવર્ણનીય પ્રેમ, આપની અલૌકિક ઉદારતા, પરોપકારિતા, વગેરે અનેકવિધ સદ્ગુણોથી મુગ્ધ થઇ આ પુસ્તક ભક્તિપૂર્વક આપના કરકમળમાં સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

માંડવીની પોળ.
અમદાવાદ.
તા. ૨–૯–૨૦

લિ૦
નિરંતર કૃપાકાંક્ષી સેવક,
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# વિષયાનુક્રમણિકા.

ॐ तत्सत्परमात्मने नमः।

# મૃગલોચની

અથવા

# માયા-પ્રાબલ્ય.

(અદ્‌ભુત ઘટનાયુક્ત નવલકથા.)

## ભાગ ૮ મો.

## પ્રકરણ ૧ લું.

### મનોરમા સપડાઈ.

બાદલસિંહની હકીકત સાંભળી કનકસિંહ અને કલ્યાણસિંહ એટલા બધા ગભરાઇ ગયા હતા કે તેઓ થોડા સમય સૂધી કાંઇ બોલી શક્યા નહિ. જો થોડો વખત મળે તો મનોરમા પાસે જઈ તેને તેની બ્હેનની હકીકત પૂછવાનો કનકસિંહનો વિચાર હતો; પરંતુ એવામાં એકાએક મનોરમાએ તેની પાસે આવીને જે ખબર સંભળાવી તેથી તેની ગભરામણ વધી ગઇ! તેણે મનોરમાને પૂછ્યું:-"શું તમે તમારી નજરે પિશાચપતિને જોયો છે?"

મનોરમા:—હા, મ્હેં પોતે જ એને જોયો છે, તથા જે વાત મ્હેં આપને કહી છે તે તેણે જ મ્હને કહી છે.

કનક:—એ તમારી પાલખી પાસે આવ્યો હતો કે શું?

મનોરમા:—હા, હું માધવી સાથે વાત કરી રહી હતી એવામાં એ નિડરતાથી અમારી પાસે આવી અમને ધમકાવીને ચાલ્યો ગયો!

કનક:—ત્યારે તમે આપણા માણસોને બોલાવ્યા કેમ નહિ?

મનોરમા:—પિશાચપતિ કેવો ભયંકર માણસ છે એ આપ જાણતા નથી કે? જે બેચાર માણસો મ્હારી પાલખી પાસે હતા તેઓ તેને કેદ કરી શકત ખરા કે?

કનક:—ખરું છે. એ ઘણો ભયંકર બહુરૂપી છે. બેચાર તો શું પરંતુ દશબાર માણસો સુદ્ધાં તેને કેદ કરી શકે તેમ નથી. હું તો એનું નામ સાંભળીને કંપી ઉઠું છું! જે સમયે તેણે મ્હને પેલા ખંડેર પાસે ફસાવ્યો હતો એ સમયને હું આ જીવનમાં કદાપિ ભૂલી શકું તેમ નથી. તેણે પોતાના શિષ્યને ભીમસિંહ બનાવી મ્હને એવો સજ્જડ છેતર્યો હતો કે, ભીમસિંહ એનો શિષ્ય હશે એવો વિચાર સુદ્ધાં મ્હારા મનમાં ઉપજ્યો નહોતો. આજે એ પોતાના અસલ વેશમાં તમારી નજરે પડ્યો છે તેથી મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે! એ આવી રીતે અહીં આવ્યો છે એ જેવો તેવો પ્રકાર નથી!!

મનોરમા:—હું એની જેટલી હકીકત જાણું છું તેનો સોળમો ભાગ પણ આપ નહિ જાણતા હો; તેથી જ હમણાં ભયની ભાવનાથી મ્હારું હૃદય જોશથી ધબકે છે. મ્હારા ધારવા પ્રમાણે અહીં તે કાંઇ એકલો નહિ આવ્યો હોય.

"ના ના, તે એકલો તો નહિ જ આવ્યો હોય." આમ કહી કનકસિંહે બાદલસિંહ તરફ ઇશારો કરીને કહ્યું:—"આ બાદલસિંહે પણ

મ્હને એવી જ એક બીજી ભયાનક ખબર સંભળાવી છે."

મનોરમાએ આશ્ચર્ય પામીને પૂછયું:-" શી ખબર ?"

" એ ખબર બાદલસિંહ જ તમને કહી સંભળાવશે." આમ કહી કનકસિંહે બાદલસિંહ તરફ જોઇને કહ્યું:-" ત્હેં જે કાંઈ જોયું તથા અનુભવ્યું છે એ સઘળું તું પુનઃ મનોરમાસુંદરીને કહી સંભળાવ જોઇએ."

"જેવી આજ્ઞા." કહી બાદલસિંહે સઘળી હકીકત ફરીથી એવા ભાવથી કહી કે જે સાંભળવામાં આવતાં મનોરમાનું હૃદય વિશેષ જોશથી કંપવા લાગ્યું, તથા એ હકીકતની કનકસિંહ અને કલ્યાણસિંહના મનપર પ્રથમ કરતાં પણ વિશેષ અસર થઈ.

કનકસિંહે મનોરમા તરફ જોઇને પૂછયું:—" શું ખરી રીતે જોવા જતાં એ તમારી બ્હેન છે કે ?"

મનોરમા:—અરે ! એવી રાક્ષસી મ્હારી બ્હેન હોય એ શું આપને સંભવિત લાગે છે ? ખરી રીતે જોવા જતાં એવું છે કે, આ વિશ્વસંસારમાં હું એકલી છું,—મ્હારે બ્હેન નથી તેમ જ ભાઇ પણ નથી.

બાદલ:—ત્યારે તમે કૃપા કરી મ્હારી સાથે એની પાસે ચાલો, તથા તે તમને જે પ્રશ્નો પૂછે તેના તેને ઉત્તરો આપો.

મનોરમા:—મ્હારે શા માટે એની પાસે આવવું પડે ? તમે જઇને એમ જ કહી દો કે, હું આવતી નથી !

બાદલસિંહે આ સમયે ઘણો ગંભીરભાવ ધારણ કરીને કહ્યું:-" મ્હને એમ લાગે છે કે, તમે તમારી સાથેજ રાણા કનકસિંહજી અને કલ્યાણસિંહજીપર પણ સંકટ લાવશો." આમ કહી બાદલસિંહે માત્ર રાણા કનકસિંહ તરફ જોઇને કહ્યું:-" મહારાજ ! એ રાક્ષસીએ મ્હને જે વાતો કહી છે એ સઘળી વિનયનો ભંગ કરીને સર્વની હાજરીમાં

હું કહી શકું તેમ નથી; છતાં એક વાત માત્ર આપને એકલાને જ કહેવાની મ્હારી ઇચ્છા છે.”

બાદલસિંહના આ શબ્દો સાંભળવામાં આવતાં મનોરમાના મનમાં ભયની સાથે તેના ઉપર ક્રોધ પણ ઉપજ્યો. ક્રોધયુક્ત દૃષ્ટિથી બાદલસિંહ તરફ જોઇને કહ્યું:-“ તમે એકલા જ મહારાજના શુભેચ્છક હો એમ લાગે છે ! જ્યારે એક સ્ત્રી પાસે જવાની હિમ્મત તમારામાં નથી ત્યારે પછી શા સાહસથી આટલા મ્હોટા સૈન્યના સરદાર થયેલા છો?!”

બાદલઃ—લાખો માણસોની વચ્ચે તલ્વાર ફેરવવાની હિમ્મત હું ધરાવું છું; પરંતુ માત્ર તમારા લીધે જ પોતાના માલિકપર સંકટ લાવવાનું તથા પોતાનો જીવ વિના કારણ ગૂમાવવાનું સાહસ કોઇ મૂર્ખ માણસ પણ કરે નહિ. આમ છતાં મહારાણાજી જો આજ્ઞા આપતા હોય તો હું એ રાક્ષસી પાસે જવાને તૈયાર છું. જો તેઓ સળગતા અગ્નિમાં કૂદી પડવાની આજ્ઞા કરે તો પણ હું એક ક્ષણનો સુદ્ધાં વિલંબ કરું તેમ નથી. મ્હારી આ હકીકત સાંભળી તેઓ પોતાની ઇચ્છામાં હોય એવી આજ્ઞા ભલે કરે.

બરાબર આ સમયે કનકસિંહ ઉઠી ઉભો થયો તથા બાદલસિંહને પોતાની પાછળ આવવાનો ઇશારો કરીને થોડે દૂર ચાલ્યો ગયો. એ ઠેકાણેથી એમની વાત બીજું કોઇ સાંભળી શકે તેમ નહોતું. બાદલસિંહ તેની પાસે ઉપસ્થિત થયો એટલે તેણે તેને પૂછ્યું:-“ હવે તું ત્હારે જે કહેવું હોય તે કહે.”

બાદલઃ—પ્રથમ મ્હારાપર વિરક્ત નહિ થવાની હું આપને વિનંતિ કરું છું. હું આપનો નમકહલાલ નોકર કિંવા ગુલામ એટલા માટે જ આપના કલ્યાણ સિવાય બીજું કાંઈ મ્હને સૂઝતું નથી.

મનોરમાને લીધે આપનાપર સંકટ આવી પડે એ હું જોઇ કિંવા સહન કરી શકું તેમ નથી. હું સાચું કહું છું કે, એ ભયાનક સ્ત્રી સામાન્ય અબળા હોય એમ લાગતું નથી. તેણે સોગંદ ખાઇને કહ્યું હતું કે, 'હું માત્ર એક પ્રહર સુધી રાહ જોઇશ; ત્યાં સુધીમાં જો રાણા કનકસિંહ તેને મ્હારી પાસે નહિ મોકલે અગર તો તેઓ તેને છૂટી નહિ મૂકી દે તો હું રાણા કનકસિંહના જીવનનો નાશ કરીશ, તથા મ્હારા માણસના લોહી માટે તરસ્યા રહેતા ભયંકર કૂતરાઓ......' મહારાજ! હવે વધારે બોલવા જતાં મ્હારી જીભ પાછી ખેંચાય છે. એ ભયંકર કૂતરાઓ સિંહ કિંવા વાઘની માફક ક્ષણમાત્રમાં જ માણસને ફાડી ખાય તેમ છે. વળી પિશાચપતિ અહીં આવી મનોરમાને જે કાંઇ કહી ગયો છે તે હકીકત પણ આપે મનોરમાના મુખે જ સાંભળી છે. આમ હોવાથી હું મ્હારા બન્ને હાથ જોડીને મનોરમાને છૂટાં પાડવાની આપને વિનંતિ કરું છું. મહારાજ! આપ સારી રીતે જાણો છો કે, હમણાં આપણે જે કાર્ય કરવા જઇએ છીએ તેમાં રાજકુમાર કલ્યાણસિંહજીની મદદ સિવાય બીજા કોઇની પણ મદદની આપણને જરૂર પડે તેમ નથી. એક સામાન્ય સ્ત્રીને માટે પોતાના જીવને જોખમમાં નાખવો એ મ્હને કોઇ પણ રીતે ઇષ્ટ વા ઉચિત લાગતું નથી. હવે આપ આપને જેમ ઠીક લાગે તેમ કરો.

કનકઃ—ત્હારું કહેવું બરાબર છે. હું પણ એવો જ વિચાર કરતો...

જે ઠેકાણે એ બન્ને જણા ઉભા રહીને વાતચિત કરતા હતા ત્યાં બીજું કોઇ માણસ હાજર નહોતું. કનકસિંહ પોતાનું વાક્ય સંપૂર્ણ બોલી પણ રહ્યો નહોતો એવામાં એકાએક પિશાચપતિ ત્યાં આવ્યો તથા તીક્ષ્ણ દૃષ્ટિથી કનકસિંહ તરફ જોઈ રહીને તેણે કહ્યું:—" કદાચ આ અંધકારમાં તમે મ્હને ઓળખી શકશો નહિ તેથી પિશાચપતિ

તરીકે મ્હારો પરિચય આપીને હું તમને સૂચના કરું છું કે, એક જ કલાકમાં તમે મ્હારા શિકાર,-મનોરમાને મ્હારે સ્વાધીન કરો કિંવા તમે તેને તમારાથી અલગ કરી દો. જો આ પ્રમાણે તમે નહિ કરો તો માત્ર એક જ કલાકમાં તમારો જીવ લેવામાં આવશે !" આમ કહી ઉત્તરની રાહ નહિ જોતાં પિશાચપતિ ત્યાંથી ચાલ્યો ગયો, તથા કનકસિંહ વિસ્મિત બની જઇને તેના તરફ જોઈ જ રહ્યો !

કનકસિંહ પહેલાં એક વખત પિશાચપતિના પંઝામાં ફસાઈ પડ્યો હતો, તથા એ વખતે પિશાચપતિએ તેની સાથે જે વ્યવહાર ચલાવ્યો હતો તે વ્યવહાર હજી સૂધી તેના સ્મરણમાં જ હતો. પિશાચપતિનું નામ સાંભળવામાં આવતાં જ તેનું કાળજું કંપી ઉઠતું હતું એમ કહીએ તો તેમાં બિલ્કુલ અતિશયોક્તિ નથી. આમ હોવાથી પોતાની પાસે એકાએક પિશાચપતિને આવેલો જાઈ તેનું હૃદય જોશથી ધબકતું હતું. તેણે બાદલસિંહ તરફ જોઇને કહ્યું:-" ખરેખર, આ એક ઘણો ભયંકર બહુરૂપી છે."

બાદલઃ—એટલા માટે જ હું આપને એવી વિનંતિ કરું છું કે મનોરમા જેવી એક સામાન્ય સ્ત્રી માટે આવા ભયાનક બહુરૂપીઓ તેમ જ પેલી રાક્ષસી સાથે દુસ્મનાવટ કરવી જોઇએ નહિ.

કનકઃ—તું બરાબર કહે છે. ઠીક, હવે તું ચાલ. કલ્યાણસિંહની સલાહ લઇ હું આ વિષયનો બંદોબસ્ત કરું છું.

આમ કહીને બાદલસિંહને સાથે લઇ કનકસિંહ પાછો યથાસ્થળે ગયો. ત્યાં ગયા પછી મનોરમાને ઉદ્દેશીને તેણે કહ્યું:-" તમે તમારી પાલખીમાં જઇને બેસો. અમે અહીંથી કૂચ કરવાનો બંદોબસ્ત કરીએ છીએ. સઘળી ગોઠવણ થઇ ગયા પછી તમને બોલાવવામાં આવશે."

તત્કાળ મનોરમા ચાલી ગઇ એટલે કનકસિંહે બાદલસિંહ સાથે

પોતાની જે વાતચિત થઇ હતી તે તથા ત્યાં એકાએક પિશાચપતિના હાજર થવાની હકીકત કલ્યાણસિંહને કહીને હવે શું કરવું એ માટે તેણે તેનો અભિપ્રાય પૂછ્યો. કલ્યાણસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું:–"બાદલસિંહના કહેવા પ્રમાણે જ વર્તવું મ્હને યોગ્ય લાગે છે. જો મનોરમાને લીધે આપણે જાણી જોઇને સંકટમાં ફસાઇએ તો એ આપણી મૂર્ખતા જ ગણાય. આપણે યુક્તિ પ્રયુક્તિથી તેને આપણાથી અલગ કરી નાખવી જોઇએ."

કનકઃ—એટલું કરતાં પણ જો જીવ બચે તો ઇશ્વરની અપાર કૃપા થયેલી જ સમજવી જોઇએ.

કનકઃ—કારણ ?

કનકઃ—મ્હને એમ લાગે છે કે, માત્ર એકલી મનોરમા માટે જ પિશાચપતિ અત્રે આવ્યો નથી. જો આપણો કાંઈ ભેદ એના જાણવામાં આવ્યો હોય તો તે બનવા જેવું છે. તે કદાચ આપણા કામમાં હરકત કરશે એવી મ્હને શંકા રહે છે!

કલ્યાણઃ—આપનું કહેવું ખરું છે; પરંતુ આપણું અડધું કામ થઇ ગયું છે. માત્ર આપ તથા હું ત્યાં જઇ પહોંચીએ એટલી જ વાર છે. વળી ધારો કે કદાચ પિશાચપતિ આપણી પૂંઠ પકડશે તો પણ તે આપણી ઇચ્છા સિવાય સ્યામગઢના ભોંયરામાં આવી શકશે નહિ. વળી મનોરમાને લઇ જઇને તે તેને કોઇ ઠેકાણે રાખવાનો બંદોબસ્ત કરશે ત્યાં સૂધીમાં તો આપણે સ્યામગઢ જઈ પહોંચીને જે કાંઇ કરવાનું બાકી રહ્યું છે તે કરી નાખીશું.

કનકઃ—ઇશ્વર કરે ને એમ થાય. હવે કહો જોઇએ કે, મનોરમાને કેવી રીતે અલગ કરવી ?

કલ્યાણસિંહે બાદલસિંહ તરફ જોઇને કહ્યું:–"તમે ઘણા જુના

તથા અનુભવી માણસ છો તેથી મનોરમાને કેવી રીતે અલગ કરવી એ તમે જ જણાવો."

બાદલઃ—મ્હારો મત એવો છે કે, મનોરમાને અત્રે બોલાવી તેને એમ સમજાવવું કે, જો તે આપણી સાથે રહેશે તો પિશાચપતિ કોઇ પણ રીતે તેને છોડશે નહિ. આમ હોવાથી તેને એમ કહેવું કે, 'તું પુરુષનો વેશ ધારણ કરી બાદલસિંહની સાથે કનકગઢ તરફ ચાલી જા. તે તને સહેલાઇથી ત્યાં પહોંચાડી દેશે. પછીથી અમે અમારું કાર્ય કરીને પાછા આવીશું ત્યારે યોગ્ય બંદોબસ્ત કરીશું. વળી હમણાં જો તું ત્હારા માણસોને ત્હારી સાથે લઈ જઇશ તો ત્હારા પલાયનના સમાચાર પિશાચપતિ સહેલાઇથી જાણી શકશે; તેથી બાદલસિંહની સાથે તું એકલી જ અહીંથી પલાયન કરી જાય એ ઉત્તમ છે.'

કનકઃ—કદાચ તે આમ કરવાને કબૂલ થશે તો તું પણ તેની સાથે જઇશ કે? ત્હારી ગેરહાજરીમાં સરદાર તરીકેનું કામ કોણ કરશે?

બાદલઃ—એ માટે આપ ચિંતા કરશો નહિ. હું માત્ર ચાર પાંચ ગાઉ સૂધીજ એની સાથે જઇશ. પછીથી ભુલથાપ આપી રસ્તામાં જ તેનો ત્યાગ કરી હું આપને આવી મળીશ.

કનકસિંહ બાદલસિંહનો ઉત્તર સાંભળી આશ્ચર્ય પામીને બોલ્યોઃ– "બાદલસિંહ! મ્હને લાગે છે કે, ત્હારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે! તું આવો ભુલકણો ક્યારથી થઇ ગયો એ હું સમજી શકતો નથી!! મનોરમાએ મ્હને કેટલી બધી રકમની મદદ કરી છે એ તું જાણતો નથી કે? વળી એની પાસે કેટલી બધી દોલત છે તેનો તને ખ્યાલ છે કે? ત્હારી માર્ફત મ્હેં એની પાસેથી કેટલા બધા રૂપિયા મંગાવ્યા તા? એવી રત્નદાયિનીને હું કેવી રીતે છોડી શકું? જો એમ જ કરવું હોત તો તે માટે આટલો બધો વિચાર કરવાની શી જરૂર હતી?!"

બાદલસિંહે સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:-" આપનું કહેવું બરાબર છે; હું એ સઘળી વાતો ભૂલી ગયો નથી. હું સારી રીતે જાણું છું કે, તેની પાસે પુષ્કળ દ્રવ્યસંપત્તિ છે; પરંતુ એને લીધે જ્યારે આપના જીવપર જોખમ આવી પડે તેમ છે ત્યારે પછી એ રત્નદાયિની આપણા શા કામમાં આવવાની છે ? "

કનક:—ના ના, આ સમયે તું આ સિવાય કાંઈ એવો ઉપાય શોધી કાઢ કે જેથી હમણાં તે આપણાથી અલગ થઇ જાય; પરંતુ તે આપણી મુઠ્ઠીમાંથી તો ન જ નીકળી જાય.

બાદલ:—ઠીક ત્યારે એક કામ કરીએ.

કનક:—શું કામ ?

બાદલ:—આપ એટલું તો ચોક્કસ યાદ રાખજો કે જો મનોરમા આ લસ્કરની સાથે રહેશે તો પિશાચપતિના સપાટામાંથી તે બચી જશે નહિ. વળી તે સાથે પિશાચપતિ આપની સાથે પણ પોતાના કહેવા પ્રમાણે બેઅદબી કરે તો એમાં કાંઈ નવાઈ જેવું નથી. એટલા માટે મનોરમા આપણા કબ્જામાં રહે એવી રીતે તેને અલગ કરવાની જરૂર છે. એને આપ મ્હારી સાથે મોકલો. જંગલમાંથી ગયેલા એક પગડંડીના ગુપ્ત માર્ગને હું સારી રીતે જાણું છું. એ રસ્તેથી હું તેને શ્યામગઢ સુધી લઇ જાઉં—તથા આપ અને કુમારસાહેબ જે સ્થળે રાહ જોવાની સૂચના કરો તે સ્થળે રોકાઇને આપની રાહ જોઉં. પિશાચપતિને જ્યારે એમ માલૂમ પડશે કે, મનોરમાને અલગ કરી નાખવામાં આવી છે ત્યારે તે તેની શોધ કરશે; પરંતુ તે મ્હારો પત્તો મેળવી શકશે નહિ. વળી બીજી એક વાત એ છે કે, આપ જેમ બને તેમ જલ્દીથી અહીંથી મુકામ ઉઠાવો અને મનોરમાની પાલખીને અહીં જ રહેવા દો. આમ કરવાથી પિશાચપતિને

એમ લાગશે કે, મનોરમાને અલગ કરી નાખવામાં આવી છે.

કલ્યાણ:—બરાબર છે. આ વિચાર ઉત્તમ હોઇ હું તેને પસંદ કરું છું.

કનક:—મ્હને પણ આ વિચાર પસંદ છે; પરંતુ બાદલસિંહે ક્યા સ્થાને રોકાઇને આપણી રાહ જોવાની છે એ તમારે જ જણાવવાનું છે.

કલ્યાણ:—હું તે જણાવું છું; બાદલસિંહ!

કનક:—જી મહારાજ!

કલ્યાણ:—શ્યામગઢના પહાડની પૂર્વ તરફ એક કૂવો આવેલો છે. એ કૂવો મ્હોટો હોઇ તેના પર એક ભગ્નપ્રાય: ઇમારત આવેલી છે.

કનક:—બરાબર છે, એ સ્થાન મ્હેં જોયેલું છે.

કલ્યાણ:—ઠીક, તમે એ કૂવા ઉપર ઉભા રહીને પહાડ તરફ જોશો તો એક ટેકરા જેવો ન્હાનો પર્વત તમારા જોવામાં આવશે. એનાપર એક સુકાઇ ગયેલું ઘણું જુનું પીપળાનું ઝાડ છે. તથા એ ઝાડ નીચે એક ગુફાનું મ્હોં આવેલું છે. એ ઠેકાણે રોકાઇને તમે અમારી રાહ જોજો; કેમ કે એ ગુફાના રસ્તેથી જ અમે શ્યામગઢના ભોંયરામાં પ્રવેશ કરવાના છીએ; પરંતુ જ્યાં સુધી હું તમને એ ગુફામાંથી ભોંયરામાં જવાનો રસ્તો ન બતાવું ત્યાં સુધી તમે ભોંયરામાં જઇ શકો તેમ નથી!

આમ કહી કલ્યાણસિંહે કનકસિંહને કહ્યું:-"આપ મનોરમાને બોલાવીને સઘળી હકીકત કહો. જો એ આપણા વિચાર પ્રમાણે વર્ત્તવાને રાજી હોય તો હું બાદલસિંહને રસ્તાની હકીકત સમજાવી દઉં."

કનકસિંહે બાદલસિંહને મનોરમાને બોલાવી લાવવા માટે મોકલ્યો. થોડા સમયમાં જ તે મનોરમાની સાથે પાછો આવી પહોંચ્યો.

કલ્યાણસિંહે સઘળી હકીકત તેને એવી રીતે સમજાવી દીધી કે તે તેમના વિચાર અનુસાર વર્તવાને સંમત થઈ. બાદલસિંહની સાથે પલાયન કરી જવું તેને ઉત્તમ લાગ્યું. પેલા ન્હાના પર્વત સુધી જવાનો માર્ગ રાજકુમાર કલ્યાણસિંહે બાદલસિંહને બરાબર સમજાવી દીધો. ચુપકીદીથી બે ઘોડા તૈયાર કરાવવામાં આવ્યા. મનોરમાએ પાલખીમાં છુપાઇ રહીને પુરુષનો વેશ ધારણ કર્યો તથા ઘોડાપર સવાર થઇને તે બાદલસિંહ સાથે રવાના થઇ ગઇ. બાદલસિંહે જે ઘોડાપર સવારી કરી હતી તે ઘોડો મનોરમાના ઘોડા કરતાં વિશેષ બળવાન્ અને તેજી હતો. લગભગ ચાર ગાઉ સુધી કાંઇ પણ વાતચિત કર્યા સિવાય તેમણે માર્ગ કાપ્યો. પછીથી તેઓ એક મયદાનમાં જઇ પહોંચ્યાં. એ મયદાનના મધ્ય ભાગમાં એક મ્હોટું આમ્રવૃક્ષ આવેલું હોઇ તેની ચોતરફ અડધા અડધા ગાઉ સુધીનું મયદાન આવેલું હતું. આ સમયે પોતાના ઘોડાના મ્હોંને પેલા આમ્રવૃક્ષ તરફ ફેરવી, મનોરમાને ઉદ્દેશીને બાદલસિંહે કહ્યું:–" મ્હારા પેટમાં દર્દ થતું હોવાથી થોડા વખત સુધી એ વૃક્ષની નીચે રોકાવાની મ્હારી ઇચ્છા છે."

મનોરમા:—ભલે ચાલો, રોકાવામાં મ્હને અડચણ નથી; છતાં કદાચ પિશાચપતિ આવી ચઢશે તો મ્હારી દુર્દશા થશે એવો મ્હને ભય રહે છે.

બાદલ:—હવે તમે પિશાચપતિનો ભય તમારા મનમાંથી દૂર કરો; કેમ કે જે રસ્તેથી આપણે આ તરફ આવ્યા છીએ એ રસ્તો કદાપિ તેના જાણવામાં નહિ આવ્યો હોય; છતાં મનોરમાસુંદરી, તમે પિશાચપતિથી એટલાં બધાં ડરો છો કે......

બાદલસિંહનું બોલવું પૂર્ણ થતાં પૂર્વે જ મનોરમાએ કહ્યું:— " પિશાચપતિ કેવો ભયંકર બહુરૂપી છે એ હું ઘણી સારી રીતે જાણું

છું. થોડા વખત પૂર્વે એવી સ્થિતિ હતી કે, પિશાચપતિ મ્હારું નામ સાંભળતાં જ ડરતો હતો અને અત્યારે હું તેનું નામ સાંભળીને ડરું છું!"

બાદલઃ—બરાબર છે. એના કાગળપત્રો તમારા તથા નાગરના હાથમાં જ્યાં સુધી હતા ત્યાં સુધી એ તમારાથી ડરતો હશે!

મનોરમાએ ચમકી ઉઠીને પૂછ્યું:—"શું એ હકીકત તમે જાણો છો?!"

બાદલઃ—ઘણી સારી રીતે જાણું છું.

મનોરમાઃ—કેવી રીતે એ હકીકત તમારા જાણવામાં આવી છે?

એટલામાં તેઓ બન્ને પેલા વૃક્ષ નીચે જઇ પહોંચ્યાં. બાદલસિંહે કહ્યું-"તમે પણ થોડો વખત નીચે ઉતરીને મ્હારી પાસે બેસો એટલે હું સઘળી હકીકત કહું."

મનોરમા પણ ઘોડાપરથી નીચે ઉતરી પડી. બન્ને ઘોડાઓને એક મ્હોટી નીચે ઝૂકતી ડાળ સાથે બાંધી દેવામાં આવ્યા. પછીથી ઘોડાના જીનને નીચે બીછાવીને બન્ને જણાં તેનાપર બેઠાં. મધ્યરાત્રિ વીતી ગઇ હતી તથા ચંદ્રદેવના વિમળ પ્રકાશનો વસુંધરાપર વિસ્તાર થયેલો હતો. થોડા સમયપૂર્વેનો અંધકાર સર્વથા દૂર થઇ ગયો હતો. મનોરમાએ બાદલસિંહને પૂછ્યું:—"હવે કહો જોઇએ કે, પિશાચપતિના કાગળપત્રોની હકીકત કેવી રીતે તમારા જાણવામાં આવી છે?"

"પિશાચપતિના મુખે જ મ્હેં એ હકીકત સાંભળી હતી." બાદલસિંહે ઉત્તર આપ્યો.

મનોરમાના મુખમાંથી આ સમયે આશ્ચર્યસહ એવા શબ્દો બ્હાર નીકળી પડ્યા કે:-"ત્યારે તમે પિશાચપતિને પિછાનો છો કે?!"

બાદલઃ—હા, પિશાચપતિને હું ઘણી સારી રીતે ઓળખું છું!

મનોરમાઃ—ત્યારે તો નાગર પાસેથી પોતાના કાગળપત્રો કેવી રીતે મેળવ્યા હતા એ પણ તેણે તમને કહ્યું હશે ?!

બાદલઃ—હાં, એ હકીકત પણ તેણે મ્હને કહી હતી. હજી સૂધી એ હકીકત તમારા જાણવામાં નથી આવી કે?

મનોરમાઃ—એ હકીકત મ્હારા જાણવામાં કેવી રીતે આવી શકે? ઘણા સમય સૂધી તો હું પદ્માવતીના અજાયબઘરમાં બંદિની થઈ પડેલી હતી. ત્યાંથી છૂટયા પછી વળી હું બીજા નવા ચક્કરમાં પડી છું. તમે તો સઘળું જાણો છો; છતાં આવા પ્રશ્નો કેમ પૂછો છો?

બાદલઃ—અરેરે! પેટમાંનું દર્દ વધતું જ જાય છે. થોડો વખત ધીરજ ધારણ કરો તો હું તમારા પ્રશ્નનો ઉત્તર આપું!

આમ કહીને બાદલસિંહ ચુપ થઇ ગયો, તથા એક કલાક સૂધી બન્નેમાંથી કોઇ કાંઇ બોલ્યું નહિ. બાદલસિંહ અત્યાર સૂધી દર્દનું કારણ દર્શાવી સ્થિરતાથી બેસી રહ્યો હતો; પરંતુ કોઇ માણસ પોતાના શત્રુ પાસે જેટલી સાવધાનતા રાખે તેટલી જ સાવધાનતા તેણે મનોરમા પાસે રાખી હતી. વળી મયદાન તરફ તે કોઇ આવવાનું હોય એવી આતુર દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. મનોરમા પણ તેનો આવો ભાવ જોઇ ઘણી આશ્ચર્યચકિતા બની ગઈ હતી. એવામાં બે માણસો દોડતા દોડતા પોતાના તરફ આવતા દેખાયા. મનોરમાએ પૂછ્યુંઃ-"આ બે માણસ આ તરફ દોડતા દોડતા કેમ આવે છે તથા તેઓ કોણ છે? '

બાદલસિંહઃ—આવો પ્રશ્ન હું તમને જ પૂછવાનો હતો; પરંતુ જ્યારે તમે જ મ્હને આ પ્રશ્ન પૂછો છો ત્યારે મ્હારે દિલગીરી સાથે કહેવું પડે છે કે, એ બન્નેમાં એક પિશાચપતિ છે.

મનોરમાઃ—શું તમે મ્હારી સાથે ઠઠ્ઠામશ્કરી કરો છો?!

બાદલઃ—ના ના—એવી કલ્પના પણ તમે કરશો નહિ.

નોરમાઃ—ત્યારે તમે આમ કેમ કહો છો?

બાદલઃ—એટલા માટે જ કહું છું કે, હું ખરો બાદલસિંહ નથી!

મનોરમાએ ચમકીને પૂછ્યું:-" ત્યારે કોણ છો?"

બાદલઃ—હું પિશાચપતિનો મિત્ર અને શ્રીમાન્ ઇન્દ્રદેવનો બહુરૂપી સરયુસિંહ છું.

આ ઉત્તર સાંભળવામાં આવતાં જ મનોરમાનું મ્હોં ઉતરી ગયું. તેણે ઘણી સ્ફુર્તિથી પોતાનો જમણો હાથ સરયુસિંહના મ્હોં તરફ લંબાવ્યો; પરંતુ સરયુસિંહ પ્રથમથી જ સાવધાન હતો. તેણે ચાલાકીથી મનોરમાનો હાથ પકડી લીધો. જેવી વિષમયી મુદ્રિકાના નાગરની આંગળીમાં હતી તેવી જ મુદ્રિકા મનોરમાની આંગળીમાં હતી. નાગરે એ મુદ્રિકાથી પિશાચપતિને કેવી રીતે હયરાન કર્યો હતો એ વાંચકબંધુઓ જાણે છે જ. એ વિષમયી મુદ્રિકાથી મનોરમાએ બનાવટી બાદલસિંહને મારવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એનો પ્રયત્ન સફળ થયો નહિ. તેણે મનોરમાના હાથનું કાંડું બળપૂર્વક પકડી લીધું. આ સમયે પિશાચપતિ બાદલસિંહના એક શિષ્ય સાથે ત્યાં આવી પહોંચ્યો. હવે મનોરમા સમજી શકી કે, તે ભયંકર કાળના પંઝામાં ફસાઇ પડી છે. હવે એ બહુરૂપીઓ જે પ્રમાણે વર્તવાની તેને આજ્ઞા કરી તે પ્રમાણે વર્તવાને કોઇ પણ પ્રકારની આનાકાની કર્યા સિવાય એ તૈયાર થઇ ગઇ.

ક્ષમાપ્રાર્થના કરીને પિશાચપતિના પંઝામાંથી છૂટી શકાય એવી મનોરમાને બિલ્કુલ આશા નહોતી. જ્યાં સુધી પિશાચપતિએ તેને કાંઇ પૂછ્યું નહિ ત્યાં સુધી તે ચુપ રહી. તેણે પોતાના હાથ પગ બંધાવા છતાં એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. પછીથી પિશાચપતિ અને સરયુસિંહ વચ્ચે આ પ્રમાણે વાતચિત ચાલવા લાગી:—

પિશાચઃ—હવે શું કરવું?

સરયુઃ—એ જ કે, આ મનોરમાને તમારા ઘોડાપર નાખીને

તમે તેને તમારે ઘેર લઇ જાઓ તેને બરાબર દેખરેખ નીચે રાખીને તમે પાછા ચાલ્યા આવજો.

પિશાચ:—અને પેલા બાદલસિંહને આપ કેદ પકડી બેહોશ બનાવી દઇને આવ્યા છે તેનું શું કરવું છે?

સરયુસિંહે થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:– "એને પણ હમણાં આપણે આપણા કબ્જામાં રાખવો જોઇએ, કેમ કે હું બાદલસિંહના વેશમાં જ રાણા કનકસિંહની સાથે શ્યામગઢના ભોંયરામાં જઈ એ દુષ્ટોના કાવત્રાંઓમાં તેમને જ ફસાવી દેવાની ઇચ્છા રાખું છું. આમ હોવાથી જો હમણાં બાદલસિંહ છૂટો થઈ જશે તો સઘળું કામ બગડશે તથા તે સાથે મ્હારાપર પણ સંકટ આવી પડશે."

પછીથી બાદલસિંહના વેશમાં પોતાની કનકસિંહ તથા કલ્યાણ-સિંહ સાથે જે વાતચિત થઈ હતી તે સરયુસિંહે પિશાચપતિને કહી સંભળાવી. હવે જ મનોરમાને માલૂમ પડ્યું કે, બનાવટી બાદલસિંહે જે ભયંકર કૂતરાવાળી સ્ત્રીની હકીકત કનકસિંહને કહી હતી તથા જે સ્ત્રીને તેણે મનોરમાની બ્હેન તરીકે ઓળખાવી હતી એ સઘળું સર્વથા અસત્ય તેમ જ કપોળકલ્પિત હતું.

પિશાચપતિએ સઘળી હકીકતથી માહિતગાર થયા પછી સરયુ-સિંહને કહ્યું:–"ત્યારે તો શ્યામગઢના ભેદી ભોંયરામાં જવાનો ઉત્તમ સુયોગ તમને પ્રાપ્ત થયો છે."

સરયુ:—અને તેથી જ બાદલસિંહને હું આપણા કબ્જામાં રાખવાને કહું છું.

પિશાચ:—કાંઇ ચિંતા નહિ. હું તેને હમણાં જ કોઇ પણ રીતે મ્હારે ઘેર પહોંચાડી દઇશ.

આમ કહી પિશાચપતિએ સરયુસિંહના શિષ્ય તરફ સંકેત કરીને

કહ્યુંઃ-" આ તમારા શિષ્યને મનોરમા બનાવીને તમે તમારી સાથે લઈ જશો કે ? "

સરયુ:—જરૂર લઇ જઇશ, તથા કલ્યાણસિંહે બતાવેલા ઠેકાણે જઈ પહોંચીને એ લોકોની રાહ જોઇશ.

પિશાચ:—અને મ્હને શું કાર્ય સોંપવામાં આવે છે?

સરયુ:—મ્હને એ વાતની ચોક્કસ ખબર મળી છે કે, હમણાં સમશેરખાન શ્યામગઢમાં છે અને કુમાર કલ્યાણસિંહ તેની સહાયતા મેળવવાની ઇચ્છા રાખે છે; તેને પોતાના મિત્રનો પુત્ર સમજીને સમશેરખાન સહાયતા કરે તો તે બનવા જેવું છે. જો એમ થશે તો મહારાણા વીરસિંહજીને ઘણું નુકસાન થશે.

પિશાચ:—હું તમારું કહેવું સમજી ગયો છું. જે કાર્ય મ્હારે કરવાનું છે તે કરી નાખીને બનતી ત્વરાથી હું શ્યામગઢ આવીશ, તથા સમશેરખાનની તપાસ કરીશ; છતાં હું ત્યાં ઉપસ્થિત થયો છું એવું જો કદાચ મહારાણા વીરસિંહજીના જાણવામાં આવશે તો હજી સુધી મ્હેં બલભદ્રસિંહનો પત્તો મેળવેલો નહિ હોવાથી એ માટે તેઓ મ્હને સજા કરશે એવો મ્હને ભય રહે છે.

આમ કહીને પિશાચપતિએ મનોરમાના મ્હોં તરફ જોયું. બલભદ્રસિંહનું નામ સાંભળતાંની સાથે જ તે ચમકી ઉઠી. તેનું ચિત્ત અસ્થિર બની ગયું. તેણે આત્મસંયમ કરવાનો પ્રયત્ન કર્યો; છતાં તે વૃથા થઇ પડ્યો. ગભરામણથી તેણે પિશાચપતિને પૂછ્યું:-" ક્યા બલભદ્રસિંહ ?! "

પિશાચ:—શ્રીમતી લક્ષ્મીદેવીના પિતા. એમનો પત્તો મેળવવાને માટે જ અમે તને કેદ કરી છે.

મનોરમા:-મ્હારો એમની સાથે શો સંબંધ છે ? તેઓ કોણ છે તથા લક્ષ્મીદેવી કોનું નામ છે એ હું શું જાણું ?!

પિશાચઃ—હશે, પ્રસંગ આવ્યે સઘળું જણાશે. લક્ષ્મીદેવીને મળવા માટે તમે લોકો શ્યામગઢ જતાં હતાં; પરંતુ ગભરાવાની જરૂર નથી. હવે તું બલભદ્રસિંહ અને ઇન્દિરાને મળે એવો હું બંદોબસ્ત કરીશ.

મનોરમાએ વિશેષ ગભરાઇને કહ્યુંઃ—"ઇન્દિરાદેવી! ઓહ્! ના ના—ઇન્દિરા કોણ છે એ હું જાણતી નથી. એમની સાથે તમારો મેળાપ થઇ ગયો છે કે શું? તેમણે મ્હારા માટે કાંઈ ફરિયાદ કરી છે કે શું? ના ના—જો ઇન્દિરાએ મ્હારી નિંદા કરી હોય તો તે જૂઠી છે; હું તો તેના ઉપર અપાર પ્રેમ રાખતી હતી—તેને મ્હારી બ્હેન સમજતી હતી. મ્હને એમ લાગે છે કે, કોઇએ તેના ચિત્તને ભ્રમિત તથા અસ્થિર બનાવી દીધું હશે. એ દીવાની—ઉન્માદિની બની ગઈ હશે! મ્હારો વેશ ધારણ કરી કોઇએ તેને છેતરી હોય તો તે પણ બનવા જેવું છે. ના ના—તેને છેતરનાર બીજી જ સ્ત્રી હતી. એ લુચ્ચી સ્ત્રીનું નામ પણ હું કહીશ. હું તો મથુરાં ગઇ હતી. ઓહ્! આહ!! મ્હારા પેટમાં પ્રાણહારક દર્દ થાય છે! હવે હું શું કરૂં?!"

મનોરમાની સ્થિતિ ઘણી વિચિત્ર થઇ ગઇ. તે ઉન્માદિનીની માફક બોલતી હતી. તેના મ્હોં ઉપર ભયની અને આશ્ચર્યની છાયા છવાઈ ગઈ હતી. તેની આવી સ્થિતિ જોવામાં આવતાં સરયુસિંહ અને પિશાચપતિને પણ ઘણું આશ્ચર્ય લાગ્યું. તેઓ બન્ને સમજી ગયા કે દર્દનું ખોટું કારણ દર્શાવીને મનોરમાના પોતાના દિલના દર્દને છુપાવવાનો પ્રયત્ન કરે છે; છતાં એ કાર્યમાં તે ફાવી શકી નહોતી.

સરયુસિંહે પિશાચપતિને કહ્યુંઃ—"થયું! હવે આપણે આના પાખંડને ક્યાં સુધી જોયા કરીશું? હવે આને ઝડપથી લઇ જઇને કામે લાગો. આપણો અત્યારનો સમય મૂલ્યવાન્ હોવાથી તેને વૃથા ગૂમાવવો જોઇએ નહિ. મ્હારા શિષ્યને અહીં મૂકી જાઓ હવે હું પણ મ્હારા કામે લાગું છું."

પિશાચપતિએ બેશુદ્ધિની દવા સુંઘાડીને મનોરમાને બેશુદ્ધ બનાવી દીધી, તથા જે ઘોડાપર બેસીને તે આવી હતી એ ઘોડાપરજ તેને લાદીને પછી પોતે પણ ઘોડેસવાર થઇ તેણે પૂર્વ તરફનો રસ્તો લીધો. હવે સરયુસિંહ પોતાના શિષ્યને મનોરમા બનાવવાની ફિકરમાં પડ્યો.

## પ્રકરણ ૨ જું.

### સમશેરખાનની વફાદારી.

આ નવલકથાના સાતમા ભાગમાં અમે લખી ચુક્યા છીએ કે, સમશેરખાને પોતાના અપરાધોની ક્ષમા માગેલી હોવાથી તેને કોઇ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડે નહિ એવી સગવડતા કરી આપીને શ્યામગઢમાં રાખવામાં આવ્યો હતો, તથા જ્યોતિસિંહે તેને તેના સઘળા અપરાધોની ક્ષમા આપી હતી. જે રાત્રે રાણો વીરસિંહ, ઇન્દ્રદેવ, જ્યોતિસિંહ વગેરે ભેદી ભોંયરામાં ગયા હતા એ રાત્રિની હકીકત હવે અમે લખીએ છીએ. મહારાણો વીરસિંહ વગેરે શા માટે ભોંયરામાં ગયા હતા તે સંબંધી સમશેરખાન કાંઇ જાણતો નહોતો, તથા એ વિષય સાથે તેને કશો સંબંધ નહોતો. તેને માત્ર એટલી જ ચિંતા હતી કે, પિશાચપતિની તપાસનો નિકાલ આવી જાય એટલે પોતે પોતાની રાજધાની તરફ પટણા ચાલ્યો જાય, તથા એટલા માટે જ તેને મહારાણા વીરસિંહ તરફથી શ્યામગઢમાં રોકી રાખવામાં આવ્યો હતો.

જે ઓરડામાં સમશેરખાનનો મુકામ હતો એ ઓરડો ઘણો લાંબો તેમ જ પહોળો હોઇ તેમાં મૂલ્યવાન્ વસ્તુઓ હતી. કોઇ પણ

પ્રકારની વસ્તુનો ત્યાં અભાવ નહોતો. સમશેરખાનના ઓરડાની બન્ને બાજૂએ એક એક ઓરડી આવેલી હતી. એ બે ઓરડીઓ પૈકી એકમાં શયનગૃહ હતું અને બીજીમાં સ્નાન વગેરે કરવાની વ્યવસ્થા હતી. એ સ્નાનગૃહમાંથી મહેલના પાછળના ભાગમાં જવા માટે એક દ્વાર આવેલું હતું; પરંતુ હમણાં એ દ્વાર બંધ હતું. એ દ્વારની કુંચી મહેલના પહેરેગીર પાસે હતી. શયનગૃહ તરીકે વપરાતી ઓરડીમાં માત્ર એક જ દ્વાર હતું, અને તેની ત્રણે તરફની દિવાલ લાકડાની બનેલી હતી.

એક તરફથી મધ્યરાત્રિના સમયે જ્યારે મહારાણા વીરસિંહ, જ્યોતિસિંહ અને તેમની સાથેનાં માણસો જ્યારે ભોંયરામાં સપડાઈ ગયાં ત્યારે બીજી તરફ સમશેરખાન ઉંચી ગાદીપર આડા પડીને એક પુસ્તક વાંચ્યા કરતો હતો. તકીઆની પાછલી તરફ આરસપત્થરના એક આસનપર ઉજ્વળ દીપક સળગતો હતો. એવામાં એ શયનગૃહના પલંગ સાથે કોઇ અથડાયું હોય એવો અવાજ સંભળાયો. આથી ચમકીને સમશેરખાને પોતાના હાથમાંનું પુસ્તક નીચે મૂકી દઇ દ્વાર તરફ જોયું. આ સમયે તેણે દ્વારનો પર્દો ખસેડી કુમાર કલ્યાણસિંહને શયનગૃહમાં પ્રવેશ કરતો જોયો. અત્યંત આશ્ચર્યચકિત બની જઈ સમશેરખાને પૂછ્યું:—"કોણ રાજકુમાર કલ્યાણસિંહ કે?"

"જી હા." કલ્યાણસિંહે સલામ કરી નમ્રતાથી ઉત્તર આપ્યો.

"આ દિવાનખાનામાંથી તમે એ ઓરડામાં ક્યારે ગયા, તથા એ સંબંધી હું કાંઇ જાણી કેમ ન શક્યો?" સમશેરખાને પૂછ્યું.

સમશેરખાનના આ પ્રશ્નના ઉત્તરમાં કલ્યાણસિંહે કહ્યું:—"હું બહારથી એ ઓરડામાં ગયો નથી."

"પણ ઓરડામાં બીજો એકકે રસ્તો નથી!"

કલ્યાણઃ—એક રસ્તો છે તે કદાચ આપ નહિ જાણતા હો. પ્રથમ હું દિવાનખાનાનાં દ્વાર બંધ કરી દઉં, અને પછીથી આપણે શાન્તિથી સઘળી વાતચિત કરીએ.

આમ કહીને કલ્યાણસિંહ દ્વાર તરફ ગયો તથા એ ઓરડાનાં ત્રણે દ્વાર બંધ કરીને તે પાછો સમશેરખાન પાસે આવ્યો. સમશેરખાને કહ્યું:–"તમે ત્રણે દ્વાર કેમ બંધ કરી દીધાં? તમને ભય લાગે છે કે શું?"

કલ્યાણઃ—જી હા, જો આપણને કોઇ જોઇ જશે તો આપણા ઉપર સંકટ આવી પડશે.

સમશેર—ત્યારે તમે રાણા વીરસિંહજીની ઇચ્છાથી છૂટયા હો એમ લાગતું નથી; તમે બીજા કોઇની મદદથી છુપી રીતે નાસી આવ્યા હો એમ હું ધારું છું. તમે રામગઢના કારાગૃહમાં સપડાયલા હતા એ હું જાણું છું.

કલ્યાણઃ—જી હા, આપનું કહેવું બરાબર છે.

સમશેરઃ—ઠીક, તમે મ્હારી પાસે આવીને બેસો, તથા કહો જોઇએ કે, તમે કેવી રીતે છૂટયા અને અત્રે કેવી રીતે આવી શક્યા છો?

કલ્યાણસિંહે સમશેરખાન પાસે બેસીને કહ્યું:–"સઘળી હકીકત ખુલાસાથી કહેવાનો હમણાં અવકાશ નથી; પરંતુ એટલું કહેવાની જરૂર છે કે, રાણા કનકસિંહે મ્હારી મદદ મેળવવા માટે મ્હને છોડાવ્યો છે. વળી હું તેમના તરફથી આપની પાસે મદદ માગવાના ઉદ્દેશથી આવ્યો છું. જો આપ મદદ કરશો તો હું આજે જ રાણા વીરસિંહ પાસે મ્હારા પિતાના વૈરનો બદલો લઇશ."

સમશેરખાને હસીને કહ્યું:–"આ તમારી નાદાની છે. તમે હજી

બાળક હોવાથી જ આવા ગંભીર વિષયનો સંપૂર્ણ વિચાર કરતા નથી. રાણા વીરસિંહજી સાથે શત્રુતા કરવી એ પોતાના હાથે જ પોતાના પગપર કુહાડી મારવા જેવું છે. એમની સાથે યુદ્ધ કરીને કોઈ વિજય મેળવી શકે તેમ નથી જ; એટલું જ નહિ પરંતુ રાણા વીરસિંહજીના બહુરૂપીઓ એટલા બધા ચાલાક છે કે તેમની પાસે કોઇની ચાલાકી ચાલી શકે તેમ નથી."

કલ્યાણઃ—"આપનું કહેવું બરાબર છે; પરંતુ આ પ્રસંગે અમે રાણા વીરસિંહ તથા તેનાં માણસોને બરાબર ફસાવી રાખ્યાં છે.

સમશેરઃ—કેવી રીતે?

કલ્યાણઃ—આપ જાણતા નથી કે, વીરસિંહજી પોતાના બહુરૂપીઓ, માયાસુંદરી, બંસરીબાલા વગેરે સર્વને સાથે લઈ ભોંયરામાં ગયા છે?

સમશેરઃ—એ તો હું જાણું છું.

કલ્યાણઃ—જે સમયે રાણા વીરસિંહે પોતાનાં માણસો સાથે ભોંયરામાં પ્રવેશ કર્યો તે સમય પહેલાં જ અમે અમારા ન્હાના સૈન્યસહ ભોંયરામાં આવી પહોંચ્યા હતા, તથા ગુપ્તમાર્ગેથી એકાએક આ કિલ્લામાં પ્રવેશ કરીને અમે કિલ્લો કબ્જે કરવાનો વિચાર રાખતા હતા; પરંતુ દૈવયોગે એ લોકો ભોંયરામાં આવેલાં હોવાથી અમારું કાર્ય ઘણું સરળ થઈ ગયું. કનકસિંહજીએ સૈન્યસહ શત્રુઓને ઘેરી લીધા છે, અને હું એક સુરંગને રસ્તેથી કે જેનું બીજું દ્વાર આપની સઈ રહેવાની ઓરડીમાં આવેલું છે—ત્યાંથી આપની પાસે મદદ મેળવવાને આવ્યો છું. બીજી તરફથી કનકસિંહજીએ શત્રુઓને પોતાને તાબે કર્યા હશે અગર તો તેમનો સંહાર કર્યો હશે. હવે આપ મ્હને મદદ કરશો તો કિલ્લામાં હું મ્હારો અધિકાર બેસાડી શકીશ.

સમશેરખાને પોતાના મન સાથે કાંઇ વિચાર કરીને કહ્યુંઃ—"હું સારી રીતે જાણું છું કે, અહીં આવેલા અદ્દભુત ભોંયરાનો તથા તેના ભેદભરેલા રસ્તાઓનો ભેદ તમારા જેટલો બીજું કોઇ જાણતું નથી. આમ હોવાથી તમે રાણા વીરસિંહજીને તેમનાં માણસો સાથે ઘેરી લીધા હોય એ બનવા જેવું છે; પરંતુ તમે તેમનો સંહાર કરી શકો એ મ્હને શકય લાગતું નથી. જો કે રાણા વીરસિંહજી વગેરે ભોંયરાનો સઘળો ભેદ જાણતા નથી; પરંતુ જે ઇન્દ્રદેવને આપણે સારી રીતે ઓળખીએ છીએ તે ઇન્દ્રદેવ પણ તેમની સાથે છે. એક દિવસે તમારા પિતાએ મ્હને કહ્યું હતું કે, 'સર્વના કરતાં માત્ર ઇન્દ્રદેવ જ ભોંયરાનો વિશેષ ભેદ જાણે છે.' એ વાકય તમારા સ્મરણમાં નથી કે?"

કલ્યાણસિંહે આ વાકયો સાંભળી વિસ્મિત બની જઇને કહ્યું—"એ વાકય તો મ્હારા સ્મરણમાં છે જ. શું ઇન્દ્રદેવ પણ રાણા વીરસિંહજી સાથે ભોંયરામાં ગયેલા છે? વીરસિંહજીએ ઇન્દ્રદેવ સાથે સ્નેહસંબંધ સાધ્યો છે?"

સમશેરઃ—હા, અને તેથી જ રાણા વીરસિંહજી વગેરે તમારી આધીનતામાં આવે એ સર્વથા અશક્ય છે. બીજી વાત એ છે કે, તમે એકલા માત્ર એકાદ મદદગારથી કિલ્લામાં શું કરી શકો તેમ છો?

કલ્યાણઃ—આપની પાસે હું એકલો આવ્યો નથી. સો સિપાહીઓને હું મ્હારી સાથે લઇ આવ્યો છું. આપ આજ્ઞા આપો તે સાથે જ હું તેમને આ ઓરડીમાંથી બ્હાર નીકળતા આપને બતાવી શકું તેમ છું. હવે વિચાર કરી જુઓ કે, રાણા વીરસિંહ અને તેના બહુરૂપીઓ હમણાં ભોંયરામાં છે. કિલ્લામાં તેમના જે પાંચસો સાતસો સિપાહીઓ છે તેઓ પણ નિશ્ચિત છે. આવી સ્થિતિમાં આપણે બન્ને

સો બહાદુર સૈનિકોની સહાયતાથી ઇચ્છિત કાર્ય કરી શકીએ તેમ છીએ કે નહિ? ઇન્દ્રદેવનું ભોંયરામાંનું અસ્તિત્વ આ પ્રસંગે આપણા કાર્યમાં વિઘ્નકર્ત્તા નીવડે તેમ છે; પરંતુ એ માટે વિશેષ ચિંતા કરવાનું કારણ નથી. ભોંયરાના સઘળા રસ્તાઓ બંધ થઈ ગયેલા હોવાથી શત્રુઓ કદાચ કાબૂમાં નહિ આવે તો પણ તેઓ બ્હાર નીકળી શકશે નહિ. તેઓ ક્ષુધા તૃષ્ણાનું દારુણ દુઃખ ભોગવી ભેદી ભોંયરામાં અકાળે જ મરી જશે, અને આ તરફથી આપણે કિલ્લો કબ્જે કરી લઇશું........

કલ્યાણસિંહનું વાકય પૂર્ણ થતાં પહેલાં જ સમશેરખાન બોલી ઉઠયો:—"આ સઘળી કલ્પનાઓ ભ્રમમૂલક છે. હું જાણું છું કે, તમે તમને બહાદુર અને હોંશિયાર સમજો છો; પરંતુ રાણા વીરસિંહજીના પ્રબળ પ્રતાપ સમક્ષ તમારા બળવીર્યનો બિલ્કુલ ઉપયોગ થઇ શકે તેમ નથી. વળી તેમની પ્રામાણિકતા, ધર્મપ્રિયતા, વફાદારી વગેરેનું વિસ્મરણ કરી આ કિલ્લામાં રહેતું એક પણ માણસ તમને મદદ કરશે નહિ. અહીંનાં આબાલવૃદ્ધની આંતરિક પ્રીતિ રાણા વીરસિંહે પોતાના સદય, ઉદાર અને માયાળુ વ્યવહારથી મેળવી છે. રાણા વીરસિંહજી જેવો સત્યવાદી, દયાળુ અને પ્રામાણિક રાજા બીજો એક પણ છે કે? તેમણે મ્હને મ્હારા સઘળા અપરાધોની ક્ષમા આપી માન અને પ્રતિષ્ઠા દર્શાવીને પોતાનો મહેમાન બનાવ્યો છે. મ્હારી રગેરગમાં એમના અહેસાનનું ખૂન ભરેલું છે. મ્હારું અંતર પ્રત્યેક ક્ષણે તેમને શુભાશીષ આપી તેમના કલ્યાણની કામના કરે છે. એમના જેવા દેવાંશી નરપતિની સાથે હવે આ સમશેરખાન કદાપિ શત્રુતા કરે તેમ નથી. તેમના જેવાની તાબેદારીમાં પણ હું ઘણું માન સમજું છું. તમે મ્હારા મિત્રના પુત્ર છો; પરંતુ હું તમને એમ ભાર દઇને કહું છું કે, તમે

તમારા પિતાની માફક રાણા વીરસિંહજી સાથે દગો કરશો નહિ. એમની સાથે દુશ્મની કરવાથી તમારું કાળાંતરે પણ કલ્યાણ નહિ થાય. તમારા અપરાધોની તમને ક્ષમા અપાવવાની જવાબદારી હું મ્હારા શિરપર લઉં છું. વળી જો શ્યામગઢપર સત્તા ચલાવવાની ઈચ્છા હોય તો એ ઈચ્છા તમે રાણા વીરસિંહજીની આધીનતામાં રહી પૂર્ણ કરી શકો તેમ છો. તેઓ અત્યંત ઉદાર હૃદયના હોવાથી આવું રાજ્ય તેમને મન કાંઈ હિસાબમાં નથી.”

કલ્યાણ:—અફસોસ! હમણાં જે શબ્દો હું આપના મુખેથી સાંભળું છું તે સાંભળવાની મ્હેં કદાપિ આશા રાખી નહોતી. આપને હું આવા ભયભીત અને શૌર્યહીન બની ગયેલા જોઈશ એવી મ્હેં કલ્પના સુદ્ધાં કરી નહોતી. આપ મ્હારી પાસે રાણા વીરસિંહની ખુશામદ કરશો એવો મ્હને સ્પપ્નમાં પણ વિચાર આવ્યો નહોતો. જેના પુત્રે આપની પુત્રીની ઇજ્જત બદનામ કરી છે તેની જ ખુશામદ તમે કરો છો કે?!

રોશાવેશમાં જ સમશેરખાને કહ્યું:—“તમારાં આવાં ઉત્તેજિત વચનોથી હું પણ ભ્રમિત બની જઇ દગાબાજ અને વિશ્વાસઘાતક નહિ જ થાઉં. ગૌહરની યાદ મ્હારા હૃદયનાં સાચાં તથા ન્યાયપ્રિય નેત્રોને ફોડી નાખી મ્હને આ નેકીની દુનિયામાં આંધળો બનાવે તેમ નથી. જેણે મ્હારા પૂર્વજોની કીર્તિને કલંકિત કરી છે તેનું હું આ સંસારમાં પુનઃ દર્શન કરવાને ઇચ્છતો નથી. કોઇ નાલાયકને માટે લાયકની સાથે બુરાઇ કરવી, કોઇ અધર્મીને માટે ધર્મનું ખૂન કરવું, કોઈ અપ્રમાણિકને માટે પ્રામાણિકતાનો નાશ કરવો તથા કોઈ અવિશ્વાસીને માટે વિશ્વાસઘાત કરવો એ સમશેરખાનનું કામ નથી. હું એમ સમજતો હતો કે, તમારા હૃદયમાં સાચી બહાદુરી ભરેલી છે.

તમે દુનિયામાં નામના મેળવી શકો તેમ છો, અને એટલા માટે હું તમારી ભલામણ કરવાનો હતો; પરંતુ હવે હું સારી રીતે સમજી શક્યો છું કે તમારી ભાગ્યનૌકા કનકસિંહના તૂફાનમાં પડી એક જબ રદસ્ત પહાડ સાથે ટક્કર ખાવાની તૈયારીમાં છે; અસ્તુ. હવે કૃપા કરી તમે એકદમ અહીંથી ચાલ્યા જાઓ અને મ્હારા તરફથી કોઈ પણ પ્રકારની મદદ મેળવવાની આશા રાખશો નહિ. જો તમારા પિતા સાથે મ્હારી મિત્રાચારી ન હોત તથા હું તમને મ્હારા મિત્રપુત્ર સમજતો હોત તો......”

સમશેરખાનનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ કલ્યાણસિંહ બોલી ઉઠયો:—“ હું અત્રે કાંઇ આપનું આવે વિસ્તૃત ભાષણ સાંભળવાં આવ્યો નથી. હમણાં મ્હને ઘણો થોડો વખત છે અને મ્હારે ઘા કામ કરવાનું છે. હવે આપ એટલું કહી દો કે હું આપના તરફથી મદદ મળવાની આશા રાખું કે નહિ ?”

સમશેર:—તમારા આ પ્રશ્નનો ઉત્તર હું આપી ચુકયો છું. તમને મ્હારા તરફથી બિલકુલ મદદ મળશે નહિ; એટલું જ નહિ પણ તમને રાણા વીરસિંહજી સાથે શત્રુતા કરતા જોઈ મ્હારાથી ચુપકીદી ધારણ કરી બેસી રહેવાશે નહિ.

કલ્યાણસિંહે ક્રોધવશ થઇને કહ્યું:—“ત્યારે તમે પણ મ્હારા સાથે શત્રુતા કરશો કે ?”

સમશેર:—હું એમ કરું તો એમાં ખોટું શું છે? જેમનાપ્રતિ પ્રત્યેક વ્યક્તિ પ્રેમ રાખે છે તેમની સાથે શત્રુતા કરવી એ સારું નથી પરંતુ જેની આંખો અંધ છે, દુનિયામાં જેને કોઈ પણ પ્રકારની કીર્ત્તિ મેળવવાની ઇચ્છા નથી, જે અપ્રામાણિક, અધર્મી અને અવિચારી છે તેની સાથે શત્રુતા કરવામાં કાંઇ ખોટું નથી.

કલ્યાણઃ—ત્યારે તો સર્વથી પ્રથમ હું આપની જ વ્યવસ્થા કરી નાખું છું.

કલ્યાણસિંહના આ વાકયના ઉત્તરમાં સમશેરખાન કાંઇ કહે તે પૂર્વે જ બ્હારથી કોઇનો એવો અવાજ સંભળાયો કેઃ–"ત્હારાથી બની શકે તો તું વ્યવસ્થા કરી નાખ જોઇએ !"

આ અવાજ સાંભળી બન્ને જણા ચમકી ઉઠયા; પરંતુ કલ્યાણસિંહે વિશેષ સમય સૂધી રાહ જોવાનું વ્યાજબી ધાર્યું નહિ. તેણે શયનગૃહની પેલી ઓરડીમાં જઇ જોરથી એક તાળી વગાડી. સમશેરખાન સમજી ગયો કે, કલ્યાણસિંહ પોતાના સાથીદારોને બોલાવે છે; કેમ કે કલ્યાણસિંહે થોડા સમય ઉપર જ તેને એમ કહ્યું હતું કે, 'મ્હારી સાથે સો સિપાહીઓ છે, જેઓ આજ્ઞા મળતાંની સાથે જ આ ઓરડીમાંથી બ્હાર નીકળી શકે તેમ છે.'

તાળી વગાડીને કલ્યાણસિંહ એ ઓરડી તરફ અગ્રેસર થયો. તેની મતલબ સમજી જઇને સમશેરખાને ઝડપથી એ ઓરડાનો દરવાજો પોતાના મદદગારોને બોલાવવાના વિચારથી ખોલી નાખ્યો. આ સમયે તેણે એક બુરખાવાળા માણસને હાથમાં તેજસ્વી ખંજર લઇ અંદર આવતો જોયો. સમશેરખાને આશ્ચર્ય પામીને તેને પૂછયુંઃ– "તમે કોણ છો ?"

"ગૅબી મદદગાર !" બુરખાવાળાએ ઉત્તર આપ્યો.

આથી વિશેષ વાતચિત કરવાનો વખત મળ્યો નહિ; કેમ કે ઓરડીમાંથી કેટલાક સિપાહીઓને હાથમાં નાગી તલ્વારો લઇને બ્હાર નીકળતા તેમણે જોયા. એ બધા કલ્યાણસિંહના પક્ષના હથિયારબંધ સિપાહીઓ હતા.

---

# પ્રકરણ ૩ જું.

## અભાગિની ઇન્દિરા.

હવે આપણે પાછા ઇન્દ્રજીત અને આનન્દસિંહ તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ. આનન્દસિંહે જ્યારે તિલિસ્માનો ભેદ જાણવાનું કાર્ય મુસ્કેલી ભર્યું બતાવ્યું ત્યારે ઇન્દ્રજીતસિંહે તેને કહ્યું:—

" જો એવી મુસ્કેલી ન હોય તો સર્વે એ ભેદ સમજી ન જાય કે?"

આનન્દઃ—બરાબર છે, હવે આપણે શું કરીશું?

ઇન્દ્રજીતઃ—પ્રથમ આપણે વાજાની કુંચી શોધી કાઢવી જોઇએ; પછીથી વાજાની આજ્ઞાનુસાર આપણે સઘળું કાર્ય કરવાનું છે.

બન્ને ભાઇઓ જે ચબુતરાપર વાજું હતું એ ચબુતરા પાસે ગયા; તથા તેની આસપાસ ફરીને બરાબર તપાસ કરવા લાગ્યા. એવામાં પાછળથી એવો અવાજ આવ્યો કે, " હું પણ આવી પહોંચ્યો છું!" બન્ને ભાઇઓએ આશ્ચર્ય પામીને પાછળ જોયું તો રાણા ગોપાલસિંહપર તેમની નજર પડી.

જો કે પ્રથમથી જ રાણા ગોપાલસિંહ સાથે યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહનો સ્નેહ થયેલો હતો; પરંતુ જ્યારથી બન્ને રાજકુમારો એમ જાણી શકયા હતા કે, તે તેમનો પિત્રાઈ ભાઈ થાય છે ત્યારથી તેમનો બન્નેનો તેના પ્રત્યેનો સ્નેહ ઘણો વધી ગયો હતો. આ વખતે ગોપાલસિંહ નજરે પડતાં જ પ્રેમાતિશયથી તેઓ બન્ને તેના કંઠપ્રદેશમાં વળગી પડયા. , આવી રીતે સ્નેહાલિંગન થયા પછી ગોપાલસિંહે કહ્યું:—" મહારાણા સૂર્યકાન્તની તસ્વીર

નીચેનું લખાણ તમારા વાંચવામાં આવ્યું હોય એમ લાગે છે.”

ઇન્દ્રજીતઃ—હા, અને તે સાથે આપ અમારા ભાઈ થાઓ છો એવું જાણી અમે અત્યાનંદ પામ્યા છીએ. હું એમ ધારું છું કે, આ પ્રકાર આપ પ્રથમથી જાણતા હશો !

ગોપાલઃ—ખરું છે, આ પ્રકાર હું ઘણા દિવસથી જાણતો હતો; કેમ કે, આ સ્થળે હું પહેલાં કેટલીક વખત આવી ચુક્યો છું. તે સિવાય તિલિસ્મી સંબંધીનો એક ગ્રંથ મ્હારી પાસે હોઇ તેમાં પણ આપણા સંબંધની હકીકત લખેલી છે.

ઇન્દ્રજીતઃ—ત્યારે અત્યાર સુધી આપે એ વાત અમને કેમ કહી નહિ ?”

ગોપાલઃ—મ્હારી પાસેના એ ગ્રંથમાં એવી વાત કરવાની મના કરવામાં આવેલી છે; પરંતુ હવે હું કોઇ પણ વાત તમારાથી છુપાવી શકું તેમ નથી અને તમે તમારી કોઈ પણ વાત મ્હારાથી છુપાવી શકો તેમ નથી.

ઇન્દ્રજીતઃ—શું આપ આ રસ્તેથી જ આવ જા કરો છો ? આજે પણ આ રસ્તેથી જ અમારી નજર ચુકાવીને આપ નીકળી ગયા હતા કે ?

ગોપાલઃ—ના મ્હારો આવવા જવાનો રસ્તો બીજો છે. પેલા કૂવામાં તમે કેટલાંક દ્વાર જોયાં હશે. એમાં સર્વેથી ન્હાનું જે દ્વાર છે એ રસ્તેથી જ હું આવ જા કરું છું. અહીં તો બીજા જ કામ માટે કોઇ કોઇ વખતે આવવું પડે છે.

ઇન્દ્રજીતઃ—આપને શા માટે અહીં આવવાની જરૂર પડે છે ?

ગોપાલઃ—તમે જાણો છો કે, ઘણી મુદતથી હું સંકટમાં સપડાયલો હતો તથા એ મહાન્ સંકટમાંથી તમે જ મ્હારો ઉદ્ધાર કર્યો છે; તેથી એ વખતથી વધારે વખત હું અત્રે આવ્યો નથી. વળી

મહિનામાં એક વખત મ્હારે અત્રે જરૂર આવવું પડે છે તથા આ સઘળા ઓરડાઓને હું જ સ્વચ્છ રાખું છું. જે ગ્રંથ મ્હારી પાસે છે તથા જેનો ઉલ્લેખ હમણાં હું તમારી પાસે કરી ચુકયો છું તે વાંચી જોવાથી આ તિલિસ્માની સઘળી હકીકત તથા જમાનીઆની ગાદીપર બેસનાર માટે મ્હોટા માણસો જે જે આજ્ઞાઓ તથા નિયમો લખી ગયા છે તે પણ તમને માલૂમ પડશે. એ નિયમાનુસાર પ્રત્યેક માસની અમાવાસ્યાને દિવસે હું અહીં આવતો હતો. તમારી, આનન્દસિંહની અને મ્હારી તસ્વીરો મ્હેં જ નિયમાનુસાર આ ઓરડામાં રાખેલી છે, તથા તેવી જ રીતે આપણા પૂર્વજો પોતાના સમયમાં ભાઇઓની તસ્વીરો ગુપ્ત રીતે તૈયાર કરાવીને આ ઓરડામાં રાખી ગયા છે. વળી જ્યાં સુધી તમે તમારી જાતે આ સ્થળે ન આવો ત્યાં સુધી તમારાથી પ્રત્યેક વાત ગુપ્ત રાખવાનો નિયમ હતો. એથી જ તિલિસ્મીની બ્હાર મ્હારી સાથે આવવાની તમારી ઘણી ઇચ્છા હોવા છતાં હું તમને મ્હારી સાથે બ્હાર લઇ ગયો નહોતો; પરંતુ હવે કોઇ પણ વાત છુપાવવાની જરૂર રહી નથી.

ઇન્દ્રજીતઃ—આ વાજાની હકીકત પણ આપ જાણતા હશો.

ગોપાલઃ—હું માત્ર એટલું જ જાણું છું કે, આ તિલિસ્મીનો ઘણોખરો ભેદ એમાં ભરેલો છે; પરંતુ તેની ચાવી કયાં છે એ હું જાણતો નથી.

ઇન્દ્રજીતઃ—શું આપની હાજરીમાં આ વાજું કદાપિ કાંઇ બોલ્યું નથી ?

ગોપાલઃ—વાજાનો અવાજ કેટલીક વખત મ્હેં સાંભળ્યો છે.

આમ કહી જમીનના એક પત્થર તરફ ઇશારો કરીને ગોપાલસિંહે કહ્યું:—"આ પત્થરપર પગ પડતાં જ વાજું વાગવા માંડે છે.

એ ત્રણ ગત વાગ્યા પછી તે કાંઈ વાત બોલે છે અને પછી ચુપ થઈ જાય છે. જો આ પત્થરપર પગ પડતો નથી તો વાજું વાગતું નથી તથા તે કાંઈ બોલતું પણ નથી."

ઇન્દ્રજીતસિંહે વાજાની જે હકીકત લખી લીધી હતી તે ગોપાલસિંહને બતાવીને પૂછ્યું:—"આવી હકીકત પણ આપે સાંભળી હશે!"

ગોપાલઃ—હા, સાંભળી છે તથા એની મતલબ પણ હું સમજી શકયો છું; પરંતુ એ માટે સર્વથી પ્રથમ તમારે જ પ્રયત્ન કરવાનો છે.

આનન્દઃ—મહારાજ સૂર્યકાન્તની તસ્વીર નીચે જે ઝીણા અક્ષરો લખેલા છે તે પણ આપે વાંચ્યા છે કે?

ગોપાલઃ—ના, એ અક્ષરો ઘણા ઝીણા હોવાથી મ્હારાથી વાંચી શકાયા નથી.

ઇન્દ્રજીતઃ—અમે એ લખાણ વાંચ્યું છે.

ગોપાલસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"કેવી રીતે વાંચ્યું?"

યુવરાજ ઇન્દ્રજીતે પેલા કાચની હકીકત ગોપાલસિંહને કહી સંભળાવી, તથા જેવી રીતે તેણે એ ઝીણા અક્ષરો વાંચ્યા હતા તેવી જ રીતે ગોપાલસિંહને પણ વંચાવ્યા, તથા પૂછ્યું:—"આ અક્ષરોની મતલબ આપ સમજી શકયા કે?"

ગોપાલઃ—હા, સમજી શકયો. હવે વાજાવાળા ચબુતરામાંથી આપણે ચાવી કાઢવી જોઇએ.

ઇન્દ્રજીતઃ—વડિલ બંધુ! આપનું કહેવું ખરું છે. અમે ચાવી મેળવવાની ચિંતામાં જ હતા એવામાં આપ અત્રે પધાર્યા. હજી મ્હારે આપને બીજી ઘણી હકીકત પૂછવી છે.

ગોપાલઃ—બેલાશક પૂછજો. પહેલાં આપણે ચાવી તો મેળવી લઇએ.

આનન્દઃ—આ ઓરડામાં મ્હેં એક રૂપસુંદરીને આવતાં જોઇ હતી; પરંતુ મ્હારાપર નજર પડતાંની સાથે જ તે પાછી ખસી બીજા ઓરડામાં ગૂમ થઈ ગઇ, તે કોણ હતી અને શા માટે આવી હતી એ હું જાણી શકયો નથી.

ગોપાલઃ—સુંદરી ? !

આનન્દઃ—જી હા,

ગોપાલઃ—આ તો તમે એક આશ્ચર્યજનક વાત કહી ! ઠીક, એ સુંદરીનું તમે વર્ણન કરો જોઇએ !

આનન્દસિંહે એ લાવણ્યમયી સુંદરીનું વર્ણન કર્યું. એ વર્ણન સાંભળવામાં આવતાં ગોપાલસિંહને ઘણું આશ્ચર્ય લાગ્યું, તથા તેણે કહ્યું:—"હશે, થોડા વખત પછી આ વિશે આપણે વિચાર કરીશું. કોઈ સુંદરી અહીં આવે એ ઘણો આશ્ચર્યજનક પ્રકાર છે !"

ઇન્દ્રજીતે રક્તગ્રંથ બતાવીને કહ્યું:—"મ્હારો એવો મત છે કે, આપ પણ આ ગ્રંથને અથેતિ વાંચી જાઓ, તથા આપની પાસે જે તિલિસ્મી ગ્રંથ છે તે આપ અમને વાંચવા આપો."

ગોપાલઃ—એ પુસ્તક તમારે વાંચી જોવું જોઇએ; કેમ કે એથી ઘણો લાભ થશે તથા ખાવાપીવામાં અને યથા સમયે તિલિસ્મીમાંથી બ્હાર નીકળવામાં તમારે તકલીફ વેઠવી પડશે નહિ. એટલું જ નહિ પરંતુ તેના વાંચનથી તિલિસ્મીનો ઘણો ભેદ સુદ્ધાં તમારા જાણવામાં આવશે. તમે આ વાજાની ચાવી મેળવવાનો પ્રયત્ન કરો ત્યાં સુધીમાં હું એ ગ્રંથ લઇ આવું છું.

ઇન્દ્રજીતઃ—એ ઠીક છે; પરંતુ વાજાની ચાવી કાઢતી વખતે આપ અહીં હાજર કેમ રહેતા નથી. આપનાથી અમને ઘણી મદદ મળે તેમ છે.

ગોપાલઃ—જેવી તમારી ઇચ્છા. તિલિસ્મી ગ્રંથ હું પછીથી લઈ આવીશ.

એ માલૂમ પડી ગયું હતું કે, વાજાની ચાવી, જે ચબુતરાપર વાજું હતું એ ચબુતરામાં જ હતી. ત્રણે ભાઇ એ ચબુતરા તરફ ગયા. રાણા ગોપાલસિંહ પાસે પણ તિલિસ્મી ખંજર હતું. એ ખંજરની મુઠ દબાવી તેનો પ્રકાશ કર્યા પછી તેણે કહ્યુંઃ–"હું અજવાળું કરી રાખું છું. તમે બન્ને ભાઈ ચાવી મેળવવાનો પ્રયત્ન કરો."

આનન્દસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યુંઃ–"આપ પણ આપની પાસે તિલિસ્મી ખંજર રાખો છો કે શું?!"

ગોપાલસિંહે આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યુંઃ–"હા, આ ખંજરને પ્રાયઃ હું મ્હારી પાસે જ રાખું છું. વળી જ્યારે તિલિસ્મીની અંદર આવવાની જરૂર પડે છે ત્યારે આ ખંજરને મ્હારે પાસે રાખવું પડે છે; કેમ કે પૂર્વજો એવી સૂચના કરી ગયા છે."

ઇન્દ્રજીત અને આનન્દસિંહ વાજાવાળા ચબુતરાની ચોતરફ ફરવા લાગ્યા તથા ચબુતરાને ધ્યાનથી તપાસવા લાગ્યા. એ ચબુતરાની બે બાજૂએ બે હાથા હતા તે જોઇ ઇન્દ્રજીતે આનન્દસિંહને કહ્યુંઃ– "આ બન્ને હાથા ખેંચવાના હોય એમ લાગે છે." આમ કહીને તેણે એક હાથાને પોતાના તરફ ખેંચવા માંડયો તથા તેને હલાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે બિલ્કુલ ખેંચાયો નહિ તથા હાલ્યો પણ નહિ એટલે આનન્દસિંહ તરફ જોઇને તે બોલ્યોઃ–"આપણે બન્ને જણા સાથે ખેંચીશું તો જ તે ખેંચાશે એટલા માટે જ બે હાથા રાખ્યા હશે!"

તરત જ બન્ને ભાઇઓ એક બીજાની સ્હામા ઉભા રહી પોત પોતાના તરફના હાથા ખેંચવા લાગ્યા. આમ કરવાથી ધીમે ધીમે એ બન્ને હાથા બ્હાર નીકળી પડયા. તે સાથે ચબુતરાનો એક તરફનો

ભાગ દ્વારની માફક ઉઘડી ગયો. ગોપાલસિંહે ખુલ્લા થયેલા એ ભાગમાં પોતાના હાથમાંના તિલિસ્મી ખંજરનો પ્રકાશ ફેંક્યો, તથા તેમાં શું છે એ તેઓ ત્રણે જણા ઘણી અધીરતાથી જોવા લાગ્યા. એમાં એક ન્હાના આસનપર એક તામ્રપત્ર પડેલું હોઇ તેનાપર એક ચાવી હતી. ઇન્દ્રજીતે પોતાનો હાથ લંબાવી એ આસન ખેચ્યું; પરંતુ તે પોતાના સ્થાનેથી ખસ્યું નહિ. છેવટે તેણે તામ્રપત્ર અને કુંચી ઉપાડી લીધાં. ગોપાલસિંહે એ ખુલ્લો થઈ ગયેલો ચબુતરાનો ભાગ બંધ કરવાનો પ્રયત્ન કર્યો; પણ તે બંધ થયો નહિ. બન્ને ભાઇઓએ તાંમ્રપત્રપર દૃષ્ટિ ફેરવી તો તેમાં વાજાને કેવી રીતે ચાવી આપવી એ હકીકત લખેલી તેમના વાંચવામાં આવી. હર્ષાતિશયથી ઇન્દ્રજીત વાજાને ચાવી આપવા જતો હતો એવામાં ગોપાલસિંહે કહ્યું:–"મ્હારો વિચાર તો એવો છે કે, હમણાં આપણે બ્હાર જઇને ખુલ્લી હવામાં થોડો વખત વિશ્રાન્તિ લઇએ, પછીથી આપણે જે કરવાનું છે તે કરીશું. મ્હારી સાથે તમે એક બાગમાં ચાલો."

ઇન્દ્રજીતઃ—આપનું કહેવુ બરાબર છે. ઘણા સમય સુધી આ જગ્યાએ રહેવું પડેલું હોવાથી મ્હારો જીવ ગભરાઈ ગયો છે તથા મ્હારું માથું ભમ્યા કરે છે.

આનન્દઃ—મ્હારી સ્થિતિ પણ એવી જ છે. મ્હને ઘણી તૃષા લાગેલી છે.

ગોપાલઃ—ત્યારે તો હમણાં આ સ્થળેથી આપણે ચાલ્યા જઇએ એ જ ઉત્તમ છે. હું તમને એક એવા બાગમાં લઈ જઇશ કે, જ્યાં તમે ઘણી સહેલાઇથી તમારી શ્રુધા તથા તૃષ્ણાને શાન્ત કરી શકો.

ઇન્દ્રજીતઃ—ઘણું સારું; ચાલો, ક્યા રસ્તેથી જવાનું છે?

ગોપાલઃ—જે રસ્તેથી તમે આવ્યા છો એ રસ્તેથી જ

જવાનું છે.

ઇન્દ્રજીતઃ—ત્યારે જે અદ્‌ભુત ઓરડામાંથી હું આવ્યો છું એ ઓરડો પણ આનન્દસિંહના જોવામાં આવશે.

રાણો ગોપાલસિંહ પોતાના બન્ને કનિષ્ટ બંધુઓને સાથે લઈ ત્યાંથી વિદાય થયો, તથા જે ઓરડીમાંથી આનન્દસિંહે ઇન્દ્રજીતસિંહ ને આવતાં જોયો હતો એ ઓરડીમાં ગયો. એ સ્થળે ઇન્દ્રજીતસિંહે ગોપાલસિંહને કહ્યું:—"શું આપ આ રસ્તેથી જ અહીં આવતા હતા મ્હને તો આ દ્વારની સાંકળ ખંજરથી કાપી નાખવી પડી હતી!"

ગોપાલઃ—હું તો એ તાળાને હાથ લગાડી તેની ચાંપ દબાવીને તેને ઉઘાડતો હતો.

આનન્દઃ—ત્યારે આ તિલિસ્મીનાં સઘળાં તાળાં કોઇ છુપી ચાંપ દબાવવાથી ઉઘડે છે કે?

ગોપાલઃ—બધાં તો ઉઘડતાં નથી; પરંતુ કેટલાંક તાળાં એવી રીતે ઉઘડે છે.

આટલી વાતચિત થયા પછી તેઓ ત્રણે જણા પાછા આગળ ચાલ્યા, તથા જે અદ્‌ભુત ઓરડાનો ઇન્દ્રજીતે આનન્દસિંહ સમક્ષ ઉલ્લેખ કર્યો હતો તે ઓરડામાં જઈ પહોંચ્યા. રાણા ગોપાલસિંહે તો એ ઓરડાને જોયેલો જ હતો; પરંતુ એ ઓરડાને જોતાંની સાથે જ આનન્દસિંહ ઘણું આશ્ચર્ય પામ્યો. તિલિસ્મી ખંજરના પ્રકાશમાં ત્યાંની પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી જોઈ શકાતી હતી. બન્ને કુમારો દરેક વસ્તુને ધ્યાનથી જોવા લાગ્યા. એ ઓરડો આશરે ત્રીસેક હાથ લાંબો હતો તથા તેટલો જ પહોળો હતો. તેના ચારે ખૂણાઓમાં ચાર સિંહાસન ગોઠવેલાં હતા. એ સિંહાસનોમાં, હીરા, માણિક્ય, મોતી, પન્ના વગેરે મૂલ્યવાન્ રત્નો જડેલાં હતાં. તેની નીચે સુવર્ણના થાળોમાં સ્ત્રી પુરુષોને

પહેરવાનાં કેટલાંક રત્નજડિત આભુષણો હતાં. ચારે સિંહાસનોની પાછળથી લોખંડનો એકેક સ્થંભ ઉપરથી મહેરાબની માફક ગોળ થઇને ઓરડાના મધ્યભાગમાં એક બીજા સાથે જોડેલો હતો, તથા એમાં જડેલા એક કડામાં એક માણસ લટકતો હતો. તેના ગળામાં લોખંડની સાંકળ હોવાથી તેને ફાંસી દેવામાં આવી હોય એવો ભાસ થતો હતો. એ લટકતા માણસના પગ પાસે એક રૂપસુંદરી એ માણસના મૃત્યુનો શોક કરતી હોય તેવી રીતે બેઠી હતી. એ રૂપસુંદરીનો ચોટલો અસ્તવ્યસ્ત થઇ ગયેલો હતો. તેની પાસે એક બીજી યુવતી હાથમાં ફાનસ લઈ ઉભી હતી. તેને જોઇને આનન્દસિંહ બોલી ઉઠયો:—"આ નવયૌવનાને જ મ્હેં પેલા ઓરડામાં જોઈ હતી!"

ગોપાલઃ—એ તો ઘણું અજાયબી જેવું છે. એવું તે કદાપિ બને ખરું કે?

આનન્દઃ—બને કે નહિ તેની ખાત્રી કરવી હોય તો આપ તેને જ પૂછી જુઓને.

ગોપાલઃ—તમે એને જીવતી ધારો છો કે? જરા એની પાસે જઇને તમે એને હાથ તો અડકાડી જુઓ!

ગોપાલસિંહના આ શબ્દો સાંભળી એ નવયૌવના પાસે જઇને આનન્દસિંહ થોડા સમય સુધી એકાગ્રદૃષ્ટિથી તેના તરફ જોઈ રહ્યો. પોતાના વડિલ બંધુની મર્યાદાનું ઉલ્લંઘન ન થાય એટલા માટે તેણે તેને હાથ અડકાડી તે જીવતી છે કે કેમ એ સંબંધીની તપાસ કરવાનું વ્યાજબી ધાર્યું નહિ. તેનો વિચાર સમજી જઈ ગોપાલસિંહે તેની પાસે જઇને કહ્યું:—"આવી રીતે ઉભા રહીને જોવાથી કાંઈ જણાશે નહિ. એને તમે હાથ અડકાડીને ખાત્રી કરી જુઓ!"

આમ કહીને ગોપાલસિંહે એ પુતળીના મસ્તકપર હાથ ઠોક્યો. એટલે ધાતુના બનેલા પોલા પુતળાંને ઠોકતાં જેવો અવાજ થાય

તેવો અવાજ થયો. આમ થવાથી આનન્દસિંહની શંકા દૂર થઈ ગઇ, અને તે બોલી ઉઠયો:-" આ પુતળીમાં જીવ નથી; પરંતુ જે નવયૌવનાને મ્હેં જોઇ હતી તે બરાબર આના જેવી હતી. રંગ ઢંગ, પોષાક વગેરેમાં બિલ્કુલ ફર્ક નથી!"

ગોપાલસિંહે કહ્યું:—" એ ભેદ તો પરમાત્મા જાણે. જ્યારથી તમે એ વાત કહી છે ત્યારથી મ્હારા મનમાં ચિંતા ઉત્પન્ન થઇ છે. જ્યાં સૂધી એ ભેદના રહસ્યનો સ્ફોટ નહિ થાય ત્યાં સૂધી મ્હારું મન નિશ્ચિંત થશે નહિ.

આમ કહી પેલા કડામાં લટકતા માણસ પાસે જઇને ગોપાલસિંહે તેના પગને બે ત્રણ વખત નીચે ખેંચ્યો. પછી તે ઇન્દ્રજીત પાસે જઇને ઉભો રહ્યો. પેલા પુરુષના પગને પોંચવામાં આવતાં એ ઓરડામાં ભયંકર અવાજ સંભળાવા લાગ્યો; પરંતુ એ અવાજ ક્યાંથી આવતો હતો તેનો નિર્ણય થઈ શકે તેમ નહોતો. પા કલાક સૂધી એ અવાજ સંભળાયા પછી એક ગંભીર ધડાકો થયો, અને સ્હામેની બાજૂએ આવેલો એક દરવાજો ખુલ્લો થઈ ગયો. એ ઓરડામાં હવે શાન્તિ થઇ રહી. ત્રણે ભાઇઓ ખુલ્લા થયેલા દરવાજામાં દાખલ થયા, તો એમાં ઉપર ચઢવાનાં પગથીઆં નજરે પડ્યાં. એ પગથીઆં ચઢીને તેઓ ઉપર આવેલા એક ન્હાના બગીચામાં જઇ ચઢયાં. એ મનોહર બગીચામાં સંગેમરમરની ઝીણી નળીઓ આડી અવળી ગોઠવીને તેની મારફત નહેરનું પાણી સર્વ સ્થળે પહોંચી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. વાયુદેવતા પુષ્પોની સુગંધિ હરી લઇને સ્વચ્છંદતાથી વિહરતા હતા. સૂર્યદેવ અસ્તાચળમાં ઉતરી પડ્યા હતા. સર્વત્ર ખીલતી કળિઓ ચંદ્રદેવના પ્રકાશિત થવાથી પ્રફુલ્લ બનેલી ગયેલી જોવામાં આવતી હતી. આખા દિવસના શ્રમથી બન્ને રાજકુમાર ઘણા

શ્રમિત થઇ ગયા હતા. તેઓ નહેરને કિનારે એક શિલાપર બેસી ગયા, તથા વસ્ત્રો ઉતારી નહેરના સ્વચ્છ જળમાં હાથ મ્હોં ધોઇ પાણી પીને તેમણે પોતાની તૃષા શાન્ત કરી. તેઓ સ્વસ્થ થયા એટલે ગોપાલસિંહે કહ્યું:– "મળવિસર્જન કરી આવી, સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઇને તમે તૈયાર થાઓ. એટલા સમય દરમ્યાન હું ખાસ બાગમાં જઇ તમારે માટે ભોજનની સામગ્રી અને મ્હારી પાસેનું પેલું તિલિસ્મી પુસ્તક લઇ આવું છું. અત્રે પણ ફળફળાદિનાં ઘણાં વૃક્ષો છે; તેથી ઇચ્છા હોય તો થોડાં ફળ ખાજો."

"આપ અહીં સૂધી ભોજન લઇ આવવાની તકલીફ ઉઠાવો તેના કરતાં અમે જ આપની સાથે આવીએ તો કાંઇ અડચણ છે?" આનન્દસિંહે પૂછ્યું.

"અડચણ તો કાંઇ નથી; પરંતુ હમણાં તમે તિલિસ્મીની બ્હાર આવો એ ઠીક નથી એમ હું ધારું છું. તિલિસ્તી પુસ્તકમાં પણ એમ લખેલું છે." ગોપાલસિંહે ઉત્તર આપ્યો.

"ઠીક, ત્યારે આપ એકલા જાઓ; પરંતુ કૃપા કરી સત્વર પાછા આવજો." ઇન્દ્રજીતે કહ્યું.

તત્કાળ રાણો ગોપાલસિંહ એક તરફ વિદાય થયો અને બન્ને રાજકુમારો નિત્યકર્મથી નિવૃત્ત થવાની તૈયારી કરવા લાગ્યા.

ધીમે ધીમે એક પ્રહર રાત્રિ થઇ. ચંદ્રદેવ પૂર્ણ તેજથી પ્રકાશી રહ્યા હતા; છતાં તેઓ એટલી ઉંચાઇપર નહોતા કે જેથી તેમના પ્રકાશનો આખા બગીચામાં વિસ્તાર થઇ શકે. જે સ્થળે યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહ બેઠેલા હતા તે સ્થળ ચંદ્રના પ્રકાશથી પ્રકાશિત થયેલું હતું. એ બન્ને ભાઇઓ સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઇ, બે ચાર ફળોથી ક્ષુધાને સંતોષી શાન્તિથી વાત-

ચિંત કરતા બેઠા હતા તથા રાણા ગોપાલસિંહની રાહ ઉત્સુકતાથી જોઇ રહ્યા હતા. એવામાં બગીચાના એક ખુણામાં કે જ્યાં ચંદ્રપ્રકાશના અભાવે અંધકારનો ફેલાવો થઈ રહેલો હતો તથા વૃક્ષો અને લતાઓની ઘટા થઇ રહેલી હતી ત્યાં સળગતા દીપકનો પ્રકાશ તેમના જોવામાં આવ્યો. બન્ને ભાઈ ચમકી ઉઠીને તે તરફ જોવા લાગ્યા. તેમને એવો ભાસ થયો કે, કદાચ રાણો ગોપાલસિંહ આવતો હશે; પરંતુ એમની એ કલ્પના થોડા સમયમાં જ અસત્ય નીવડી. તેમણે એક નવયુવતીને હાથમાં સળગતું ફાનસ લઇને પોતાના તરફ આવતી જોઇ.

ઇન્દ્રજીતે વિસ્મયાતિશયથી આનન્દસિંહના મ્હોં તરફ જોઇને કહ્યું:—" આ સુંદરી અહીં કેવી રીતે આવી ચઢી ?"

આનન્દઃ—આ ઘણા જ આશ્ચર્યનો પ્રકાર છે; છતાં હું એમ ધારું છું કે, આપણે બન્ને ભાઇઓ અત્રે છીએ એ વિષયની એને કાંઇ ખબર નહિ હોય. જો આપણે અત્રે છીએ એમ તે જાણતી હોત તો આવી નિર્ભયતાથી તે બગીચામાં આવત નહિ.

ઇન્દ્રજીતઃ—હું પણ એમ જ ધારું છું. હવે આપણે બન્નેએ એ ક્યાં જાય છે તથા શું કરે છે એ છુપાઇ રહીને જોવું જોઇએ.

આનન્દ—મ્હારો પણ એવો જ અભિપ્રાય છે.

બન્ને ભાઇઓ ત્યાંથી ઉઠ્યા, તથા ધીમે ધીમે ચાલીને એક વૃક્ષની પાછળ છુપાઇ ગયા. એ વૃક્ષ ન્હાનું હોઈ તેની આસપાસ લતાઓનું એટલું બધું જુથ હતું કે એમાં છુપાઇ રહેલું માણસ કોઇની નજરે પડે નહિ. આમ હોવા છતાં એ સ્થળે આનન્દસિંહ અને ઇન્દ્રજીતસિંહ એવી રીતે છુપાઇ ગયા કે, તેઓ બ્હારનો સઘળો દેખાવ જોઇ શકે. જ્યારે એ સુંદરી ફરતી ફરતી ઉપરોક્ત

વૃક્ષ પાસેથી નીકળી ત્યારે આનન્દસિંહ બોલી ઉઠ્યો:-" આ તો પેલી જ સુંદરી છે ! ! "

ઇન્દ્રજીતઃ—કોણ ?

આનન્દઃ—મ્હેં તિલિસ્મીમાં આવેલા વાજાવાળા ઓરડામાં જેને જોઈ હતી તે. મ્હેં એની હકીકત આપને તથા મુરબ્બી ગોપાલસિંહજીને જણાવેલી છે.

ઇન્દ્રજીતઃ—જો એમ જ હોય તો આપણે તેને કેદ કરવી જોઇએ.

છેવટે બન્ને ભાઇઓ એ સુંદરીને પકડવાનો નિશ્ચય કરી બ્હાર નીકળ્યા, તથા પેલી સુંદરીને ઘેરી લઈ તેને કેદ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. થોડા સમય પછી પાસે આવીને ઇન્દ્રજીતે પણ એવો નિશ્ચય કરી લીધો કે, તિલિસ્મીના જે ઓરડામાં કડા સાથે લટકતા નિર્જીવ માણસની પાસે જે ધાતુથી બનેલી સુંદરી ઉભી હતી તે આ જ છે. એ સુંદરી પણ એમ સમજી ગઇ કે, બે પુરુષો તેને કેદ પકડવાનો પ્રયત્ન કરે છે. આથી તે સાવધાન બની જઈ ચમેલીઓની કેટલીક ઝાડીઓમાં ફરી અદૃશ્ય થઇ ગઈ! બન્ને ભાઇઓએ તેની ઘણી શોધ કરી પરંતુ તેનો પત્તો ન જ લાગ્યો. એ સુંદરી એવી રીતે અદૃશ્ય થઇ ગઈ કે, તે સંબંધીનું એકકે ચિન્હ સુદ્ધાં જોવામાં આવ્યું નહિ. તે ચમેલીઓની ઝાડીમાં અદૃશ્ય થઈ ગઇ કે જમીનમાં સમાઈ ગઇ એ સંબંધી બન્ને કુમારો કાંઇ નિશ્ચય કરી શક્યા નહિ. તેઓ બન્ને લજ્જિત બની પ્રથમ જે સ્થળે બેઠા હતા તે સ્થળે જઇને બેઠા. એવામાં એક હાથમાં ભોજનનો દાબડો અને બીજા હાથમાં એક વિચિત્ર ફાનસ લઇને ગોપાલસિંહને પોતાના તરફ આવતો તેણે જોયો. રાજકુમારો પાસે આવીને તે જાણે કે ઘણે દૂરથી ચાલ્યો આવ્યો હોય અને તદ્દન થાકી ગયો હોય તેવી રીતે જમીનપર બેસી ગયો. તેના મ્હોંપર

ચિંતાનો ભાવ જોવામાં આવ્યાથી ઈન્દ્રજીતે તેને અધીરતાથી પૂછ્યું:- "વડિલ બંધુ! આપ આમ ઉદાસ કેમ જણાઓ છો?"

"ભાઈ! મ્હારા નિવાસસ્થાનમાં કોઈ ઉસ્તાદ ચોરે પ્રવેશ કર્યો હોય એમ લાગે છે. જે તિલિસ્મી ગ્રંથ લેવાને હું ગયો હતો એ ગ્રંથ ચોરાયો છે. એ ગ્રંથની હિમ્મતથી જ હું તિલિસ્મીનો રાજા હતો, તથા તિલિસ્મી તોડવાના કાર્યમાં તમને સર્વ પ્રકારની મદદ કરવાને તૈયાર થયો હતો." ગોપાલસિંહે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું.

"એ તો ઘણું ખોટું થયું. આપે એ ગ્રંથને કોઈ સારા ગુપ્ત સ્થળે છુપાવી રાખ્યો નહોતો કે?" આનન્દસિંહે કહ્યું.

"અરે! હું મ્હારા જીવ કરતાં પણ એ ગ્રંથની વિશેષ સંભાળ રાખતો હતો. હું આટલાં વર્ષ સુધી પ્રપંચપરાયણા માયાવિનીના કારાગૃહમાં પડેલો હોવા છતાં એ ગ્રંથ કદાપિ મ્હેં કોઇના હાથમાં જવા દીધો નહોતો." ગોપાલસિંહે કહ્યું.

ઇન્દ્રજીતે આ શબ્દો સાંભળીને પૂછ્યું:-"ત્યારે એ ગ્રંથ એકાએક ક્યાં ગૂમ થઈ ગયો?"

ગોપાલ:—એ સંબંધી હું કાંઇ ચોક્કસ વિચાર કરી શકતો નથી; પરંતુ એટલું નક્કી છે કે જેના હાથમાં એ ગ્રંથ ગયો હશે તે તિલિસ્મીનો થોડો ભેદ જરૂર જાણશે. એ ગ્રંથ ગૂમ થયો છે એ કાંઈ સામાન્ય બનાવ નથી. એથી મ્હારો ઉત્સાહ દૂર થઇ ગયેલો હોઈ મ્હારી હિમ્મતનો નાશ થયો છે તથા આ તિલિસ્મીમાં હવે હું તમને કોઇ પણ પ્રકારની મદદ કરી શકું તેમ નથી. મ્હારી જીંદગી માટે પણ હવે મ્હને ભય રહે છે. વળી એ ગ્રંથ ચોરનાર મનુષ્ય કદાચ તમને પણ અડચણ કરશે એવી મ્હારા મનમાં શંકા રહે છે.

આવી રીતે એ ગ્રંથ ગૂમ થયા વિશે કેટલીક વાતચિત કર્યા

પછી ગોપાલસિંહે કહ્યું:—"ઠીક, હવે મ્હને કહો જોઇએ કે આ બગીચામાં હાથમાં ફાનસ લઇને કોણ ફરતું હતું?"

આનન્દસિંહે આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:—"વાજાંવાળા ઓરડામાં જે સુંદરી મ્હારા જોવામાં આવી હતી તે. એનું પુતળું આપે મ્હને પેલા બીજા અદ્ભુત ઓરડામાં બતાવ્યું હતું તે આપના સ્મરણમાં હશે જ. એ સમયે મ્હેં જે કાંઇ કહ્યું હતું તે ખરું છે કે નહિ એ હવે આપ ઇન્દ્રજીતસિંહભાઇને પૂછી જુઓ!"

ઇન્દ્રજીતસિંહે આનન્દસિંહનું એ સમયનું કહેવું ખરું હતું એમ કહ્યું એટલે ગોપાલસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ વિષય સંબંધી તે કાંઇ વિચારી શક્યો નહિ. એ સુંદરી ક્યાં ગયેલી છે એવો જયારે ગોપાલસિંહે પ્રશ્ન કર્યો ત્યારે એ પ્રશ્નના ઉત્તરમાં ઇન્દ્રજીતે કહ્યું:—"તેને પકડવાનો અમે ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તે તો આ ચમેલીઓના વેલાઓના જુથમાં કેવી રીતે અદૃશ્ય થઇ ગઇ એ અમે જાણી શક્યા નથી."

"ચમેલીઓના વેલાના જુથમાં?! ત્યાંથી તો બાગના ચોથા ભાગમાં આવેલા દેવમંદિરમાં જવાનો માર્ગ છે!" ગોપાલસિંહે ગભરાઇ જઇને કહ્યું.

આ સમયે એકાએક ઇન્દ્રજીત બોલી ઉઠયો:—"જુઓ, પાછી એ બ્હાર નીકળી છે!"

"તમે બન્ને ભાઇઓ અહીં જ બેસી રહો. હું એ સુંદરીની તપાસ કરી આવું છું." આમ કહીને ગોપાલસિંહ ઉઠી ઉભો થઇ ઝડપથી એ સુંદરી તરફ જવા લાગ્યો; પરંતુ તે એ ચમેલીઓના વેલાઓના જુથ પાસે જઈ પહોંચે તે પૂર્વે તો એ સુંદરી અદૃશ્ય થઇ ગઈ! થોડા સમય સુધી એ સુંદરીની એટલામાં તપાસ કરી, નિરાશ

થઇને ગોપાલસિંહ બન્ને રાજકુમારો પાસે ગયો અને તેણે કહ્યું:— “ હું તેની પાસે જઈ પહોંચું તે પહેલાં જ એ દેવમંદિર તરફ ચાલી ગઇ ! તેની પાછળ જવાનો મ્હારો વિચાર હતો; પરંતુ તે કાર્ય કરવામાં ઘણો વખત લાગે તેમ હોવાથી હમણાં તો મ્હેં મ્હારો વિચાર માંડી વાળ્યો છે. દેવમંદિરવાળા બાગનો ભાગ ઘણો મ્હોટો હોઇ ત્યાં છુપાઇ રહેવાનાં ઘણાં સ્થળો છે. આમ હોવાથી તેને પકડતાં એક બે દિવસનો કદાચ વખત પણ લાગે તેમ છે. હમણાં મ્હને એટલો બધો અવકાશ નથી; કેમ કે તિલિસ્મી ગ્રંથ નહિ મળવાથી નિરાશ થઇને હું અત્રે પાછા ફરવાનો વિચાર કરતો હતો એવામાં બીજા એક દુઃખદાયક વર્ત્તમાન મ્હારા સાંભળવામાં આવ્યા છે. એથી મ્હારે તમારાથી છૂટા પડી જમાનીઆ છોડવાની જરૂર છે. એક ક્ષણ કાળનો પણ વિલંબ કરવો એ મ્હને ઠીક લાગતું નથી. એવા દુઃખદાયક શા વર્ત્તમાન છે તેનો ખુલાસો હમણાં હું તમારી પાસે કરી શકું તેમ નથી. હું માત્ર તમને એટલી જ સૂચના કરું છું કે, તમે કોઇ પણ પ્રકારની ચિંતા રાખ્યા સિવાય તિલિસ્માનો બની શકે એટલો ભાગ તોડવાનો પ્રયત્ન કરજો; પરંતુ આ અજાણી સુંદરીથી તમે સર્વ પ્રકારે સાવધ રહેજો. મ્હારી પાસેનો તિલિસ્મી ગ્રંથ એણે જ ચોર્યો હોય એમ હું ધારું છું; કેમ કે જો એવું ન બન્યું હોત તો તે કોઇ પણ રીતે તિલિસ્મીમાં આવી શકત નહિ.”

ઇન્દ્રજીતઃ—જો એમ જ હોય તો મ્હારી માન્યતા પ્રમાણે તે આપણી સાથે દગો કરશે !

ગોપાલઃ—હા, તમારી માન્યતા કાંઇ ખોટી નથી; પરંતુ જો તમે હરેક રીતે સાવધ રહેશો તો તે તમારું કાંઇ નુકસાન કરી શકશે નહિ, તથા તેની પાસેનો તિલિસ્મી ગ્રંથ પણ તમને મળશે.

આમ કહી એક પત્ર પાસે ફાનસ મૂકીને પાછો ગોપાલસિંહ કહેવા લાગ્યોઃ–" અરે! જુઓ તો ખરા! આ પત્રમાં શી હકીકત લખેલી છે? એ યુવતી દેવમંદિરના રસ્તે જતી રહી એટલે પછી એ રસ્તાના ગુપ્તદ્વાર પાસેથી મ્હને આ પત્ર મળી આવ્યો છે."

ઇન્દ્રજીતે અધીરતાથી એ પત્ર વાંચવા માંડ્યો. એમાં લખેલું હતું કેઃ—

" આપ મ્હને ઓળખતા નથી તેમ જ હું આપને ઓળખતી નથી. આવી સ્થિતિમાં આપ મ્હને કોઇ પણ પ્રકારે દુઃખી નહિ કરો એવી જ્યાં સૂધી મ્હારી ખાત્રી થશે નહિ ત્યાં સૂધી હું મ્હારો પરિચય આપને આપી શકીશ નહિ. હમણાં આપને હું માત્ર એટલું જ જણાવું છું કે, આ તિલિસ્મીમાં હું એક બંદિની છું. આપ સજ્જન તેમ જ દયાળુ હોવાથી મ્હારો કેદખાનામાંથી છુટકારો કરશો એવી હું આશા રાખું છું. લિ. એક **કમનસીબ સુંદરી.**"

"આ તો વળી નવો ચમત્કાર નીકળ્યો!" ગોપાલસિંહ આશ્ચર્ય પામીને બોલી ઉઠ્યો.

" પરંતુ આ લખાણપર આપણાથી કેવી રીતે વિશ્વાસ મૂકી શકાય?" ઇન્દ્રજીતે વિચારમાં પડી જઇને કહ્યું.

" આવો, એ બધી પંચાત મૂકી દઇને આપણે ત્રણે જણા સાથે બેસીને ભોજન કરી લઇએ. હવે પાછો આપણો મેળાપ ક્યારે થશે એ કાંઇ ચોક્કસ નથી. ભોજન કર્યા પછી તરત મ્હારે અહીંથી વિદાય થવાનું છે." આમ કહી ગોપાલસિંહે દાબડો ઉઘાડ્યો તથા ત્રણે ભાઇઓ જમવા બેઠા. જમતાં જમતાં ગોપાલસિંહે બન્ને રાજકુમારોને કેટલીક સૂચનાઓ કરી તથા દેવમંદિરમાં જવાના માર્ગ સંબંધીની કેટલીક સમજ પણ તેમને આપી.

ભોજન કર્યા પછી બન્ને રાજકુમારો પાસેથી વિદાય લઇ ગોપાલસિંહ ચાલ્યો ગયો. બન્ને રાજકુમારોએ સમસ્ત રાત્રિ વાતચિત કરવામાં જ પસાર કરી, તથા પ્રભાતકાળ થતાં સ્નાન, સંધ્યા વગેરે નિત્ય કર્મથી નિવૃત્ત થઇને તેઓ વાજાવાળા ઓરડા તરફ ગયા. જે દ્વારમાં થઇને તેઓ બાગમાં આવ્યા હતા એ દ્વાર હજી સુધી ખુલ્લું હોવાથી તેમાં થઇને તેઓ એ ઓરડામાં ગયા. તિલિસ્મીના ભેદો સંબંધીની સઘળી હકીકત વાજામાંથી એક વખત ધ્યાન આપીને સાંભળવાનો તેમણે વિચાર કર્યો. ઇન્દ્રજીતસિંહે વાજાને ચાવી આપી. તિલિસ્મી ખંજરનો પ્રકાશ પાડી વાજામાંથી નીકળતી હકીકત લખી લેવાની આનન્દસિંહને સૂચના કરી, અને પોતાની પાસેની ચોપડી તેણે તેને આપી. વાજામાંથી અવાજ સંભળાવા લાગ્યો. લગભગ દોઢ પ્રહર સુધી તેમણે વાજું સાંભળ્યું. પછીથી તેને બંધ કરીને તેઓ બાગમાં ગયા. બાકી રહેલો દિવસનો વખત અને સમસ્ત રાત્રિ બાગમાં જ પસાર કરી બીજે દિવસે પાછા યથાસ્થળે જઇ વાજાને ચાવી આપી તેઓ તેની હકીકત સાંભળવા લાગ્યા. વાજામાંથી કેટલીક નવી હકીકત સાંભળવામાં આવતી હોવાથી આવી રીતે વાજું સાંભળવામાં જ કેટલાક દિવસ પસાર થઇ ગયા. એ અરસામાં પેલી નવયૌવનાને રાજકુમારોએ ત્રણ વખત જોઇ હતી.

એક પ્રસંગે બન્ને રાજકુમારો નહેરના કિનારે વાતચિત કરતા બેઠા હતા; એવામાં ચમેલીની ઝાડીમાંથી પેલી નવયૌવના બ્હાર નીકળી એક કપડાનો કકડો જમીનપર મૂકી પાછી ચાલી ગઇ. ઇન્દ્રજીતની આજ્ઞાથી આનન્દસિંહ એ કપડાનો કકડો લઇ આવ્યો તો તેના ઉપર એક પ્રકારના લાલ રંગથી નીચે પ્રમાણે લખ્યું હતું:—

" વીર નરોની પધરામણીથી દુ:ખી માણસ સ્વાભાવિક રીતે જ

પોતાનું દુઃખ દૂર થવાની આશા રાખે છે. મ્હેં પણ ઘણા દિવસથી આ તિલિસ્મીમાં બંદિની તરીકે રહીને ઇશ્વરનું સ્મરણ કર્યું છે અને તેથી જ આપના જેવા પવિત્ર પુરુષોનાં દર્શન કરવાને હું ભાગ્યશાળી થઇ છું. આપ આ દુઃખિનીનું દુઃખ દૂર કરશો એવો મ્હને દૃઢ વિશ્વાસ છે; આમ હોવા છતાં આપ મ્હારા સ્નેહી છો કે શત્રુ એ સંબંધીની ખાત્રી નહિ હોવાથી હું આપની સેવામાં હાજર થઇ શકતી નથી. આપનો પરિચય આપી આપને મ્હારી શંકા દૂર કરવાની હું વિનંતિ કરું છું. લિ. અભાગિની ઇન્દિરા."

આ પત્ર વાંચવામાં આવતાં બન્ને રાજકુમારોને અતિ આશ્ચર્ય લાગ્યું. ઇન્દ્રજીતસિંહની સૂચના પ્રમાણે આનન્દસિંહે એ નવયૌવનાના પત્રનો નીચે પ્રમાણે ઉત્તર લખ્યો:—

"અમે મહારાણાશ્રી વીરસિંહજીનાં કુમારો આ તિલિસ્મી તોડવાને આવેલા છીએ. તમે અમારો બિલ્કુલ ભય રાખશો નહિ. તમારી હકીકત જાણવામાં આવશે એટલે અમે અવશ્ય તમારું દુઃખ દૂર કરીશું."

જે સ્થળેથી એ નવયૌવનાનો પત્ર મળ્યો હતો તે સ્થળે આનન્દસિંહ આ ઉત્તર મૂકી આવ્યો. પછીથી બે દિવસ સૂધી તો એ નવયુવતી નજરે પડી નહિ, પરંતુ ત્રીજે દિવસે તિલિસ્મી ઓરડામાંથી બ્હાર નીકળી ચમેલીની લતાઓની ઝાડીમાં તપાસ કરતાં આનન્દસિંહને ત્યાંથી એક નીચેની હકીકત લખેલો પત્ર મળી આવ્યો. આ પત્ર પણ કપડા પર જ લખવામાં આવ્યો હતો.—તેમા લખેલું હતું કે:—

"આપ વીરશિરોમણિ, ન્યાયપ્રિય, ઉદારચિત્ત મહારાણા શ્રી વીરસિંહજીના રાજકુમારો છો એવું જાણવામાં આવતાં મ્હને જે

આનન્દ થયો છે તે અવર્ણનીય છે. હવે હું આપની પાસે કોઇ પણ પ્રકારની આશંકા રાખ્યા સિવાય આવવાને તૈયાર છું; પરંતુ મ્હને આપની પાસે આવતાં રાણા ગોપાલસિંહજીનો ભય લાગે છે.

લિ. અભાગિની ઇન્દિરા."

આ પત્રના ઉત્તરમાં ઇન્દ્રજીતે એવી હકીકત લખાવી કે, "તમે રાણા ગોપાલસિંહજીનો યતકિંચિત્ પણ ભય રાખશો નહિ. તેઓ તમને કોઇ પણ રીતે દુઃખી નહિ જ કરે એમ અમે પ્રતિજ્ઞાપૂર્વક જણાવીએ છીએ!"

બીજા બે દિવસ સૂધી એ અભાગિની ઇન્દિરાના કાંઇ સમાચાર મળ્યા નહિ. ત્રીજે દિવસે સંધ્યાકાળે બન્ને કુમારો વાતચિત કરતા નહેરના કિનારાપર બેઠા હતા એવામાં તેમણે ચમેલીની ઝાડીમાંથી ઇન્દિરાને હાથમાં સળગતું ફાનસ લઇને પોતાના તરફ આવતી જોઇ. રાજકુમારો પાસે આવી, હાથમાંનું ફાનસ નીચે મૂકી તે પોતાના બન્ને હાથ જોડીને નમ્રતાથી એક બાજૂએ ઉભી રહી. આ વખતે ઇન્દ્રજીતસિંહે તેને કહ્યું:—"તમે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય અમારી પાસે બેસીને તમારી હકીકત જણાવો!"

તત્કાળ ઇન્દિરા બન્ને રાજકુમારો પાસે બેસી ગઇ, તથા તેણે પ્રણામ કરીને નમ્રતાપૂર્વક કહ્યું:—"મ્હારી કર્મકથા કહેવા માટે જ હું આપની પાસે આવી છું. આપ મહારાણાશ્રી વીરસિંહજીના બહાદુર રાજકુમારો છો તેથી મ્હારી ફરિયાદ આપ અવશ્ય સાંભળશો એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. મ્હારી ફરિયાદ સાંભળી, અપરાધીને યથોચિત સજા કરીને મ્હને દુઃખના દરિયામાંથી બચાવો. વળી મ્હારી સાથે બીજું પણ મ્હારું એક આત્મીય આ તિલિસ્મીમાં મ્હારા જેવી જ શોચનીય સ્થિતિમાં છે."

ઇન્દ્રજીત:-તે કોણ છે ?

ઇન્દિરા:-મ્હારાં માતુશ્રી પણ આ તિલિસ્મીમાં મ્હારી માફક દુઃખ ભોગવે છે. મ્હારામાં તો હરવા ફરવાની પણ શક્તિ છે; કિન્તુ તેમની સ્થિતિ સર્વ પ્રકારે નિર્બળ છે. આપ મ્હારી કર્મકથા સાંભળશો એટલે અમારા માટે આપના અંતઃકરણમાં દયા તથા સહાનુભૂતી ઉત્પન્ન થશે જ એ ચોક્કસ છે.

આટલું બોલીને ઇન્દિરા પોતાની કર્મકથા કહેવાની શુરુઆત કરતી હતી એવામાં સ્હામેથી રાણા ગોપાલસિંહજીને હાથમાં ફાનસ લઇને પોતાના તરફ આવતો જોઈ તે ઘણી ગભરાઈ ગઇ. યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહે તેની ગભરામણનું કારણ જાણવાને પાછળ દૃષ્ટિ ફેરવી તો તેમની નજરે પણ રાણો ગોપાલસિંહ પડ્યો. તે પાસે આવી પહોંચ્યો એટલે ઇન્દિરા તેને નમન કરી, બન્ને હાથ જોડીને ઉભી રહી. બન્ને રાજકુમારોએ પણ ઉઠી ઉભા થઇને ગોપાલસિંહને યથોચિત સંમાન આપ્યું. ઇન્દ્રિજીતે તેને સ્નેહાલિંગન કરીને કહ્યું:-“ આપ તો ઘણા દિવસે પધાર્યા ! ”

ગોપાલ:-એક એવું આવશ્યક કાર્ય આવી પડયું હતું કે તેનો સંપૂર્ણ બંદોબસ્ત કર્યા સિવાય હું અત્રે આવી શકું નહિ. આજે હું એટલા બધા સમાચાર લઈ આવ્યો છું કે, જે સાંભળવામાં આવતાં તમને આશ્ચર્ય સાથે અત્યાનંદ થશે ! આ સુંદરીની કર્મકથા સાંભળી લીધા પછી હું મ્હારી સઘળી હકીકત તમને જણાવીશ. આનું સ્વરૂપ આબેહુબ પેલી પુતળીના જેવું જ છે એમાં કાંઈ ખોટું નથી.

પછીથી ઇન્દ્રજીતે ઇન્દિરા સાથે ચાલેલા પત્રવ્યવહારની સઘળી હકીકત ગોપાલસિંહને જણાવી એટલે તેણે ઇન્દિરાને પૂછ્યું:-“ તું શા માટે મ્હારો ભય રાખે છે ? ”

"મ્હારી હકીકત આપની સાથે સંબંધ ધરાવે છે માટે." ઇન્દિરાએ ઉત્તર આપ્યો તથા વિશેષમાં તેણે કહ્યું:-"મ્હેં મ્હારો વેશ બદલી નાખેલો હોવાથી તમે હમણાં મ્હને ઓળખી શકશો નહિ. જો આજ્ઞા આપો તો નહેરના સ્વચ્છ જળથી હું મ્હારું મ્હોં ધોઇને મૂળ સ્વરૂપ ધારણ કરી આવું?"

"ભલે તેમ કરો." આમ કહી હાથમાંનું ફાનસ નીચે મૂકીને ગોપાલસિંહ એક બાજૂએ બેઠો, તથા બન્ને રાજકુમારોને પણ તેણે પોતાની પાસે બેસાડયા. પોતાનું મ્હોં સ્વચ્છ કરવાને ઇન્દિરા નહેરના કિનારાપર થોડે દૂર ગઇ એટલે ગોપાલસિંહે ઇન્દ્રજીતને પૂછ્યું:-"એ સુંદરીએ પોતાનું નામ તમને કહ્યું છે કે?"

"હા, એનું નામ ઇન્દિરા છે."

ઇન્દ્રજીતનો આ ઉતર સાંભળી ગોપાલસિંહ આશ્ચર્યચકિત બની ગયો. સ્વગત કાંઈ વિચાર કર્યા પછી તેણે કહ્યું:-"એ કયી ઇન્દિરા છે? પેલી ઇન્દિરા હોય એમ તો લાગતું નથી. એનું અસલ સ્વરૂપ જોવામાં આવશે એટલે એ કોણ છે તે માલૂમ પડશે. જો એ ખરી ઇન્દિરા હોય તો કેવું સારું!"

"એ હમણાં અત્રે આવશે એટલે સઘળો સત્ય પ્રકાર આપણા જાણવામાં આવશે; પરંતુ તે પૂર્વે આપ શા આનન્દજનક વર્તમાન લઇ આવ્યા છો તે કૃપા કરીને જણાવો." ઇન્દ્રજીતે અધીરતાથી કહ્યું.

"અહીંથી ગયા પછી શ્યામગઢના સઘળા સમાચાર મ્હારા જાણવામાં આવ્યા છે; કેમ કે હમણાં રાણા વીરસિંહજી, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ. તેજસિંહ, તારાસિંહ, માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, અલકકિશોરી અને મ્હારી સહધર્મિણી લક્ષ્મીદેવી વગેરે

સર્વે ત્યાં એક બીજાંની સાથે રહેલાં છે, તથા ત્યાં એક આશ્ચર્યજનક અપરાધની તપાસ ચાલે છે." ગોપાલસિંહે કહ્યું.

ઇન્દ્રજીતે ચમકી ઉઠીને પૂછ્યું:—"શ્રીમતી લક્ષ્મીદેવીનો પત્તો લાગ્યો છે કે શું?"

ગોપાલઃ—જે રતિસુંદરી પદ્માવતી પાસે રહેતી હતી તે જ ખરી રીતે લક્ષ્મીદેવી છે. રતિસુંદરી તરીકે તમે તેને ઓળખો છો જ.

ઇન્દ્રજીતઃ—શું તેઓ જ લક્ષ્મીદેવી હતાં?

ગોપાલઃ—તે ઘણા કાળથી આત્મગોપન કરીને શત્રુઓના વૈરનો બદલો લેવાનો સુયોગ શોધતી હતી. પછીથી સમય આવતાં અદ્દ્ભુત રીતે તેણે પોતાનો ખરો પરિચય આપ્યો છે. એની હકીકત પણ ઘણી અદ્દ્ભુત છે.

આનન્દ—આપ શ્યામગઢ ગયા હતા કે?

ગોપાલઃ—ના.

ઇન્દ્રજીતઃ—કેમ? આટલી બધી હકીકત જાણવામાં આવ્યા છતાં આપ શ્રીમતી લક્ષ્મીદેવીને મળવા ત્યાં ગયા નથી એ આશ્ચર્યયુક્ત પ્રકાર છે.

ગોપાલઃ—આ પ્રકારનું કારણ પણ હું તમને જણાવીશ.

ઇન્દ્રજીતઃ—ઠીક, હવે એ તો કહો કે, લક્ષ્મીદેવી કેવી રીતે પ્રકટ થયાં છે? વળી શ્યામગઢમાં કયા આશ્ચર્યજનક અપરાધની તપાસ ચાલે છે?

ગોપાલઃ—હું સઘળી હકીકત તમને કહીશ. જુઓ, એ ઇન્દિરા પાછી આ તરફ આવે છે. જે ઇન્દિરાને હું જાણું છું તે જ જો એ હશે તો એની હાજરીમાં કોઈ પણ પ્રકારના સંકોચ સિવાય હું તમને સઘળી હકીકત કહી શકીશ.

એવામાં પોતાનું મ્હોં સ્વચ્છ કરીને ઇન્દિરા ત્યાં આવી પહોંચી. તેણે પોતાનું મ્હોં સ્વચ્છ કરેલું હોવા છતાં તેના સૌન્દર્યમાં સહજ પણ ન્યૂનતા આવી નહોતી; ઉલટું હવે તો તેનું પ્રાકૃતિક સૌન્દર્ય સવિશેષ મનમોહક અને ચિત્તાકર્ષક લાગતું હતું. તેના પ્રથમના ચહેરામાં અને હમણાંના ચહેરામાં ફર્ક માત્ર એટલો જ હતો કે, તે હવે પ્રથમ કરતાં થોડાં વર્ષે ન્હાની હોય એમ લાગતું હતું. ઇન્દિરાને તેના અસલ સ્વરૂપમાં જોઇને ગોપાલસિંહ તત્કાળ ઉઠી ઉભો થયો તથા તેણે તેનો હાથ પકડીને કહ્યું:-"ઇન્દિરા! તું ખરેખરી ઇન્દિરા જ છે! ઘણાં વર્ષ પછી ભાગ્યયોગથી આજે હું ત્હારું દર્શન કરી શક્યો છું તેમ જ છેલ્લી મ્હેં જ્યારે તને જોઇ ત્યારે તું ન્હાની બાળિકા હતી; છતાં હજી સુધી હું તને ભૂલી શક્યો નથી. તું મ્હારો સહજ પણ ભય રાખીશ નહિ. ત્હારે કોઇ પણ પ્રકારની આશંકા રાખવાની જરૂર નથી. મ્હારા વિષયમાં તું તદ્દન નિર્દોષ છે એ હું ઘણી સારી રીતે જાણું છું. હું તને મ્હારી ધર્મની પુત્રી સમાન સમજું છું. તું મ્હારી પાસે બેસી નિશ્ચિતતાથી ત્હારી કર્મકથા કહે. પ્રથમ એ કહે જોઇએ કે ત્હારાં માતાજી ક્યાં છે? કારાગૃહમાંથી છૂટયા પછી મ્હેં એમની ઘણી શોધ કરી છે; પરંતુ બિલ્કુલ પત્તો લાગ્યો નથી. ત્હારી કર્મકથા પણ અત્યંત રહસ્યમય હશે એમ હું ધારું છું."

ઇન્દિરાએ રાણા ગોપાલસિંહ પાસે બેસી નેત્રોમાં ભરાઇ આવેલા અશ્રુજળને સ્વચ્છ કરતાં કરતાં કહ્યું:—"મ્હારાં માતાજી પણ આ તિલિસ્મીમાં કેદી તરીકે રહેલાં છે."

ગોપાલસિંહે અતિ આશ્ચર્ય પામીને પૂછ્યું:—"શું તેઓ આ તિલિસ્મીમાં કેદ છે?!"

ઇન્દિરા:—જી હા. ઘણી મહેનતે હું તેમનો પત્તો મેળવીને અહીં

સુધી આવી પહોંચી છું. જો યથા સમયે હું અત્રે આવીને તેમને ન મળી હોત તો તેમનો જીવનદીપ ક્યારનોય બુઝાઈ ગયો હોત. હવે હું એમને અહીંથી છોડાવી શકતી નથી તથા હું પોતે પણ તિલિસ્મીની બ્હાર નીકળી શકતી નથી. લગભગ પંદર દિવસથી મ્હને એક તિલિસ્મી ગ્રંથ મળી આવ્યો છે. એ ગ્રંથ વાંચી જોવાથી તિલિસ્મી સંબંધીનો થોડો ઘણો ભેદ મ્હારા જાણવામાં આવ્યો છે, અને તેથી જ હું અત્રેનાં કેટલાંક સ્થળોએ હરીફરી શકું છું; છતાં આ તિલિસ્મીની બ્હાર નીકળી શકતી નથી. એ તિલિસ્મી ગ્રંથની સઘળી મતલબ મ્હારા સમજવામાં આવતી નથી. જો એ મતલબ હું બરાબર સમજી શકી હોત તો આ તિલિસ્મીમાંથી જરૂર બ્હાર નીકળી શકત તથા મ્હારાં માતુશ્રીને પણ છોડાવી શકત.

ગોપાલઃ—એ ગ્રંથ ક્યાં છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં ઇન્દિરાએ પોતાના વસ્ત્રમાંથી એક ન્હાનું પુસ્તક બ્હાર કાઢીને ગોપાલસિંહના હાથમાં આપ્યું. એ પુસ્તકની લંબાઇ પહોળાઇ ઘણી ન્હાની હતી, તથા એમાંના અક્ષરો ઘણા ન્હાના હતા. એ પુસ્તક જોવામાં આવતાં ગોપાલસિંહના આનન્દનો પાર રહ્યો નહિ. તેણે હર્ષાતિશયથી ઇન્દ્રજીત અને આનન્દસિંહ તરફ જોઇને કહ્યુંઃ—"મ્હારું જે પુસ્તક ચોરાઈ ગયું હતું તે જ આ છે. અરેરે ! આ પુસ્તક ખોવાયલું હોવાથી હું તદ્દન નિરાશ બની ગયો હતો. ઇન્દિરા ! આ પુસ્તક તને ક્યાંથી કેવી રીતે મળી આવ્યું ? !"

ઇન્દિરાઃ—એ હકીકત પણ ઘણી વિચિત્ર હોઈ તેનો સમાવેશ મ્હારી કર્મકથામાં થયેલો છે.

ઇન્દ્રજીતે ગોપાલસિંહ તરફ જોઈને કહ્યુંઃ—"ઇન્દિરાની કર્મકથા ઘણી લાંબી હોય એમ લાગે છે, તેથી આપ જો એક વખત સ્યામ-

ગઢના વર્ત્તમાન કહી સંભળાવો તો જીવ શાન્ત થાય."

આ વાક્યના ઉત્તરમાં ગોપાલસિંહે પદ્માવતીના અજાયબ ઘરપર શત્રુઓનું આક્રમણ, માયાસુંદરી, બંસરીબાલા અને રતિસુંદરીપર આવેલાં સંકટો, બનાવટી બલભદ્રસિંહને લીધે પિશાચપતિની થયેલી દુર્દશા, માયાવિની, સમશેરખાન અને દુષ્ટ દારોગાનું સ્યામગઢમાં કેદ પકડાવું, રાણા વીરસિંહજીનું ત્યાં આવવું, પિશાચપતિપર આવેલા આરોપની તપાસ, કૃષ્ણયક્ષે ઉપસ્થિત થઇને રજૂ કરેલી ઇન્દિરાદેવીની કલમદાન, ખરા બલભદ્રસિંહને શોધી કાઢવાની પિશાચપતિને કૃષ્ણયક્ષે અપાવેલી મુદત વગેરે જે હકીકત આપણે આ નવલકથાના સાતમા ભાગમાં વાંચી ગયા છીએ તેનું યથાસ્થિત વર્ણન કર્યું. આ હકીકત સાંભળવામાં આવતાં બન્ને રાજકુમારો તેમ જ ઇન્દિરાને અત્યંત આશ્ચર્ય લાગ્યું. ઇન્દિરાએ કહ્યું:–" મ્હારી કલમદાન કૃષ્ણયક્ષના હાથમાં કેવી રીતે આવી એ વિશે મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે! એ કલમદાન મ્હારી પાસેથી ગૂમ થઇ છે તે ઘણું ખોટું થયું છે. આજે જો તે મ્હારી પાસે હોત તો હું ઘણી સહેલાઇથી પિશાચપતિની તપાસનો અંત લાવી શકત!......"

ગોપાલ:—હમણાં એ કલમદાન રાણા ગોપાલસિંહજી પાસે હોવાથી તે તને કોઇ પણ પ્રકારની અડચણ સિવાય મળી શકશે.

ઇન્દિરાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–" પરંતુ એમાં જે ઉપયોગી વસ્તુઓ હતી તે હવે ભાગ્યે જ મળી શકશે."

ગોપાલ:—એ વસ્તુઓ પણ કદાચ મહારાણા વીરસિંહજીના કહેવાથી કૃષ્ણયક્ષ તને આપશે.

આ સમયે ઇન્દ્રજીતે કહ્યું:—" ઇન્દિરાદેવિ! એ વસ્તુઓની

સહાયતાથી જે કાર્ય તમે કરી શકો તેમ છો તે કાર્ય કદાચ સ્વયં કૃષ્ણયક્ષ જ કરશે!"

ઇન્દિરાઃ—યુવરાજ! આપની આ માન્યતા ભ્રમમૂલક છે. એ વસ્તુઓનો મ્હારા જેટલો ભેદ બીજું કોઇ જાણતું નથી; તેથી કૃષ્ણ-યક્ષ એ વસ્તુઓદ્વારા મ્હારૂં કાર્ય બજાવી શકે એ તદ્દન અશક્ય છે.

ગોપાલઃ—ઠીક છે, હમણાં એ વિષયપર વિશેષ વાદવિવાદ કરવાની જરૂર નથી.

આનન્દઃ—પરંતુ શ્યામગઢની આ સઘળી હકીકત કેવી રીતે આપના જાણવામાં આવી? આપે કોઇ માણસને શ્યામગઢ મોકલ્યો હતો કે શું? વળી પિતાશ્રીએ તો આ સમાચાર આપને નથી પહોંચાડયા ને?

ગોપાલઃ—પિશાચપતિ પોતે જ મ્હારી પાસે મદદ મેળવવાને આવ્યો હતો; પરંતુ મ્હેં તેને મદદ કરવાની ના પાડી છે!

ઇન્દ્રજીતઃ—તેને ના પાડવાનું કાંઇ કારણ?

ગોપાલઃ—વિધાતાએ મ્હને દુઃખ દેવામાં ઓછાપણું રાખ્યું નથી. જો ખરૂં પૂછો તો હજી પણ મ્હારૂં મન અસ્વસ્થ રહે છે. આમ હોવાથી હું તેને મદદ કરી શકું એવી સ્થિતિમાં નથી. તે સિવાય તિલિસ્મી પુસ્તક ગૂમ થયેલું હોવાથી હું અત્યંત ઉદાસ બની ગયેલો હતો; તેથી પિશાચપતિની હકીકતપર હું ધ્યાન આપી શક્યો નથી.

ઇન્દ્રજીતઃ—છતાં મ્હારી માન્યતા એવી છે કે, બીજા કોઇ મહત્વના કારણને લીધે જ આપે પિશાચપતિને મદદ કરવાની ના પાડી હશે. ઠીક, હવે આપણે ઇન્દિરાદેવીની કર્મકથા સાંભળીએ.

ગોપાલઃ—બ્હેન તું હવે ત્હારી કર્મકથા બેલાશક કહી સંભળાવ. ત્હારી તથા ત્હારાં માતાજીની ઘણી હકીકત હું જાણું છું; પરંતુ

બન્ને રાજકુમારો એ વિશે કાંઈ જાણતા નહિ હોવાથી તું પ્રથમથી જ સઘળી હકીકત કહે.

"જી હા, માતાજીએ એ હકીકત મ્હને કહી છે." આમ કહીને ઇન્દિરાએ પોતાની કર્મકથા કહેવા માંડી.

## પ્રકરણ ૪ થું.

### પિશાચપતિ અને સમશેરખાન.

કલ્યાણસિંહે મદદ માટે તાળી વગાડી કે તરત જ ઘણા સિપાહીઓ હાથમાં નગ્ન તલ્વાર લઈ જે ઓરડીમાંથી કલ્યાણસિંહ નીકળ્યો હતો એ ઓરડીમાંથી જ બ્હાર નીકળ્યા; પરંતુ સમશેરખાનની મદદમાં માત્ર પેલો એક ગૅબીમદદગાર જ હતો કે, જે સમશેરખાનના દ્વાર ઉઘાડવાથી ત્યાં હાજર થયો હતો. એ સમયે જો કે વિશેષ વાતચિત કરવાનો અવકાશ નહોતો; છતાં એ ગૅબીમદદગારે સમશેરખાનને એવું કહી દીધું કે:–"હમણાં આપ કોઈને પણ આપની મદદે બોલાવશો નહિ. આ સઘળા શત્રુઓને પહોંચી વળવાને માટે હું એકલો જ પૂરતો છું. જો મ્હારા શબ્દોપર આપને વિશ્વાસ ન હોય તો આપ જલ્દીથી આ ઓરડાની બ્હાર નીકળી પડો."

જો કે ગૅબીમદદગારે એકલાએ સેંકડો શત્રુઓ સાથે બાથ ભીડવાની હિમ્મત દર્શાવી; પરંતુ તેની એ વાતપર વિશ્વાસ મૂકી શકાય તેમ નહોતું; છતાં સમશેરખાન બહાદુર અને સાહસિક પુરુષ હોવાથી તથા બીજા કોઈ કારણથી તેણે ગૅબીમદદગારના શબ્દોપર વિશ્વાસ

મૂક્યો. કોઇને પોતાની મદદે નહિ બોલાવતાં હાથમાં પોતાની તલ્વાર લઇને તે લઢવા માટે તૈયાર થઈ ગયો.

આ ગૅબીમદદગાર પિશાચપતિ હોઈ તે સરયુસિંહની સલાહ પ્રમાણે સમશેરખાન પાસે આવ્યો હતો. પિશાચપતિ એમ ધારતો હતો કે, સમશેરખાન કલ્યાણસિંહના કહેવાથી તેને મદદ કરવાની હા પાડશે; પરંતુ બ્હાર ઉભા રહીને તેણે જ્યારે તેમની બન્નેની વાતચિત સાંભળી તથા સમશેરખાન પ્રામાણિક, બહાદુર અને. કૃતજ્ઞ છે એવું જ્યારે તેના જાણવામાં આવ્યું ત્યારે તેનો ઘણો જ આનંદ થયો. તે જીવજાનથી તેને મદદ કરવાને તૈયાર થયો. અમારા વાંચકબંધુઓ જાણે છે જ કે, પિશાચપતિ પાસે પદ્માવતીએ તેને આપેલું એક તિલિસ્મી ખંજર હતું. પિશાચપતિ માટે પોતાના મનમાં થોડી ઘણી શંકા ઉત્પન્ન થયેલી હોવા છતાં તે તેણે પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને પાછું લીધું નહોતું. આજે એ અદ્‌ભુત ખંજર પાસે હોવાથી જ પિશાચપતિએ આટલા બધા શત્રુઓની સ્હામે થવાની હિમ્મત કરી હતી, તથા તે પ્રમાણે તેણે સમશેરખાનનું રક્ષણ કર્યું.

જે સમયે કલ્યાણસિંહે પિશાચપતિ સાથે લઢવાની ઇચ્છા દર્શાવી એ સમયે પિશાચપતિએ સ્ફુર્તિથી પોતાના મ્હોંપરનો બુરખો ઉંચો કરી નાખી ઉચ્ચ સ્વરે કહ્યું:–" આજે ઘણા દિવસ પછી તમે આ પિશાચપતિની સ્હામે થયા છો; માટે સાવધાનતાથી લડજો."

આમ કહીને તેણે તિલિસ્મી ખંજરથી શત્રુઓપર હુમલો કર્યો; કેમ કે કોઇને જીવથી નહિ મારતાં સર્વેને કેદ કરવાનો જ તેનો વિચાર હતો. પ્રથમ તો તેણે તિલિસ્મી ખંજરનો એક સામાન્ય ઘા કલ્યાણસિંહના કાંડાપર કર્યો. એથી તેના હાથમાંની તલ્વાર નીચે પડી ગઈ અને તે સાથે જ તિલિસ્મી ખંજરના સ્પર્શથી તેનું શરીર એક વખત

કંપી ઉઠયું તથા તે બેહોશ બની જઇ જમીનપર ગબડી પડયો.

જે સમયે કલ્યાણસિંહ અને તેના સાથીદારોએ પિશાચપતિનું નામ સાંભળ્યું એ સમયે જ તેમની હિમ્મત દૂર થઈ ગઈ. પિશાચપતિએ આજ સુધીમાં એક બહાદુર અને ચાલાક બહુરૂપી તરીકે નામના મેળવી હતી. ગમે તેવા બહાદુર અને સાહસિક માણસના સાંભળવામાં તેનું નામ આવતું કે તત્કાળ તેની હિમ્મત જતી રહેતી હતી. આ સ્થળે કલ્યાણસિંહના સિપાહીઓપર પણ તેના નામની અદ્‌ભુત અસર થઇ.

જે સમયે કલ્યાણસિંહ બેહોશ બની જમીનપર ગબડી પડયો એ સમયે એક સિપાહીએ પિશાચપતિપર તલ્વારનો ઘા કર્યો; પરંતુ એ ઘાને તેણે ચાલાકીથી પોતાના ખંજરપર રોકયો. પછીથી હાથમાંનું ખંજર તેણે તેના શરીરને લગાડયું. પરિણામે એ સિપાહીની તલ્વાર ખંજર સાથે ટોકવાથી તલ્વારના બે કડકા થઈ ગયા અને એ સિપાહી પણ બેશુદ્ધ બની જઈ જમીનપર પડયો. એ સમય દરમ્યાન બહાદુર સમશેરખાને પોતાનાપર હુમલો કરનાર બે સિપાહીઓને જીવથી મારી નાખ્યા. કલ્યાણસિંહના સાથીદારોની સંખ્યા ઘણી વધારે હોવાથી તે સમશેરખાનને મારી નાખત કિંવા કેદ કરત; પરંતુ પિશાચપતિની બહાદુરી આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિ. એ ઓરડામાં સારી રીતે લઢી શકાય એમ પણ નહોતું; તેથી પિશાચપતિને ઘણો ફાયદો થયો. જેટલા સમયમાં પિશાચપતિએ પોતાની હિમ્મત અને બહાદુરીથી વીસ માણસોને બેહોશ બનાવી દીધા એટલા સમયમાં સમશેરખાને પણ ચાર માણસોને જમીનદોસ્ત બનાવી દીધા. પિશાચપતિના શરીરપર પણ બે ચાર જખ્મ થયા એટલે તેણે એમ વિચાર્યું કે, સમશેરખાનને પણ કેટલાક જખ્મ થયેલા

હોવાથી વિશેષ સમય સુધી તે શત્રુઓ સાથે ટક્કર ઝીલી શકશે નહિ. આવા વિચારથી લડાઇનો બની શકે એટલી ઝડપથી અંત લાવવાનો તેણે વિચાર કર્યો. બીજી તરફથી કલ્યાણસિંહના સિપાહીઓનાં મન-પર જૂદા પ્રકારની જ અસર થઇ. પોતાના સાથીદારોને જખમ લાગ્યા સિવાય બેશુદ્ધ બની જતા જોઇને તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેમને તો એમ જ લાગ્યું કે, પિશાચપતિપર કોઇ દેવ દેવી પ્રસન્ન હોવી જોઇએ અને તેના પરિણામે જ પોતાના સાથીદારો તેને સ્પર્શ કરતાં જ બેહોશ બની જતા હોવા જોઇએ. આવા વિચારથી એમણે એકાએક પલા-યન કરી જવાનો વિચાર કર્યો; પરંતુ જે રસ્તેથી તેઓ આવ્યા હતા એ રસ્તો તદ્દન બંધ થઇ ગયેલો હોવાથી તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમની આવી અસ્થિર સ્થિતિમાં સમશેરખાને તેમને પોતાની તલ્વારનું બરાબર પાણી બતાવ્યું. પિશાચપતિએ ખંજરની મૂઠ દબાવી એટલે વિજળીના જેવો પ્રકાશ થયો, અને પલાયન કરી જવાનો વિચાર કરતા સિપાહીઓનાં નેત્રો બંધ થઇ ગયાં. હવે પિશાચપતિએ ઘણી સહેલાઇથી સઘળા સિપાહીઓના શરીર સાથે તિલિસ્મી ખંજ-રનો સ્પર્શ કરીને તેમને બેહોશ બનાવી દીધા. એ વખતે તેમને ગણી જોતાં તેમની સંખ્યા પીસતાળીસની થઇ એટલે પિશાચપતિ અને સમશેરખાનને એમ માલૂમ પડ્યું કે, કલ્યાણસિંહે પોતાની સાથે સો સિપાહીઓ હોવાની જે વાર્ત્તા કહી હતી તે ખોટી હતી.

આટલી મ્હોટી લડાઇનો ચુપકીદીથી અંત આવે એ સર્વથા અશક્ય હતું. 'મારો–કાપો પકડો' વગેરે અવાજોથી એ સ્થળ ગાજી રહ્યું હતું. એ ગરબડ સાંભળી પહેરાપર જે સિપાહીઓ હતા તેઓમાંનો એક ઉપર ચઢી આવ્યો તથા અહીંની આવી ભયાનક સ્થિતિ જોઇ ગભરાઇને પાછો નીચે ચાલ્યો ગયો, અને એ હકીકત

તેણે પોતાના સાથીદારોને જણાવી દીધી. થોડા સમયમાં જ મહારાણા વીરસિંહના ઘણા સશસ્ત્ર સિપાહીઓ સમશેરખાનના ઓરડામાં ઉપસ્થિત થયા. આ સમયે લઢાઇનો અંત આવી ગયેલો હોઈ સમશેરખાન અને પિશાચપતિ જખ્મી થયેલા તથા મરી ગયેલા શત્રુઓનું પ્રસન્નતાથી દર્શન કરતા હતા. આ વખતે પિશાચપતિએ પ્રથમની માફક પોતાનું મ્હોં બુરખામાં છુપાવી દીધું હતું. સમશેરખાને મહારાણા વીરસિંહજીના અનુચરોને જોઇને કહ્યું:—"ભોંયરામાંના એક ગુપ્ત રસ્તેથી મહારાણા વીરસિંહજીનો દુશ્મન કલ્યાણસિંહ આટલા માણસોને લઇ ખોટી ઇચ્છાથી અહીં આવ્યો હતો; પરંતુ આ ગૈબીમદદગારની મદદથી મ્હારું રક્ષણ થયું છે તથા મહારાણા વીરસિંહજીનું પણ કાંઈ નુકસાન થયું નથી. હવે તમે બની શકે એટલી ઝડપથી આ શત્રુઓમાંથી જેઓ જીવતા હોય તેમને કેદખાનામાં મોકલવાની અને મરી ગયેલાને બાળી નાખવાની વ્યવસ્થા કરો. વળી આ ઓરડો પણ સ્વચ્છ કરાવો."

પછીથી પિશાચપતિનો હાથ પકડીને સમશેરખાન એ ઓરડાની બ્હાર આવેલા છજામાં જઈ તેની સાથે વાતચિત કરવા લાગ્યો. જે ઓરડીમાંથી કલ્યાણસિંહ અને તેના સાથીદારો આવ્યા હતા એ ઓરડીને તાળુ વાસી દેવામાં આવ્યું.

સમશેરખાને પિશાચપતિને કહ્યું:—"આ સમયે આપના આવવાથી મ્હારો જીવ બચ્યો છે એટલું જ નહિ; પરંતુ તે સાથે મહારાણા વીરસિંહજીને ઘણો ફાયદો થયો છે. હવે કહો જોઇએ કે, આપ અહીં કેવી રીતે આવી પહોંચ્યા? આપને કોઇએ રોક્યા ટોક્યા નહોતા કે શું?"

પિશાચઃ—અહીં મ્હને કોઈ રોકી ટોકી શકે તેમ નહોતું. જ્યોતિસિંહજીએ મ્હને એક એવી વસ્તુ આપેલી છે કે, જેની મદદથી

હું મહારાણા વીરસિંહજીના રાજમહાલયમાં અંતઃપુર સિવાયનાં સર્વ સ્થળોએ સહેલાઇથી જઈ શકું તેમ છું. અત્રે મ્હારું આગમન કેવી રીતે થયું છે તે હમણાં હું આપને કહું છું. મ્હને તથા ઇન્દ્રદેવના બહુરૂપી સરયુસિંહને કોઇ પણ રીતે એવી ખબર મળી છે કે, " રાણો કનકસિંહ અને કલ્યાણસિંહ કારાગૃહમાંથી મુક્ત થયા છે તથા ઘણા સિપાહીઓને સાથે લઇને શ્યામગઢમાં આવી તેઓ લુચ્ચાઇ કિંવા કપટ કરવાનો વિચાર રાખે છે.' આ ખબર મળતાં અમે બન્ને જણા સાવધાન થઇ ગયા. સરયુસિંહે વેશ બદલી શત્રુઓને મળી જઇને ભોંયરામાં પ્રવેશ કર્યો છે, અને બ્હારની ગોઠવણ કરવાના વિચારથી હું અત્રે આવ્યો હતો. એમ ન સમજતા કે, હું સીધો આપની પાસે જ ચાલ્યો આવ્યો છું; સર્વ પ્રકારની ગોઠવણ કર્યા પછીથી જ હું આપની પાસે ઉપસ્થિત થયો છું. હમણાં આ કિલ્લામાંનું લશ્કર યુદ્ધમાં ઉતરવાને તૈયાર છે. બહાદુર લોકો પ્રત્યેક સ્થળે હથિયારબંધ થઇને ઉભા રહ્યા છે. દારુગોળો પણ તૈયાર રાખવામાં આવ્યો છે; છતાં ભોંયરામાં શી ખટપટ ચાલી રહેલી છે એ સંબંધી હું કાંઇ જાણતો નથી.

સમશેરઃ—ભોંયરામાં શત્રુઓએ ઉત્પાત મચાવ્યો હશે એ ચોક્કસ છે. વળી મહારાણા વિરસિંહજી વગેરેની ભોંયરામાં કેવી સ્થિતિ થયેલી હશે એ વિશે કાંઈ વિચાર કરી શકાય તેમ નથી.

પિશાચઃ—અફસોસ! ભોંયરાના ભેદની તથા તેના અટપટા રસ્તાઓની મ્હને માહિતી નથી; નહિ તો આ સમયે હું અવશ્ય ભોંયરામાં જઈ પહોંચ્યો હોત તથા મ્હેં મ્હારી બહાદુરી અને બહુરૂપીની વિદ્યાનો ચમત્કાર બતાવ્યો હોત!

સમશેરઃ—ભોંયરામાં જઇને આપણે મહારાણાજીને કોઇ પણ પ્રકારની મદદ કરી શકીએ તેમ નથી એ માટે મ્હને પણ ઘણો ખેદ

થાય છે. જે રસ્તેથી કલ્યાણસિંહ અને તેના સિપાહીઓ આવ્યા હતા એ રસ્તેથી ભોંયરામાં જઇને મહારાણાજીને બની શકતી મદદ કરવાનો પ્રથમ મ્હારો વિચાર હતો; પરંતુ એ રસ્તો આશ્ચર્યજનક રીતે બંધ ગઈ ગયો છે. મ્હારી માન્યતા એવી છે કે, કલ્યાણસિંહના પક્ષના કોઇ માણસે એ માર્ગ બંધ કરેલો નથી.

થોડા સમય સૂધી સ્વગત કાંઈ વિચાર કરીને પિશાચપતિએ કહ્યું:–"હું પણ એમ જ સમજું છું. વળી બીજી એક વાત મ્હારા ધ્યાનમાં આવે છે."

સમશેર:—શી વાત ?

પિશાચ:—આપણે ભોંયરામાં જઇને મહારાણાજીને મદદ કરી શકીએ તેમ નથી એ ખુલ્લું છે. વળી આ કિલ્લામાં રહેવાથી પણ આપણને બિલ્કુલ ફાયદો નથી.

સમશેર:—ખરું છે.

પિશાચ:—ત્યારે આપણે, જે રસ્તેથી શત્રુઓ ભોંયરામાં આવેલા છે એ ગુફાના મ્હોં પાસે જવું જોઇએ. શત્રુઓ પોતાનું કામ કરીને એ ગુફામાંથી જ બ્હાર નીકળે તો એ બનાવ જેવું છે, અને જો તેમ બનશે તો આપણે કાંઈ સારું કાર્ય કરી શકીશું એવી મ્હને આશા છે.

સમશેરખાને આનન્દ પામીને કહ્યું:–" આપનું કહેવું તદ્દન ખરું છે. હવે એ ગુફાના મ્હોં પાસે જવામાં આપણે વિલંબ કરવો જોઇએ નહિ. ચાલો ચાલો–જલ્દી ચાલો."

પિશાચ:—ચાલો, હું તૈયાર છું.

આવો વિચાર કરી પિશાચપતિ અને સમશેરખાને રાણા વીર-સિંહજીના માણસોને મુડદાં ઉપાડવાની તથા કેદીઓને કેદ કરવાના

વિષયમાં પુનઃ સમજાવી બીજી પણ કેટલીક અગત્યની સૂચનાઓ કરી તેઓ બન્ને કિલ્લાની મ્હાર નીકળી પડયા, તથા ઘણી ઝડપથી ઇચ્છિત સ્થળે જઇ પહોંચ્યા.

## પ્રકરણ ૫ મું.

### મનોરમાની માયાજાળ.

વાંચકબંધુઓ! ચાલો આપણે પિશાચપતિના પુત્ર કૃષ્ણલાલ તરફ આપણી નજર ફેરવીએ. કૃષ્ણલાલ પોતાના પિતાનું મૃત્યુ થયેલું જોવાને ઇચ્છે છે એવું જ્યારે તેની પત્નીના જાણવામાં આવ્યું ત્યારે આશ્ચર્ય પામીને તેણે કહ્યું:-“ મ્હારા પરમ-પૂજ્ય શ્વસુર માટે હું આજે જ તમારા મુખમાંથી આવા શબ્દો સાંભળું છું. આ તો ઘણા આશ્ચર્યની—”

પત્નીનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ કૃષ્ણલાલ બોલી ઉઠયો:— “પરંતુ મ્હારા અંતરનો ભાવ આજ સુધી એક ગુપ્ત મંત્રની માફક મ્હેં મ્હારા મનમાં છુપાવી રાખ્યો હતો. આજે ચિત્તની ઉત્તેજનાને લીધે જ ત્હારી પાસે મ્હારાથી આવા શબ્દોનો ઉચ્ચાર થયો છે; પરંતુ હવે પછી હું એવો એક પણ શબ્દ ઉચ્ચારીશ નહિ. પ્રિયતમા! હું તને મ્હારા પ્રાણથી પણ વિશેષ ચ્હાઉં છું; તેથી આ વાત તું કોઇને જણાવીશ નહિ. આ વાત જો કોઇના જાણવામાં આવશે તો તેથી મ્હને ઘણું નુકસાન થશે; કેમ કે, મ્હારા પિતાજીનો મ્હને ઘણો ભય રહે છે. તેમને જો એવી ખબર પડશે કે, હું તેમની સાથે સ્વાર્થનો જ સંબંધ રાખું છું તો તેઓ મ્હારો જીવ લીધા સિવાય

શાન્ત થશે નહિ. તેઓ ઘણા ભયંકર પુરુષ છે !"

સ્ત્રીઃ—તમે સંકટમાં સપડાઓ એવી વાત હું કોઇને કદાપિ કહું ખરી કે ? પરંતુ જો તમે મ્હને હયરાન કરશો તો આ વાત હું દરેકને કહી દઇશ !

કૃષ્ણલાલઃ—વાહ ! તું મ્હને ડરાવે છે કે ? જો તું મ્હારી આ વાત સર્વને કહી દઇશ તો હું પણ ત્હારી ચાલ સારી નથી એ વાત સર્વત્ર જાહિર કરી દઇશ. વળી તું ભૂલે છે. પિતાને માટે પુત્રના મનમાં લાગણી ન હોય એ સંભવિત છે કે ? મ્હારા પિતાજીને સંકટમાંથી મુક્ત કરવા માટે હું હમણાં જ જાઉં છું. આ જીવ જશે તો પણ એક પુત્ર તરીકે મ્હારું તેમના તરફ જે કર્ત્તવ્ય છે તે હું જરૂર બજાવીશ.

"તમે અહીંથી હમ્મેશાંને માટે ચાલ્યા જાઓ એવું મ્હારું સદ્‌ભાગ્ય ક્યાંથી ?! જાઓ જાઓ. અહી એક ક્ષણ કાળ માટે પણ રોકાશો નહિ." આવો સ્વગત વિચાર કરીને કૃષ્ણલાલની પત્નીએ પ્રકાશમાં પોતાના મનનો ભાવ છુપાવીને કહ્યું:–"તેમનાપર સંકટ આવી પડ્યું છે તેથી આવી સ્થિતિમાં તેમની પાસે જઇને તમે શું કરશો ? છાનામાના ઘરમાં બેસી રહોને ! "

કૃષ્ણલાલે કહ્યું:—"પરંતુ તેમનાપર આવી પડેલા સંકટના સમાચાર મ્હને જણાવનાર ગોપીવલ્લભ એવો નીચ છે કે, આ સમાચાર તેણે મ્હને પહોંચાડેલા છે એમ તે મ્હારા પિતાશ્રીને કહ્યા સિવાય રહેશે નહિ."

સ્ત્રીઃ—પરંતુ એણે તમને શું કહ્યું છે તે મ્હને કહો જેથી મ્હારી ચિંતા ઓછી થાય !

આ વાક્યનાં ઉત્તરમાં કૃષ્ણલાલે પોતાની પત્નીને સઘળી હકીકત કહી સંભળાવી તથા તે ઘરનો ત્યાગ કરી ચાલી નીકળ્યો. વાંચક-

બંધુઓ! પિશાચપતિના સાથીદારો કાંઈ સાધારણ માણસો નહોતા. તેઓ ચાલાક, બહાદુર, ભયંકર અને તોફાની હતા. તેઓ ચોતરફ એવી રીતે ફર્યા કરતા હતા કે, જરૂરના પ્રસંગે પિશાચપતિ તેમને સહેલાઇથી શોધી શકે. પિશાચપતિએ ખંડેરો તેમ જ પહાડી ગુફાઓમાં પોતાના મુકામની વ્યવસ્થા કરી રાખી હતી. એવા પ્રત્યેક સ્થળે તેનો એકાદ સાથીદાર હમ્મેશાં રહેતો હતો. આવાં કેટલાંક સ્થળોથી કૃષ્ણલાલ પણ પરિચિત હતો; તેથી ગયાથી થોડે દૂર આવેલા ડુંગરપરના એક ખંડેર પાસે તે પિતાની શોધ કરતો કરતો આવી ચઢ્યો. ત્યાં તેના પિતાના ત્રણ સાથીદારો હોવાથી તેણે તેમને પિતાના સમાચાર પૂછ્યા. એ માણસો જે જાણતા હતા તે કહેતા હતા એવામાં કેદ પકડાયલી મનોરમાને સાથે લઇ પિશાચપતિ પણ ત્યાં આવી પહોંચ્યો. પોતાના પુત્રને જોઈ તે અત્યંત પ્રસન્ન થયો, તથા બેહોશ મનોરમાને પોતાના માણસોને સોંપી કૃષ્ણલાલની સાથે એક બાજૂએ જઇને તે તેને પોતાની હકીકત કહેવા લાગ્યો. સઘળી હકીકત સાંભળી રહ્યા પછી કપટી કૃષ્ણલાલે ઉપર ઉપરથી પોતાને ઘણો શોક થયો હોય એવો ભાવ દર્શાવ્યો. તેણે એક નિશ્વાસ મૂકીને કહ્યું:–“ અરેરે! પિતાજી, આપે આ સંબંધી મ્હને કેમ કાંઇ સમાચાર પહોંચાડ્યા નહિ?! જો ગોપીવલ્લભે મ્હને આપના સંકટના સમાચાર જણાવ્યા ન હોત તો હું ક્યાંથી જાણી શકત?”

પિશાચપતિએ કહ્યું:—“ જે થયું તે સારું જ થયું છે. હવે આપણા એક સાથીદારની સાથે મનોરમાને જ્યાં ત્હારી માતા રહે છે ત્યાં લઇ જા અને તેની પાસેથી બલભદ્રસિંહનો પત્તો મેળવવાનો તું ત્હારાથી બની શકે તેટલો પ્રયત્ન કરજે.”

આમ કહી પિશાચપતિ કૃષ્ણલાલની સાથે પોતાના સાથીદારો

પાસે ગયો, તથા પોતે બાદલસિંહને બેહોશ બનાવી જે સ્થળે રાખી આવ્યો હતો તે સ્થળની એક સાથીદારને નિશાની આપીને તેણે કહ્યું:–"એ બદમાશ બાદલસિંહને ત્યાંથી ઉપાડી મ્હારે ઘેર કેદ કર્યા પછી તું અત્રે આવજે."

આ સઘળો બંદોબસ્ત કર્યા પછી પિશાચપતિ શ્યામગઢ જવાને તૈયાર થયો. શ્યામગઢ ગયા પછી તેણે શું કર્યું એ આપણા વાંચવામાં આવી ગયું છે; તેથી હમણાં તો આપણે કૃષ્ણલાલની જ કાર્યવ્યવસ્થા જોઇએ. પિશાચપતિના વિદાય ગઇ ગયા પછી તે પણ મનોરમાને ઉપાડી ચંપકસિંહ નામના સિપાહી સાથે પોતાના ઘર તરફ વિદાય થયો.

* * * * *

મધ્યાન્હકાળ થયો હતો. વાયુ જોરથી ફુંકાતો હતો. મયદાનમાં ચોતરફ ધૂળ ઉડયા કરતી હતી. આવા સમયે એક વિશાળ તેમ જ ઉંચા આમ્રવૃક્ષની નીચે કૃષ્ણલાલ અને ચંપકસિંહ બેઠા બેઠા થાક ઉતારતા હતા. તેમની પાસે મનોરમા પણ બેઠેલી હતી. તેના હાથ પગને એક દોરડાથી બાંધી દેવામાં આવ્યા હતા. થોડે દૂર એક ઘોડી ચરતી હોઈ તેની લાંબી લગામને એક વૃક્ષની નીચે મુકેલી ડાળ સાથે બાંધેલી હતી. એ ઘોડીપર બેસાડીને જ મનોરમાને તેઓ લઇ આવ્યા હતા. મધ્યાન્હકાળ પસાર કરવાને તથા મુસાફરીથી લાગેલો થાક ઉતારવાને માટે તેઓ એ આમ્રવૃક્ષ નીચે બેસીને વાતચિત કર્યા કરતા હતા.

કૃષ્ણલાલે મનોરમાને ઉદ્દેશીને કહ્યું:–"મ્હને તમારી સ્થિતિપર ઘણી દયા આવે છે. એક બદમાશ અને પ્રપંચી સ્ત્રી માયાવિનીને લીધે વિના કારણ તમે તમારા જીવને જોખમમાં નાખો છો!"

મનોરમાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"તમારું કહેવું ખરું છે; પરંતુ હવે મ્હારો જીવ બચે એવી આશા નથી. હું સાચું જ કહું છું કે, આ જીંદગીમાં મ્હેં કોઇ પણ પ્રકારનું સુખ જોયું અથવા અનુભવ્યું નથી. મારી પાસે પુષ્કળ દ્રવ્યસંપતિ છે; પરંતુ આ સમયે તે મ્હારે માટે કાંઈ ઉપયોગી નથી. એ દ્રવ્યસંપત્તિ ભાગ્યશાળી માણસના હાથમાં જશે એમ નિશ્ચિત છે; કદાચ તે સંપત્તિને બિનવારસી સમજીને રાજા......"

કૃષ્ણલાલે કહ્યું—"એ માટે તમે કેમ અફસોસ કરો છો ? તમે રડો છો તેથી મ્હારા જીવને દુઃખ થાય છે. હું સાચું જ કહું છું કે જો તમે બલભદ્રસિંહ અને ઇન્દિરાનો પત્તો બતાવશો તો તમે તમારી દ્રવ્યસંપત્તિનું સુખ ભોગવી શકશો, તથા તમારા જીવનું પણ રક્ષણ થશે."

મનોરમાઃ—જો તમે મ્હારી સાથે એક વાતની ભલાઈ કરો અને મ્હારો જીવ બચી જાય તો હું તમને બલભદ્રસિંહ તેમ જ ઇન્દિરાનો પત્તો બતાવી શકું.

કૃષ્ણલાલઃ—હું શી વાતની ભલાઇ કરું? અરેરે! તમારી સ્થિતિ માટે મ્હને ઘણો ખેદ થાય છે. તમારા જેવી સૌન્દર્યસંપન્ન અપ્સરાના જીવનનો અંતકાળ આવે એમ હું ઇચ્છતો નથી.

મનોરમાઃ—મ્હારે જે હકીકત તમને કહેવાની છે તે ઘણી ગુપ્ત હોવાથી તે માત્ર હું તમને જ કહી શકું તેમ છું.

આ સમયે ચંપકસિંહે કહ્યું:-"લ્યો, હું પોતે દૂર જાઉં છું. તમે તમારે જે વાતચિત કરવી હોય તે બેલાશક કરો. તમારા કાર્યમાં અડચણ કરવાની મ્હારી ઇચ્છા નથી. તમે તમારી વાતચિત કરશો ત્યાં સૂધી હું ગાંજાની એક બે ચલમો ફુંકીને મ્હારો થાક દૂર કરીશ.

આમ કહીને ચંપકસિંહ એ સ્થળનો ત્યાગ કરી થોડે દૂર ચાલ્યો ગયો. પછી પોતાના વાટવામાંથી ચકમક બ્હાર કાઢી, અગ્નિ સળગાવ્યા પછી તે ગાંજો મસળવા લાગ્યો. હવે કૃષ્ણલાલ મનોરમાની પાસે જઇને બેઠો, તથા તેણે કહ્યું:–"સુંદરિ! હવે તમારે જે કહેવું હોય તે કહો?"

મનોરમા:–એ તો તમે જાણો છો કે, મ્હારી પાસે પુષ્કળ દ્રવ્યસંપત્તિ છે.

કૃષ્ણલાલ:–હા, તમારી પાસે કરોડો રૂપિયાની મિલકત છે એ હું જાણું છું.

મનોરમા:–તે સાથે તમે એ પણ જાણો છો કે, તમારી પ્રિયતમા યશોદા પણ મ્હારા કબ્જામાં છે.

કૃષ્ણલાલે ચમકી ઉઠીને કહ્યું:–" ના, એ સંબધી હું કાંઈ જાણતો નથી. શું યશોદા તમારાજ કબ્જામાં છે? અરેરે! જો કે, તે બહેરી અને બોબડી સ્ત્રી છે; છતાં હું તેને મ્હારા અંતઃકરણથી ચ્હાઉં છું. જો એની સાથે મ્હારો મેળાપ થશે તો હું મ્હને ઘણો ભાગ્યશાળી સમજીશ."

મનોરમા:–તે મ્હારા કબ્જામાં હોઈ તેની સાથે તમારો મેળાપ થઈ શકે તેમ છે. તે સાથે મ્હારી સઘળી દ્રવ્યસંપત્તિ પણ હું તમને આપી દેવાને તૈયાર છું. અને બલભદ્રસિંહ તથા ઇન્દિરાનો પત્તો તમને બતાવી શકું તેમ છું; છતાં એ કાર્યના બદલામાં તમારે મ્હારાપર એક ઉપકાર કરવો પડશે.

કૃષ્ણલાલે આનન્દિત બની જઇને કહ્યું:—" શો ઉપકાર ? "

મનોરમાએ કૃષ્ણલાલ તરફ એક કુટિલ કટાક્ષ ફેંકીને કહ્યું:–એ જ કે, તમે મ્હારી સાથે લગ્ન કરો. હું તમને મ્હારા જીવ કરતાં પણ વિશેષ ચ્હાઉં છું."

કૃષ્ણલાલઃ—જો કે તમારી ઉમ્મર મ્હારા જેટલી જ છે છતાં હું તમને હજી નવીન નવેલી સમજું છું અને તમારાપર પ્યાર કરું છું; કેમ કે તમારા સૌન્દર્યનું દર્શન કરતાંની સાથે જ હું મંત્રમુગ્ધ બની ગયો છું; છતાં હું તમારી સાથે મ્હારા પિતાની સંમતિ સિવાય કેવી રીતે લગ્ન કરી શકું ?

મનોરમાઃ—જો આ પ્રકારમાં તમારા પિતા નારાજી દર્શાવે તો તેમને મહામૂર્ખ સમજવા જોઇએ. બલભદ્રસિંહનો પત્તો લાગવાથી એમનો જીવ બચે તેમ છે. ઇન્દિરાનો મેળાપ થવાથી તેઓ ઇન્દ્રદેવનો પ્રેમ પ્રાપ્ત કરી અતિ આનન્દમાં પોતાનું આયુષ્ય પસાર કરી શકે તેમ છે. વળી તમે અતુલ–અપાર દ્રવ્યસંપત્તિના અધિકારી થશો તેમાં એમનો લાભ પણ સમાયલો છે. તે સિવાય મ્હારા પ્રસ્તાવનો સ્વીકાર કરવાથી તમારી યશોદા સાથે પણ તમારું મિલન થશે, તથા હું પોતે તમારી થઇને જીવનપર્યંત તમારી સેવા કર્યા કરીશ. તમે સારી રીતે જાણો છો કે, હું માયાવિનીનાં કાર્યોમાં ગુંથાઇ રહેલી હોવાથી જ હજી સૂધી મ્હારું લગ્ન થયું નથી.

કૃષ્ણલાલે મૃદુહાસ્યસહ કહ્યુંઃ–“ પરંતુ તમે બેચાર પુરુષો સાથે પ્રેમ તો કરી ચુકયાં છો ! ”

મનોરમાઃ—ખરું છે, આ વાર્તાનો હું અસ્વીકાર કરતી નથી. શું એથી તમે મ્હારી સાથે લગ્ન કરતાં અચકાઓ છો ? આજકાલ જે સ્ત્રી સાથે રહીને તમે ગૃહસંસાર ચલાવો છો એ સ્ત્રીની પવિત્રતા તમે પુરવાર કરી શકો તેમ છો કે ? તમે પણ મૂર્ખ છો. તમે દુનિયાના ભેદ જાણી શકો એવા અંતર્યામી છો કે ? એ સઘળા વિષયોનો વિચાર તમારા જેવા લહેરી માણસે કરવાની બિલ્કુલ જરૂર નથી. વળી હું એમ ખાત્રીપૂર્વક કહી શકું છું કે, મ્હારી સાથે તમારું

લગ્ન થશે તો તેથી તમારા પિતા કોઈ પણ રીતે નારાજ નહિ થાય. તમે વિચાર તો કરી જુઓ કે, તમારા પિતાએ પોતાના જીવનમાં કેવાં કામ કર્યાં છે! તેઓ તમને કોઈ પણ પ્રકારનો ઠપકો આપી શકે તેમ નથી. વળી આ દુનિયામાં મ્હારા જેવી સૌન્દર્યમયી સુંદરી અને અતુલનીય દ્રવ્યસંપતિની તમને પ્રાપ્તિ થાય છે એ તમારું મ્હોટું સૌભાગ્ય છે એમ જ તમારે સમજવું જોઇએ. વળી એ વાતની પણ હું પ્રતિજ્ઞા કરું છું કે, તમારી હમણાંની સ્ત્રી અને યશોદા સાથે હું કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ રાખીશ નહિ; ઉલટી હું તેમને મ્હારા અંતઃકરણથી ચ્હાઇશ. તેઓ મ્હારી સાથે લઢશે તો પણ હું તે તરફ ધ્યાન આપીશ નહિ.

મનોરમાનાં આવાં લોભી અને મોહ ઉપજાવે એવાં આકર્ષક વચનોથી કૃષ્ણલાલની બુદ્ધિશુદ્ધિ અદૃશ્ય થઈ ગઈ. તે સ્વર્ગનું સુખ અનુભવવા લાગ્યો. થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી તેણે કહ્યું:– "પરંતુ તમે જે કાંઈ કહો છો તે સઘળું સાચું છે એવો વિશ્વાસ હું કેવી રીતે મૂકી શકું?"

આ વાક્યના ઉત્તરમાં મનોરમાએ સેંકડો સોગન ખાધા, તથા તેણે પોતાના હાથપગ છોડવાની કૃષ્ણલાલને વિનંતિ કરી. કૃષ્ણલાલે તેના હાથ પગ છોડી નાખ્યા. મનોરમાએ પોતાની આંગળીપરની પેલી ઝેરવાળી મુદ્રિકા કે જેને પિશાચપતિ કાઢી લેવી ભૂલી ગયો હતો તે કૃષ્ણલાલની આંગળીમાં પહેરાવી દઈ તેના ગાલપર ચુંબન કરીને કહ્યું: "હવે હું મ્હારા તનમનથી તમને વરી ચુકી છું. તમે વખતને વૃથા નહિ ગૂમાવતાં મ્હારે ઘેર ચાલો. બલભદ્રસિંહ અને ઇન્દિરાને લાવી તેમને તમે તમારા પિતા પાસે પહોંચાડી દો, તથા મ્હારાં ઘર બ્હાર-ના માલિક બનો. પછીથી મ્હેં જે કાંઈ હમણાં કહ્યું છે તે કરવાને

હું તૈયાર છું; આથી વિશેષ સંતોષકારક બીજી શી વાત હું તમને કહી શકું તેમ છું?!"

આમ કહીને મનોરમાએ કૃષ્ણલાલના ગળામાં હાથ નાખ્યો, તથા પુનઃ તેના મુખપર ચુંબન કરીને કહ્યું:-" પ્રિયતમ! હવે હું તમારી થઈ ચુકી છું. તમે તમારી ઇચ્છા હોય તેમ કરો!"

અહા! ઈશ્વિરે સ્ત્રીજાતિના ચારિત્ર્યને કેવું રહસ્યમય બનાવ્યું છે! મ્હોટા ચાલાક પુરુષો, બહુરૂપીઓ, પંડિતો, વિદ્વાનો અને શૂર-વીરોને બેવકૂફ બનાવી પોતાની હથેળીમાં નચાવવાની જેટલી શક્તિ જાતિનામાં છે એટલી શક્તિ બીજા કોઇનામાં નથી. સૌન્દર્યમયી સુંદરીની માયાજાળમાં મ્હોટા મ્હોટા યોગીઓ અને દેવદેવાંગીઓ ફસાઇ પડયા છે તો પછી તુચ્છ માનવજાતિ એમાં ફસાઇ પડે તો તે કાંઈ નવાઈ જેવું નથી. ખરું જ છે કે, **स्त्रीयश्चरित्रं न जानो देवापि कुतः मनुष्यः!** જેના ભાગ્યમાં દુષ્ટ તથા ધુર્ત્ત સ્ત્રી નિર્માણ થયેલી નથી તે વિશ્વસંસારમાં ઘણો સૌભાગ્યવાન્ પુરુષ છે. લોભી, દગાબાજ અને ધુર્ત્ત કૃષ્ણલાલ પ્રપંચપરાયણા પાપની સજીવ પ્રતિમા મનોરમાનાં મોહક વચનોથી મુગ્ધ બની જઈ તેની માયાજા-ળમાં ફસાઇ પડયો. સુંદરી અને દ્રવ્યસંપત્તિ મેળવવાના લોભથી, તેની વિચાર તેમ જ વિવેકશક્તિ ગૂમ થઇ ગઈ હતી. જે સમયે મનોર-માએ ઝેરી મુદ્રિકા તેની આંગળીમાં પહેરાવી દીધી તે સમયે તેના હર્ષનો પાર રહ્યો નહિ. મનોરમાને તે પોતાની પ્રિયતમા થઇ ગયેલી જ સમજવા લાગ્યો. તેણે એમ વિચાર્યું કે, મનોરમા સાથેના સંબં-ધથી પોતાનો પિતા પિશાચપતિ નારાજ થશે તો તેની કાંઈ ચિંતા નથી. વળી તેણે શા માટે નારાજ થવું જોઇએ? મ્હારે લીધે એનો જીવ બચેલો હોવાથી ઉલટું એણે ખુશી થવું જોઇએ!

કૃષ્ણલાલે પણ મનોરમાના કંઠપ્રદેશમાં એક હાથ નાખ્યો અને તે ઉત્તેજનાને આધીન થઈ નિમ્નલિખિત સંગીત ગાવા લાગ્યોઃ—

યક માર પલક દિખલાકે ઝલક જોબનકી;
લે ગઈ કલેજા કાઢિ નોંક નૈનનકી.
આલમસે આલા દિયા નૂરતાલા હય,
કયા બની ઠની દિલ્રુબા અજબ બાલા હય;
કિતનોંકો અદા દિખલાકે કહીં ડાલા હય,
કિતનોંકો માર દિલ ઘાયલ કર ડાલા હય,
હય ચંચળ ચપલ ચલાક ચતુર હરકનકી,
લે ગઇ કલેજા કાઢિ નોંક નૈનનકી.
એંદી એસર લટકન કિ લટક લટકાતી,
બાલી :બાલા જોબનકી ઝલક ઝલકાતી;
લટ લટકાકે લટકા લટકા દિખલાતી,
રફતારમેં સૌ સૌ બાર કમર ખમખાતી.
કલસે બેકલ કર ગઈ ચોપ ચિતવનકી,
લે ગઈ કલેજા કાઢિ નોંક નૈનનકી.
સિર સજે ચૂનરી સુર્ખ સોફિયાની હય,
ચોલી કુલવરકી ચમક દમકધાની હય;
સારી સાટનકી ફબન આસમાની હય,
નૌજવાં સરાપા નાજૂક નૂરાની હય.
ગુલબદન ગલે ગુલહાર બડી હીરનકી,
લે ગઈ કલેજા કાઢિ નોંક નૈનનકી.
કયા પરી પડી ઇસિ ઘડી નજર બસ્તીમેં,
છબી અજબ નાજ અન્દાજ ભરી મસ્તીમેં;

પેશાની શાની નહીં હુસ્ન હસ્તીમેં,
કુલ કિયે ઇશ્ક બીમાર મગર ગસ્તીમેં.
ક્યા કહું યાર દિલ્દાર હકીકત મનકી,
લે ગઈ કલેજા કાઢિ નોંક નૈનનકી."

આ સંગીત ગાઇ રહીને કૃષ્ણુલાલ બોલી ઉઠયો:—

"બુલબુલકી જિન્દગી ગુલ ઔર ગુલજાર દેખના;
અય મેરી જિન્દગી તેરા દીદાર દેખના.
લગજા ગલેસે અબ અય નાજની નહિ;
હય હય ખુદાકે વાસ્તે મતકર નહિ નહિ."

સુંદરિ! બુલબુલ જેવી રીતે સુગંધિત પુષ્પની પ્રાપ્તિ થતાં બીજું કાંઇ પ્રાપ્ત કરવાને ઇચ્છતું નથી તેવી જ રીતે હું તમારા આ સુંદર મુખ અને મનહર નેત્રયુગલનાં દર્શનથી પરમ આનન્દિત થાઉં છું." આમ કહીને કૃષ્ણુલાલે પણ મનોરમાના અધરોષ્ઠપર મોહની વ્યાકુળતાથી ચુંબન કર્યું.

કૃષ્ણુલાલ હવે સર્વાંશે પોતાના કબ્જામાં આવ્યો છે એમ વિચારીને મનોરમાએ કહ્યું:-" પ્રિયતમ! હવે તમે ચંપકસિંહને અહીંથી વિદાય કરી દઇ મ્હારી સાથે તિલિસ્મી બાગ તરફ ચાલો."

કૃષ્ણુલાલ:—ત્યાં શું છે?

મનોરમા—બલભદ્રસિંહ અને ઇન્દિરા એ સ્થળે જ કેદી તરીકે રહેલાં છે. પહેલાં તેમને કેદમાંથી છોડાવી, તમારા પિતા પાસે પહોંચાડીને તમે તેમને પ્રસન્ન કરો.

કૃષ્ણુલાલ:—ખરું છે, તમારો આ વિચાર ઉત્તમ છે. હું ચંપકસિંહને સમજાવીને હમણાંજ અહીંથી વિદાય કરી દઉં છું.

આમ કહીને કૃષ્ણુલાલ ચંપકસિંહ પાસે ચાલ્યો ગયો. ૭૭

પણ તે ગાંજાના દમ લગાવ્યા કરતો હતો. કૃષ્ણલાલે મનોરમાની હકીકત થોડી વધારીને કહી તેને ત્યાંથી વિદાય થઈ જવાની સૂચના કરી. તેની સૂચના પ્રમાણે ચંપકસિંહ પોતાના અડ્ડા તરફ વિદાય થઇ ગયો એટલે કૃષ્ણલાલ પાછો મનોરમા પાસે આવ્યો. મનોરમાએ તેને કહ્યું:-" ચંપકસિંહ તો ઘણી સહેલાઇથી ચાલ્યો ગયો!"

કૃષ્ણલાલ:—ગમે તેમ પણ તે મ્હારા પિતાનો નોકર હોવાથી મ્હારી આજ્ઞા તેણે માનવી જ જોઇએ. હવે આપણે પણ અહીંથી ચાલવા માંડીએ.

મનોરમા ઉઠી ઉભી થઇ અને કહ્યું:—" હું તૈયાર છું."

કૃષ્ણલાલ:—મ્હારા વાટવામાં થોડી ખાવાની વસ્તુઓ તૈયાર છે. દોરીલોટાથી આ પાસેના કૂવામાંથી પાણી કાઢી ખાઈ પીને આપણે અહીંથી ચાલીએ એવો મ્હારો વિચાર છે.

મનોરમા:—જેવી ઇચ્છા.

તત્કાળ કૃષ્ણલાલે વાટવામાંથી ખાવાની વસ્તુઓ બ્હાર કાઢી, અને પછીથી દોરીલોટો લઈ કૂવામાંથી પાણી કાઢી લાવી તે તેણે મનોરમા પાસે મૂક્યું. મનોરમાએ કહ્યું:-" પ્રાણનાથ! પ્રથમ તમે ખાઈ લ્યો; પછી જે પ્રસાદી રહેશે તે હું ખાઇશ."

કૃષ્ણલાલ:—ના ના-આપણે બન્ને સાથે જ ખાઇએ.

મનોરમા:—ના-એમ કરવું વ્યાજબી નથી. હું તમારી સ્ત્રી થઈ ચુકી છું. તમારી અવશિષ્ટ રહેલી પ્રસાદી ખાવી એ જ મ્હારો ધર્મ છે, તથા હું મ્હારા ધર્મ પ્રમાણે વર્તીશ.

કૃષ્ણલાલે ઘણો આગ્રહ કર્યો; પરંતુ મનોરમાએ કાંઈ સાંભળ્યું નહિ. છેવટે કૃષ્ણલાલને જ પ્રથમ ખાવું પડ્યું. તેના ખાઈ રહ્યા પછી જે કાંઈ વધ્યું તે ખાઈને મનોરમા ત્યાંથી પ્રયાણ કરવાને તૈયાર

થઈ ગઈ. કૃષ્ણલાલે ઘોડો કસ્યો તથા બન્ને જણાં તેનાપર સવાર થઈ પૂર્વ તરફના રસ્તે જવા લાગ્યાં. આ સમયે મનોરમા જે રસ્તે જવાની સૂચના કરતી હતી તે રસ્તે કૃષ્ણલાલ જતો હતો. જે ખંડેરમાં પ્રથમ શેરસિંહ અને પિશાચપતિની મુલાકાત થઇ હતી તથા જે ખંડેરનું વર્ણન અમે આ નવલકથામાં કરી ચુક્યા છીએ એ ખંડેરમાં તેઓ સંધ્યાકાળના અરસામાં જઈ પહોંચ્યાં. પૂર્વે રાણા વીરસિંહજીને એ ખંડેરમાં જ તેના દુશ્મન કનકસિંહે ઘેરી લીધો હતો, તથા ત્યાં પિશાચપતિએ કનકસિંહને ફસાવ્યો હતો. એ ખંડેર પાસે જઇ પહોંચ્યા પછી મનોરમાએ કહ્યું:-" હવે આપણે અહીં રોકાવું જોઈએ."

કૃષ્ણલાલ:—કારણ ?

મનોરમા:—એ તો તમે જાણતા જ હશો કે, આ ખંડેરમાંથી એક સુરંગ જમાનીઆના તિલિસ્મી બાગ સૂધી ગયેલી છે.

કૃષ્ણલાલ:—હા, એ હકીકત હું સારી રીતે જાણું છું. આ સુરંગના રસ્તેથી જ માયાવિની અગર તો તેના મદદગારોએ આવી પહોંચીને ઈન્દ્રજીતસિંહ અને આનન્દસિંહની સાથે સાથે જ બીજા પણ કેટલાક માણસોને કેદ કર્યા હતા.

મનોરમા:—બરાબર છે. ખંડેરમાંથી જ તિલિસ્મી બાગના બીજા ભાગમાં જઈ બલભદ્રસિંહ અને ઈન્દિરાને કોઈ જાણી શકે નહિ એવી રીતે છોડાવવાનો મ્હારો વિચાર છે. આ ખંડેરમાં આવેલી સુરંગના રસ્તેથી ઘણી વખત હું તિલિસ્મી બાગમાં જઈ આવેલી છું. વળી એ રસ્તે જવામાં બીજો પણ એક પ્રકારનો ફાયદો છે.

કૃષ્ણલાલ:—એવો તે શો ફાયદો છે ?

મનોરમા:—એ સુરંગમાં કેટલીક એવી અમૂલ્ય વસ્તુઓ છે કે, જે હજારો રૂપિયા ખર્ચવા છતાં અને અત્યંત મહેનત વેઠવા છતાં

મળી શકે નહિ. વળી એ વસ્તુઓ આપણને ઘણી ઉપયોગી થઈ પડે તેમ છે. એમાં કેટલાક એવા પોષાકો છે કે, જે પાણીથી ભીંજાય નહિ અને અગ્નિથી બળી જાય નહિ. એ પોષાકો તૈયાર કરવામાં રસાયનશાસ્ત્રીઓએ પોતાની અપાર બુદ્ધિનો ઉપયોગ કરેલો છે. એમાં ભિન્ન ભિન્ન પ્રકારના બુરખાઓ, જૂદી જૂદી જાતનાં હથિયારો, વિવિધ પ્રકારનાં ઔષધો વગેરે હોઈ તે ઉપરાંત અયશઆરામની પણ અનેકવિધ વસ્તુઓ એમાં છે. એ વસ્તુઓમાંથી કેટલીક આપણે લઇ લઇશું. વિશેષમાં માયાવિનીનું એક જવાહિરખાનું પણ એ સુરંગમાં છે.

આ વાક્યો સાંભળી અત્યંત આનન્દ પામીને કૃષ્ણલાલે કહ્યુંઃ- "વાહ વાહ! જ્યારે એમ જ હોય ત્યારે તો આપણે એ સુરંગને રસ્તે જ જવું જોઈએ. એમ કરવાથી એક પંથ ને બે કાજ જેવું થશે."

મનોરમાઃ—સુરંગમાં ગયા પછી આપણે ઘણી સહેલાઇથી આપણું સ્વરૂપ બદલી શકીશું, તથા ત્યાંથી જરૂર જેટલાં હથિયારો પણ લઇ લઇશું.

કૃષ્ણલાલઃ—મ્હને હથિયારની જરૂર નથી; કેમ કે પદ્માવતીએ આપેલું એક તિલિસ્મી ખંજર મ્હારી પાસે છે. એ ખંજર પાસે બીજાં સઘળાં હથિયારો નકામાં છે.

મનોરમાઃ—એવું તે કેવું ખંજર છે?

આ પ્રશ્નના ઉત્તરમાં પોતાની પાસેનું ખંજર કૃષ્ણલાલે મનોરમાને બતાવીને કહ્યુંઃ—"પ્રિયા! આ ખંજરની અદ્દભુત શક્તિની હકીકત જ્યારે ત્હારા સાંભળવામાં આવશે ત્યારે તને ઘણું આશ્ચર્ય લાગશે."

આમ કહી પોતાની કમરપરથી ખંજર કાઢીને કૃષ્ણલાલે

મનોરમાને બતાવ્યું. પછી ઘોડા પરથી નીચે ઉતરી પડી બન્ને જણાં એક વૃક્ષની નીચે થાક ખાવાને બેઠાં. ઘોડાની હવે જરૂર નહિ હોવાથી તેને છોડી દેવાનું મનોરમાએ જણાવ્યું. કૃષ્ણલાલે તેના કહેવા પ્રમાણે કર્યું. પછી તેણે તિલિસ્મા ખંજર સંબંધીની સઘળી હકીકત મનોરમાને કહી સંભળાવી. અને ખંજરનો હાથો દબાવી તેનો પ્રકાશ કર્યો. એ પ્રકાશ જોવામાં આવતાંજ મનોરમાની આંખો અંજાઈ ગઈ. કૃષ્ણલાલે જ્યારે ખંજરનો પ્રકાશ બંધ પાડ્યો ત્યારે જ તે પોતાની આંખો ઉઘાડી શકી.

આવી રીતે બીજો કેટલોક સમય પસાર થયા પછી મનોરમાએ ખંડેરમાં પ્રવેશ કર્યો. જે ભોંયરામાંથી યુવરાજ ઈન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ ગૂમ થઈ ગયા હતા એ ભોંયરામાં તેઓ ગયાં. એ ભોંયરામાં ઉતરવાનાં પગથીઆં હોઈ તેની નીચે એક ન્હાની ઓરડી હતી. એ ઓરડીમાં શૂરસિંહ પોતાનો સરસામાન રાખતો હતો એ વાંચનાર જાણે છે. મનોરમાના કહેવાથી કૃષ્ણલાલે પોતાના વાટવામાંથી દીવેટ કાઢી દીવો સળગાવ્યો, અને મનોરમાની પાછળ પાછળ તે ઓરડીમાં દાખલ થયો. એ ઓરડી ઘણી ન્હાની હતી; પરંતુ તેની ચોતરફની દિવાલ મજબૂત તેમ જ સ્વચ્છ હતી. આ વખતે એક તરફની દિવાલમાંનો એક પત્થર કૃષ્ણલાલ જાણે નહિ એવી રીતે મનોરમાએ દબાવ્યો. તે સાથે એક અવાજ થયો અને એક મ્હોટી શિલા પાછળ ખસી જઈ ત્યાંથી જઈ શકાય એવો રસ્તો થયો. એ રસ્તેથી મનોરમાની પાછળ પાછળ કૃષ્ણલાલ બીજી ઓરડીમાં ગયો. આ સમયે પેલી ખસી ગયેલી શિલા પોતાની મેળે જ પાછી યથા-સ્થળે ગોઠવાઈ જવાથી એ તરફનો રસ્તો બંધ થઈ ગયો. એ દ્વાર ઉઘાડવા તેમ જ બંધ કરવાની યુક્તિ કૃષ્ણલાલના પુછવાથી મનોર-

માએ તેને જણાવી. હવે તેઓ એક મ્હોટા ઓરડામાં ઉપસ્થિ
થયાં હતાં. એ ઓરડામાં કોઈ પણ સ્થળે દ્વાર જોવામાં આવ
નહોતું. માત્ર એક તરફ મ્હોટી આલમારી આવેલી હતી. :
આલમારી ઉઘાડવાની યુક્તિ પણ મનોરમાએ કૃષ્ણલાલને બતાવ
તથા તે તેણે તેના હાથે જ ઉઘડાવી. આ સમયે બીજી તરફ એ
સુરંગ જણાઈ. આ સુરંગમાં તેમણે પ્રવેશ કર્યો. ચાળીસેક પગ
ગયા પછી તેઓ એક બીજા ઓરડામાં જઈ પહોંચ્યાં. તેમાં કેટલ
આલમારીઓ આવેલી હોઈ એ સઘળી ખુલ્લી હતી. એમાંથી કો
આલમારીમાં બહુરૂપીનાં સાધનો, કોઈમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં હિ
યારો, કોઈમાં રંગબેરંગી બનાવટી દાઢી મૂછો વગેરે હતું. બે ત્ર
આલમારીઓ, કાચની ન્હાની મ્હોટી શીશીઓથી ભરેલી હતી. ર
સર્વ જોઈ કૃષ્ણલાલે પૂછ્યું:—"આ બધું મ્હારા જોવામાં આવ્યું; પર
માયાવિનીનો રત્નભંડાર કિંવા જવાહિરખાનું ક્યાં છે ?"

"આ સુરંગમાં થોડે આગળ જતાં બીજો આવો ઓર
આવશે તેમાં ઝવેરાત ભરેલું છે. તિલિસ્મી બાગ સુધી જતાં વ
આવા બાર ઓરડાઓ આવતા હોઈ તે દરેક ભિન્ન ભિન્ન પ્રકાર
ઉપયોગી વસ્તુઓથી ભરેલા છે." આમ કહી કાચની શીશીઓથી ભરે
આલમારીઓ બતાવતાં મનોરમાએ કહ્યું:—"જુઓ, આ સઘ
અત્તરો છે !"

આમ કહી એક શીશી હાથમાં લઈ તેનો બુચ ઉઘાડી ના
અંદરના પ્રવાહી પદાર્થને સુંઘીને મનોરમાએ કહ્યું:—"વાહ વાહ ! મા
વિની તથા તિલિસ્મીના રાજા સિવાય આવી ઉત્તમ વસ્તુએ
ઉપયોગ કરવાનું સૌભાગ્ય બીજા કોઈનું ક્યાથી હોય ?" આમ
મનોરમાએ એ શીશીને બુચ મારી તેને પાછી યથાસ્થળે મૂકી દી

તથા એક બીજી શીશી ઉપાડીને તે કૃષ્ણલાલ તરફ ફરી; પરંતુ એકાએક એ શીશી તેના હાથમાંથી નીચે પડી જમીન સાથે પછડાઇને ફુટી ગઈ. તેમાંનું અત્તર જમીનપર ઢોળાઈ જવાથી મનોરમા ઘણી દિલગીર થઇ. તેને દિલગીર થઇ ગયેલી જોઇને કૃષ્ણલાલે પણ દિલગીરી દર્શાવી. એ ઢોળાઇ ગયેલા અત્તરની તીવ્ર સુગંધિનો અલ્પકાળમાં જ એ ઓરડામાં ફેલાવો થઈ ગયો. આ સુગંધિનો અનુભવ થવાથી કૃષ્ણલાલ એ અત્તરની પુષ્કળ પ્રશંસા કરવા લાગ્યો. મનોરમાએ પોતાને છેતર્યો હશે એવી કલ્પના સુદ્ધાં તેના અંતરમાં ઉપજી નહિ. પહેલાં મનોરમાએ શીશીમાંના જે અત્તરને સુંઘ્યું હતું એ અત્તરમાં એવો અદ્ભુત ગુણ હતો કે, તે સુંઘ્યા પછી એક પ્રહર સુધી સુંઘનારને બેહોશીની કોઇ પણ દવાની અસર થાય નહિ. જે શીશી તેના હાથમાંથી પડી ગઈ હતી એ શીશીના અત્તરમાં એવો ગુણ હતો કે એ અત્તર સુંઘવામાં આવતાં બેહોશ બની જવાય. આ સમયે કૃષ્ણલાલના સુંઘવામાં એ અત્તર આવવાથી તે બેહોશ બની ગયો. મનોરમાએ તેના હાથમાંથી બત્તી લઇને એક બાજૂએ મૂકયા પછી તેણે તેના હાથમાંથી પોતાની પેલી ઝેરી વીંટી ઉતારી લીધી. ત્યાર પછી તેણે કૃષ્ણલાલની પાસેનું તિલિસ્મી ખંજર તથા તેની સાથે સંબંધ ધરાવતી વીંટી પણ લઈ લીધી. હવે શું કરવું એ સંબંધીના વિચારમાં થોડો સમય ઉભી રહ્યા પછી કૃષ્ણલાલને ઘસડીને તે સુરંગના પહેલા ઓરડામાં તેને લઇ ગઈ, તથા એ ઓરડાનું દ્વાર બંધ કરી દીધું. કૃષ્ણલાલ એ ઓરડો ઉઘાડી શકે નહિ માટે તેણે એ ઓરડાની આલમારીની એક બીજી ગુપ્ત કળ પણ દબાવી દીધી. આ સઘળું કાર્ય ક્ર્યાં પછી તેણે તેના હાથ પગ બાંધી એક પ્રકારનું ઔષધ સુંઘાડીને તેને શુદ્ધિમાં લાવી. શુદ્ધિમાં આવતાં કૃષ્ણલાલે પોતાને એક કેદીના જેવી

સ્થિતિમાં જોયો. કૃષ્ણલાલનો એક જોડો પકડીને મનોરમા તેની સ્હામે ઉભી રહી હતી. આવો પ્રકાર જોઇ આશ્ચર્ય પામીને તેણે પૂછ્યું:— "આ શું? આખરે તમે મ્હારો વિશ્વાસઘાત કર્યો કે?"

આ પ્રશ્નના ઉતરમાં મનોરમાએ હસીને કહ્યું:–" ના પ્રિયતમ! લગ્ન પ્રસંગે વહેવાઈઓ એક બીજાની મશ્કરી કરે છે એ રીવાજ તમારાથી અજાણ્યો નથી. હમણાં તમારી મશ્કરી કરે એવું મ્હારું કોઇ સગું સંબંધી હાજર નહિ હોવાથી હું પોતે જ તમારી મશ્કરી કરું છું."

આમ કહીને મનોરમાએ કૃષ્ણલાલના મસ્તકપર જોડાના ફટકા મારવા માંડયા. ખરું જ છે કે,

રંડીકા યાર, સદા ખુવાર
કાંટાકા બિછાના ઓર જુતોંકા માર.

મસ્તકપર પડતો જોડાનો માર સહન નહિ થવાથી કૃષ્ણલાલે કહ્યું:—" તમે મ્હારા પર દયા લાવો. મ્હારી ભૂલ માટે હું માફી માગું છું. મ્હારે તમારી સાથે લગ્ન કરવું નથી!"

"અરે! આમ અત્યારથી જ ગભરાઈ કેમ જાઓ છો? તમને હું બિલ્કુલ દુઃખ દઇશ નહિ; પરંતુ ઉલટા તમને સુખી કરીશ. હું જાણું છું કે, તમારાં અંગત માણસો પોતાના ખરા પ્યારથી તમને ઘણા દુઃખી કરે છે તથા તમારી સ્ત્રી પણ તમારા દોસ્તોને પ્રસન્ન કરી, વસ્ત્રાલંકારો મેળવી તમારું ઘર ભરે છે; છતાં તમારું નાક કપાતું નથી; આમ હોવાથી મ્હને તમારા નાકપર દયા આવે છે. દયાભાવથી હું તમારા નાકને જ જડમૂળથી ઉડાવી દેવું ઉચિત ધારું છું, જેથી ભવિષ્યમાં તમને કોઇ કાંઇ કહી શકે નહિ. તે સિવાય હું બીજી પણ કેટલીક ભલાઈ કરવાને ઇચ્છું છું; જેનું વર્ણન અત્યારથી કરવાની જરૂર નથી."

કૃષ્ણલાલે ગદ્દગદ કંઠે કહ્યું:—"ક્ષમા કરો-દયા કરો. હું બન્ને હાથ જોડીને કહું છું કે, મ્હને ક્ષમા કરો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આજથી જ હું મ્હને પોતાને તમારો ગુલામ સમજીશ, તથા તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ."

મનોરમાએ હસીને કહ્યું:—"ઠીક, ત્યારે તો આજથી તું મ્હારો ગુલામ થયો."

કૃષ્ણલાલ:—બેશક. આજથી હું તમારો ગુલામ છું. જો હું ખરો ક્ષત્રિય હોઇશ તો તમારી આજ્ઞાનો અસ્વીકાર કદાપિ કરીશ નહિ.

મનોરમાએ હસતાં હસતાં કહ્યું:—"ત્હારી જાત ક્ષત્રિય છે કે કેમ એ વિશે મ્હારા મનમાં પ્રબળ શંકા છે; અસ્તુ. કાંઇ ચિંતા નહિ. બે મહિના સુધી ત્હારે ઘેર જવું નહિ એવી હું તને આજ્ઞા કરું છું. આ સમય દરમ્યાન તું ત્હારા પિતાને કે બીજા કોઇ પિછાનવાળા માણસને મળીશ નહિ. ત્યાર પછી તું ત્હારી ઇચ્છા હોય તેમ કરજે. હું પછીથી તને કાંઈ કહીશ નહિ; છતાં મ્હારી તેમ જ મ્હારા પક્ષપાતીઓની સાથે શત્રુતા નહિ કરવા માટે હું તને પ્રથમથી જ સૂચના કરું છું!"

કૃષ્ણલાલ:—તમારું કહેવું અંતઃકરણપૂર્વક હું કબૂલ કરું છું.

મનોરમા:—જો તું મ્હારી આજ્ઞા વિરુદ્ધ કોઇ કાર્ય કરીશ તો હું તને જીવથી મારી નાખીશ, એ બરાબર ધ્યાનમાં રાખજે."

કૃષ્ણલાલ:—તમારી આજ્ઞા વિરુદ્ધ હું કોઇ પણ કાર્ય કરીશ નહિ; પરંતુ કૃપા કરીને તમે મ્હારું ખંજર મ્હને આપી દો.

મનોરમા:—ખબરદાર! હવે આ ખંજર તને મળી શકશે નહિ. એ લેવાનો વિચાર તું રાખીશ નહિ. લે, હવે હું જાઉં છું.

આમ કહીને પોતાની પાસેનું તિલિસ્મી ખંજર મનોરમાએ

કૃષ્ણલાલના શરીરપર લગાડ્યું. પછી તે જ્યારે બેહોશ બની ગયો ત્યારે તેણે તેના હાથ પગ છોડી નાખ્યા. બળતી મીણબત્તીને એક ખુણામાં ગોઠવી દીધી, અને તે ખંડેરમાંથી બ્હાર નીકળી તો થોડે છેટે ઘોડાને ચર્યા કરતો તેણે જોયો. ઘોડા પાસે જઇ, તેની પીઠ થાબડી, તેનાપર સવાર થઇને મનોરમા પશ્ચિમ તરફના માર્ગે જવા લાગી.

બીજી તરફથી કૃષ્ણલાલ પણ થોડા સમય પછી શુદ્ધિમાં આવ્યો. મીણબત્તી એક બાજૂએ સળગી રહી હતી; તેને ઉંચકી લઇ પોતાના ભાગ્યનો તિરસ્કાર કરતો કરતો, ખંડેરની બ્હાર નીકળીને ડરતો ડરતો એક તરફ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૬ ઠું.

### અભાગિની ઇન્દિરાની અદ્દભુત આત્મકથા.

ઇન્દિરાએ કહ્યું:-“મ્હારાં માતુશ્રીનું નામ સરયુ અને પિતાશ્રીનું નામ ઇન્દ્રદેવ છે....”

આ પ્રશ્નનો ઇન્દિરા કાંઈ ઉત્તર આપે તે પહેલાં જ ગોપાલસિંહે કહ્યું:-“એ ઇન્દ્રદેવ દુષ્ટ દારોગાના ગુરુભાઇ થાય છે. તેમણે જ લક્ષ્મીદેવીનો જીવ બચાવ્યો હતો.”

ઇન્દ્રજીત:—વારું, પછી ?

ઇન્દિરા:—મ્હારા દાદા (માતાના પિતા) એક મ્હોટા ધનાઢ્ય ગૃહસ્થ હતા; પરંતુ સંતતીમાં મ્હારી માતા સિવાય બીજું કોઇ નહિ હોવાથી તેઓ તેમના પર અપાર પ્રેમ રાખતા હતા, તથા તેમને જે જોઇએ તે આપતા હતા. આમ હોવાથી મ્હારાં માતાજી ઘણોખરો

વખત તેમની પાસે જ રહેતાં હતાં. જે સમયની હું વાર્તા કહું છું એ સમયે મ્હારી ઉમ્મર માત્ર આઠ વર્ષની હતી; છતાં વાતચિત કરવામાં હું ઘણી ચાલાક હતી. એ વખતના ઘણાખરા બનાવો જાણે કે ગઈ કાલે જ બન્યા હોય એવી રીતે હજી સુધી મ્હારા સ્મરણમાં છે. શીયાળાની ઋતુમાં જ મ્હારી આ શોકપર્યવસાયી અદ્ભુત કર્મકથાનો આરંભ થાય છે. એ સમયે હું મ્હારા મોસાળમાં હતી. એક દિવસે મધ્યરાત્રિના અરસામાં હું મ્હારાં માતાજી સાથે પલંગમાં સૂઈ રહેલી હતી. એવામાં એકાએક અમારા શયનગૃહનું દ્વાર ઉઘડવાનો અવાજ સાંભળી મ્હારાં માતાજી જાગી ઉઠયાં અને શયનગૃહમાં કોઇ માણસને આવતો જોઇ સફાળાં બેઠાં થઇ ગયાં. તેમની સાથે હું પણ જાગી ઉઠી. આ સમયે ઓરડામાં મ્હારા દાદાને આવેલા જોઇ તેઓ પલંગપરથી નીચે ઉતરીને ઉભાં રહ્યાં!..."

આનન્દસિંહે વચ્ચે જ પૂછ્યું:—"તમારા દાદાનું નામ શું છે?"

ઇન્દિરા:—દામોદરસિંહ. તેઓ આ જમાનીઆમાં જ રહેતા હતા. માતાજીને ગભરાઇ ગયેલાં જોઈ મ્હારા દાદાએ કહ્યું, 'બ્હેન! આવા કવખતે હું અત્રે આવેલો હોવાથી તને આશ્ચર્ય લાગે એ ખરું છે; પણ હું શું કરું? ભાગ્યને આધીન થઇ લાચારીથી જ મ્હારે અત્રે આવવું પડ્યું છે. સરયુ! કન્યાને તેના શ્વસુરપક્ષના આમંત્રણ સિવાય પિતાએ શ્વસુરપક્ષમાં મોકલવી એ આપણા રીવાજથી વિરુદ્ધ છે; પરંતુ આજે એમ કરવાની ફરજ મ્હારાપર આવી પડી છે. બ્હેન! આજે મ્હારી ઇચ્છા વિરુદ્ધ હું મ્હારા હૃદયને દૂર કરું છું. અરેરે! જે પુત્રીનું મ્હોં જોયા સિવાય મ્હારાથી એક ક્ષણ માટે પણ સ્થિર રહી શકાતું નથી, એ પુત્રીને આજે હું તેને સાસરે વળાવું છું! મ્હેં કોઇ જાણે નહિ તેવી રીતે બ્રુહ્માજીને અત્રે તેડાવ્યા છે, તથાપો ડા

સમયમાં જ તેઓ અત્રે આવી પહોંચશે એવા સમાચાર મ્હને મળ્યા છે. તેથી એ સમય દરમ્યાન તું પણ ત્હારે જે તૈયારી કરવી હોય તે કરી લે.' આટલું બોલતાં બોલતાંમાં તો મ્હારા દાદાજીનો કંઠ રુંધાઈ ગયો, તથા તેમનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. હવે હું આપને બાલાજીની ઓળખાણ આપું છું. મ્હારા દાદાની સ્થિતિ જોઇ માતાજીએ સજળનયને અને ગદ્‌ગદકંઠે કહ્યું, પિતાજી ! આજે એકાએક આપની સ્થિતિમાં ફેરફાર કેમ થયો છે? આજ સુધીમાં કદાપિ જે શબ્દો મ્હેં સાંભળ્યા નહોતા એ શબ્દો આજે કેમ મ્હારા સાંભળવામાં આવે છે? શા માટે આપે આવી અંધકારમયી રાત્રે મ્હને સાસરે મોકલવાનો વિચાર રાખ્યો છે?' આ વાકયો સાંભળવામાં આવતાં મ્હારા દાદાજીનું હૃદય વિશેષ ભરાઇ આવ્યું. તેમણે કહ્યું, 'પુત્રી, ત્હારો કાંઈ અપરાધ નથી. સઘળો અપરાધ મ્હારો જ છે. મ્હારાં કાર્યો જ મ્હારી આડે આવ્યાં છે. હમણાં આ વિષય સંબંધી કાંઇ ખુલાસો હું કરી શકું તેમ નથી; છતાં મ્હારી એક ઇચ્છા છે અને હું આશા રાખું છું કે, મ્હારી છેલ્લી ઇચ્છા તું અવશ્ય પૂર્ણ કરીશ. બેટા ! આ સંસારમાં મ્હને ત્હારા કરતાં વિશેષ પ્રિય બીજું કોઇ નથી. આમ હોવાથી છેવટની વખતે હું તને જે કાંઇ કહું તેમ તું કરીશ એવો મ્હને દૃઢ વિશ્વાસ છે....' પુનઃ દાદાજીનું હૃદય ભરાઈ આવ્યું. મ્હારાં માતાજી બોલ્યાં, 'પિતાજી ! આપને જે કાંઇ કહેવું હોય તે બેલાશક કહો. આપના ચરણમાં હું મ્હારો આ તુચ્છ પ્રાણ પણ સમર્પણ કરવાને પ્રત્યેક પળે તૈયાર છું. પિતૃઆજ્ઞાને હું ઇશ્વરની આજ્ઞાથી પણ અધિક સમજું છું.' આ વાક્યોના ઉત્તરમાં દાદાજીએ પોતાની પાસેની એક કલમદાન મ્હારાં માતાજીના હાથમાં આપતાં કહ્યું, 'બ્હેન! આ કમલદાનને ઘણી જ

સાવધાનતાથી તું ત્હારી પાસે રાખજે. જ્યાં સુધી જગતમાં હું જીવતો હોઉં ત્યાં સુધી તું તેને ઉઘાડીશ નહિ. જો, એ કલમદાનપર ત્રણ છબીઓ છે. તેમાંની વચલી છબી નીચે 'ઇન્દિરા'નું નામ લખેલું છે. હવે ત્હારા પતિ પણ એ કલમદાન વિશે તને પૂછે તો તું તેમને એમ કહેજે કે, મ્હેં એ કલમદાન ઇન્દિરાને આપી છે, એટલે તેનું નામ પણ એના પર લખ્યું છે. જ્યાં સુધી ઇન્દિરાનું લગ્ન થાય નહિ ત્યાં સુધી એ કલમદાન નહિ ઉઘાડવાની આજ્ઞા કરેલી છે! સંક્ષેપમાં મ્હારે એટલું જ કહેવાનું છે કે, ગમે તેમ થાય તો પણ એ કલમદાનને કોઇએ ઉઘાડવી જોઇએ નહિ! આ વિષયની ચિંતા ત્હારે વધારે વખત સુધી રાખવી પડશે નહિ; કેમ કે મ્હારા જીવનનો હવે વિશ્વાસ નથી. શત્રુઓ મ્હારો જીવ લેવાના જ પ્રપંચો કર્યા કરે છે. આમ હોવાથી આવતી કાલે શું થશે એ માટે પણ ખાત્રીપૂર્વક કાંઇ કહી શકાય નહિ; છતાં મ્હારા મૃત્યુની ચોક્કસ ખાત્રી થયા પછીથી જ આ કલમદાનને તું ઉઘાડજે. એની કુંચી હું તને આપતો નથી. પ્રસંગ આવ્યે ગમે તે રીતે તું એને ઉઘાડજે.' આમ કહી મ્હારાં માતાજીને રડતાં કકળતાં મૂકીને મ્હારા દાદાજી ત્યાંથી ચાલ્યા ગયા....

આ સમયે ઇન્દ્રજીતે પૂછ્યું:-"ત્યારે તો એ જ કલમદાન કૃષ્ણપક્ષે પિતાજી પાસે રજૂ કર્યું હશે!"

ઇન્દિરા:—હા જી. દાદાજીના ચાલ્યા ગયા પછી એક કલાક સુધી મ્હારાં માતાજીએ હૃદયભેદક વિલાપ કર્યો. એવામાં પુનઃ દાદાજીએ આવીને કહ્યું, 'સરયુ! હજી સુધી તું આક્રંદ કર્યા કરે છે કે? પુત્રિ! હજી તો ત્હારે ત્હારા આ દુર્દૈવી પિતાને માટે જીવનપર્યંત આક્રંદ કર્યા કરવાનું છે; માટે અત્યારથી જ આમ નિરાશ નહિ થતાં ધૈર્ય

ધારણ કરી સાસરે જવાની તૈયારી કર. હવે જો તું આ કાર્યમાં વિલંબ કરીશ તો હું વિશેષ દુઃખી થઇશ. કલમદાન સંબંધી મ્હેં જે સૂચના કરી છે એ સૂચના વિરુદ્ધ વર્તન થવું જોઇએ નહિ.' મ્હારાં માતાએ દાદાજીને તેમના પર એકાએક એવું તે શું મહાન્ સંકટ આવી પડેલું છે એ વિશે ઘણી વખત પૂછ્યું; છતાં તેમણે તત્સંબંધી કાંઈ કહ્યું નહિ. તેઓ પાછા બ્હાર ચાલ્યા ગયા. થોડા સમય પછી એક દાસીએ આવીને બાલાજી અર્થાત્ મ્હારા પિતાજી આવી પહોંચ્યાના સમાચાર જણાવ્યા. એ ઉપરથી દાદાજીએ જે કાંઈ કહ્યું હતું તે સર્વથા સત્ય હતું એવી મ્હારાં માતુશ્રીની ખાત્રી થઈ, તથા તેઓ સાસરે જવાની તૈયારી કરવા લાગ્યાં. થોડા સમય પશ્ચાત્ મ્હારા પિતાજી અમારી પાસે આવ્યા. આવા રાત્રિના સમયે શા માટે આવવું પડ્યું છે એમ જ્યારે તેમને પૂછવામાં આવ્યું ત્યારે તેમણે કહ્યું, 'તમારા પિતાજીએ એક વિશ્વાસપાત્ર માણસ સાથે મ્હારા-પર પત્ર લખી મોકલ્યો હતો. તેમાં તેમણે બની શકતી ત્વરાથી મ્હને અત્રે આવવાનું લખી જણાવ્યું હતું. પત્ર વાચતાં જ હું વિચારમાં પડી ગયો. પત્ર લઈ આવનાર માણસના મુખે તમારા સર્વના કુશળ સમાચાર સાંભળી મ્હને કોઇ બીજા આવશ્યકીય કારણને લીધે બોલાવવામાં આવ્યો હશે એમ વિચારી બિલ્કુલ વિલંબ નહિ કરતાં, ઘોડેસવાર થઇને હું આ તરફ આવવા નીકળી પડ્યો. અત્રે આવીને મ્હને શા માટે એકાએક બોલાવવામાં આવ્યો છે એમ જ્યારે મ્હેં તેમને પૂછ્યું ત્યારે તેમણે મ્હને કાંઈ ઉત્તર આપ્યો નહિ. મ્હારા હાથમાં એક પત્ર આપીને તેમણે એમ કહ્યું કે, 'આ પત્ર બરાબર સંભાળીને રાખજો. આ મ્હારું મૃત્યુપત્ર છે, તથા એમાં મ્હેં મ્હારી સઘળી મિલકત ઇન્દિરાના નામપર લખી આપી છે. મ્હારા

જીવનનો હવે એક ક્ષણનો પણ વિશ્વાસ નથી; તેથી આ મૃત્યુપત્ર પાસે રાખી સરયુ તથા ઇન્દિરા સાથે તમે હમણાં જ અહીંથી તમારે ઘેર વિદાય થઇ જાઓ; કેમ કે, આ જમાનીઆમાં ભયંકર ઉપદ્રવ થનાર છે. એ વિશે તમે મ્હને વિશેષ કાંઇ પૂછશો નહિ. તમને વિદાય કરવાની સઘળી વ્યવસ્થા મ્હેં કરી રાખી છે.' આમ કહીને મ્હારી પિતાજીએ આ વિષયનું કારણ મ્હારાં માતાજીને પૂછ્યું; એટલે મ્હારા દાદાજીએ જે કાંઈ તેમને કહ્યું હતું તે તેમણે કહી સંભળાવ્યું. પછી મ્હારા પિતાજી દાદીને મળવા ગયા તો તેઓ પણ ચોધાર રડતાં હતાં. મ્હારા પિતાજીને જોઈ તેમનું હૃદય વિશેષ ભરાઈ આવ્યું. મ્હારા દાદાજીના આવા વ્યવહારનું કારણ તેમના જાણવામાં નહિ હોવાથી તેઓ પણ કાંઈ ખુલાસો કરી શક્યાં નહિ. અસ્તુ. ઉપરની હકીકત વિશે અને અમારા પ્રયાણ વિશે અમારા પાંચ જણ સિવાય બીજા કોઇને કાંઇ ખબર નહોતી. અમારા પ્રયાણની સર્વ પ્રકારની તૈયારી થઇ ગઇ એટલે મ્હારાં માતાજી મ્હને લઇને સજળનયને રથમાં બેઠાં. એ રથને બે મજબૂત ઘોડાઓ જોડેલા હતા. એવા જ બીજા રથમાં પુષ્કળ સરસામાન ભરીને તેમાં મ્હારા પિતાજી બેઠા, આવી રીતે અમે રવાના થયાં. અમારા રક્ષણ માટે કેટલાક સશસ્ત્ર સૈનિકો પણ અમારી સાથે હતા. જમાનીઆથી મ્હારા પિતાનું મકાન લગભગ ત્રીસ પાંત્રીસ ગાઉના અંતરે આવેલું હતું. જે વખતે અમે ઘેરથી નીકળ્યાં ત્યારે માત્ર બે કલાક રાત્રિ બાકી રહી હતી, તથા જ્યારે અમે મ્હારા પિતાને ત્યાં જઇ પહોંચ્યાં ત્યારે દિવસનો એક પ્રહર બાકી રહ્યો હતો. રસ્તામાં મ્હારાં માતાજીએ વિલાપ કર્યા કર્યો. ઘેર આવ્યા પછી પણ ઘણા દિવસ સૂધી તેમનો શોક કિંવા વિલાપ દૂર થયો નહિ. મ્હારા પિતાનું નિવાસસ્થાન અત્યંત સુંદર તેમ જ રમ્ય

ણીય છે; પરંતુ તેમાં જવાનો રસ્તો ઘણો છુપો રાખવામાં આવ્યો છે.

આ સ્થળે ઇન્દિરાએ ઇન્દ્રદેવના મકાન તથા ત્યાં જવાના માર્ગનું થોડું વર્ણન કર્યું, અને પછી તે પાછી પોતાની કર્મકથા કહેવા લાગી કે, "મ્હારા પિતા કોઇ અદ્ભુત તિલિસ્મીના દારોગા છે. જો કે તેઓ સ્વયં એક સુચતુર બહુરૂપી છે તોપણ તેમની આધીનતામાં બીજા ઘણા બહુરૂપીઓ છે. મ્હારા દાદા દામોદરસિંહજી એકાએક શા કારણથી ગભરાઇ ગયા છે તથા તેઓ ક્યા શત્રુઓની પ્રપંચજાળનો શિકાર થઇ પડ્યા છે એ સંબંધીનો સઘળો ગુપ્ત ભેદ જાણવાના ઉદ્દેશથી મ્હારા પિતાજીએ પોતાના એ બહુરૂપીઓને જમાનીઆ તરફ મોકલ્યા. એવામાં એક પ્રસંગે મ્હારા પિતાજીએ મ્હારાં માતાજીને પેલી કલમદાન સંબંધીની હકીકત પૂછી એટલે તેના ઉત્તરમાં મ્હારાં માતાજીએ તેમને તેમના પિતાએ જે ભલામણ તેમ જ સૂચના કરી હતી એ સઘળું જણાવ્યું.

જે દિવસે હું મ્હારાં માતાજીની સાથે પિતાને ઘેર ગઈ ત્યારથી પંદરમા દિવસે સંધ્યા સમયે એક બહુરૂપીએ મ્હારા પિતાજીને એવી ખબર પહોંચાડી કે, 'જમાનીઆમાં રાજમહાલય પાસેના ચબુતરાપરથી આજે પ્રભાતકાળે દામોદરસિંહનો મૃતદેહ મળી આવ્યો છે. મસ્તક ગૂમ થયેલું હોઇ માત્ર ધડ જ મળી આવ્યું છે. એ ધડને મહારાજાએ પોતાના મહેલમાં ઉપડાવી મંગાવ્યું છે, તથા તેમણે ખૂનીની તપાસ કરવા માંડી છે!' આ સમાચાર જાણવામાં આવતાં મ્હારાં માતાજી હૃદયવિદારક આક્રંદ કરવા લાગ્યાં. થોડા સમય પછી મ્હારા મોસાળ તરફનો એક માણસ પણ એ અશુભ સમાચાર અમને પહોંચાડવાને આવ્યો. મ્હારા પિતાજીએ મ્હારાં માતાજીનું વિવિધ પ્રકારે સાંત્વન કરતાં કહ્યું કે, 'કલમદાન આપતી વખતે ત્હારા પિતાએ તેમના

મરણ પછી તે ખોલવાની મ્હને સૂચના કરી છે; પરંતુ તેમના મૃત્યુની ચોક્કસ ખાત્રી કરવાની જે હકીકત તેમણે કહી છે તે કોઇ ખાસ કારણ સિવાય નહિ કહી હોય!' એમના મૃત્યુ વિશે આપણને કોઇ છેતરશે એવી તેમના અંતરમાં આશંકા હોવાથી પ્રથમથી જ આપણને એ સંબંધીની ખાત્રી કરવા માટે તેમણે સૂચના કરેલી હોવી જોઇએ. તું વિના કારણ વિલાપ કરે છે. હું પોતે જમાનીઆ જઈને આ વિષયની તપાસ કરી આવું છું. એમનું ખૂન કરનાર માણસ મસ્તક ઉપાડી જઇ એકલું ધડ રહેવા દે એ પણ અતિ આશ્ચર્યજનક પ્રકાર છે. વળી ત્હારાં વૃદ્ધ માતાજી ભૂલથાપ ખાઇને કોઇ બીજા પુરુષના મૃતદેહ સાથે બળી મરીને સતી ન થાય એ માટે પણ આપણે ઘણી સાવધાનતા રાખવાની જરૂર છે.' આ વચનો સાંભળી મ્હારાં માતાજીએ પણ જમાનીઆ જવાનો વિચાર દર્શાવ્યો; પરંતુ તેમને સાથે લઈ જવામાં અડચણ હોવાથી તેમને સમજાવીને, એ ત્રણ બહુરૂપીઓની સાથે મ્હારા પિતાજી જમાનીઆ તરફ ચાલ્યા ગયા. ત્યાં જતાં તેમણે મ્હારાં વયોવૃદ્ધ દાદીને મ્હારા દાદાની પાછળ સતી થવાની તૈયારી કરતાં જોયાં; કેમ કે મહારાણીએ મૃતદેહની તપાસ કર્યાં પછી તેનો અગ્નિસંસ્કાર કરવા માટે મૃતદેહને ઘેર મોકલી આપ્યો હતો. એ મૃતદેહ સાથે બળી સતી નહિ થવા માટે મ્હારા પિતાજીએ દાદીને ઘણાં સમજાવ્યાં, અને પછી ખૂનીની શોધ કરવા માટે તેઓ નીકળી પડયા. શીતઋતુ ચાલતી હોવાથી પુષ્કળ ઠંડી પડતી હતી; છતાં મધ્યરાત્રિના સમયે કાળા ઝભ્ભામાં સર્વાંગ છુપાવી, મ્હોંપર બુરખો નાખીને મ્હારા પિતાજી જે ચબુતરાપરથી દાદાનો મૃતદેહ મળી આવ્યો હતો તે ચબુતરા પાસે ગયા. સર્વત્ર નિસ્તબ્ધતા થઈ રહેલી હતી. પિતાજી એક દુકાનને ઓથે વિચારમગ્ન સ્થિતિમાં ઉભા રહ્યા હતા. એવામાં

જમણી દિશાએથી તેમણે એક માણસને આવતો જોયો. એ માણસે પણ પોતાનું મ્હોં બુરખામાં ઢાંકી દીધું હતું. એ ચબુતરાની વચ્ચે જમીનપર કાંઈ મૂકીને ચાલ્યો ગયો. પિતાજીએ ત્યાં જઇને તપાસ કરી તો એક પરબીડીઉં તેમને મળી આવ્યું. એ ઉપાડી લઇને તેઓ ઘેર આવ્યા, તથા પરબીડીઉં ખોલતાં તેમાંથી તેમને એક પત્ર મળી આવ્યો. એ પત્રમાં એવી હકીકત લખેલી હતી કે, 'દામોદરસિંહજીના ખૂનીની શોધ કરનારે પોતાના જીવ માટે સાવચેત રહેવું, નહિ તો તેને પણ જહન્નમનો માર્ગ બતાવવામાં આવશે!' આ હકીકત વાંચવામાં આવતાં પિતાજી ચિંતામાં પડયા, તથા પ્રભાતકાળ થતાં સુધી તેઓ વિચારમગ્ન સ્થિતિમાં જાગતા જ બેસી રહ્યા. તપાસ કરવા માટે ગયેલા બહુરૂપીઓ રાત્રે શું શું બન્યું છે તેની ખબર પહોંચાડવાને પ્રભાતકાળે અવશ્ય આવશે એમ તેઓ ધારતા હતા; પરંતુ આખો દિવસ પસાર થવા છતાં તેઓમાંનો એક પણ બહુરૂપી પાછો આવ્યો નહિ. બીજે દિવસે મધ્યરાત્રિ સુધી પિતાજી જાગતા બેસી રહ્યા; પરંતુ એકકે બહુરૂપીના સમાચાર મળ્યા નહિ. એથી તેઓ પોતે જ તેમની શોધ કરવા જવા-ને તૈયાર થયા. એવામાં ઓરડાનો દરવાજો ઉઘાડી મ્હારા દાદાનો એક સિપાહી મહારાણાના ચોપદાર સાથે અંદર આવ્યો. એ ચોપદારને જ્યારે તેના આગમનનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેણે જણાવ્યું કે, 'આપને કુમાર સાહેબે (ગોપાલસિંહે) હમણાં ને હમણાં બોલાવ્યા છે, તથા આપને સાથે તેડી લાવવાની મ્હને સખ્ત તાકીદ કરવામાં આવી છે."

આ વખતે ગોપાલસિંહે કહ્યું:-"હા, બરાબર છે; ઇન્દ્રદેવ મ્હારા સ્નેહી થતા હોવાથી તેમને મદદ કરવાના વિચારથી મ્હેં બોલાવ્યા હતા. અમારી વચ્ચે અદ્યાપિપર્યંત પ્રથમના જેવો જ સ્નેહસંબંધ છે. ઘણા કાળથી અમારો એકબીજાની સાથે પત્રવ્યવહાર ચાલ્યો નથી

તો પણ તેથી અમારી મિત્રતા સહજ પણ ઓછી નહિ થઈ હોય એવી મ્હારી ખાત્રી છે.”

ઇન્દિરાઃ—ત્યારે તો એ સમયે મ્હારા પિતાશ્રી સાથે આપની જે વાતચિત થઈ હશે તેનું વર્ણન આપ કરી શકશો.

ગોપાલઃ—પુત્રિ! તું જ એ હકીકતનું વર્ણન કર. તને આ સઘળી હકીકત ઇન્દ્રદેવે કહી હોય એમ હું ધારું છું.

ઇન્દિરાઃ—જી હા. આ બનાવ બન્યા પછી કેટલાંક વર્ષે પિતાજીએ મ્હને સઘળી હકીકત કહી હતી, જે હજી સૂધી મ્હને બરાબર યાદ છે; છતાં એ હકીકત હવે હું સંક્ષેપમાં જ નિવેદન કરું છું.

ગોપાલઃ—ભલે તેમ કર. કદાચ કોઇ સ્થળે ત્હારી ભૂલ થશે તો હું સુધારીશ.

ઇન્દિરાઃ-જેવી આજ્ઞા. મ્હારા પિતાજી જ્યારે ચોપદારની સાથે રાજમહાલયમાં ગયા ત્યારે કુમાર સાહેબ રાજમહાલયમાંથી બ્હાર ગયા છે એમ તેમણે સાંભળ્યું. આશ્ચર્ય પામીને પિતાજીએ એ વિશે ખિદમતગારને પૂછ્યું તો તેણે કહ્યું કે, ‘આપના તરફ ચોપદાર મોકલ્યા પછી ઘણા સમય સૂધી તેઓ એકલા આપની રાહ જોઇ બેસી રહ્યા હતા; પરંતુ આપના આગમનમાં વિલંબ થવાથી વ્યાકુળતાથી ઉઠીને તેઓ પોતે આપના મકાન તરફ પધાર્યા છે.’ આ હકીકત સાંભળી ગભરાઇ જઇને તત્કાળ પિતાજી ઘેર પાછા આવ્યા; પરંતુ કુમાર સાહેબ સાથે તેમની મુલાકાત થઈ નહિ. તપાસ કરતાં પહેરેગીરે એમ કહ્યું કે, ‘કુમારસાહેબ અત્રે આવ્યા જ નથી!’ છેવટે પિતાજી કુમાર સાહેબની તપાસ કરવાને ફરીથી રાજમહાલયમાં ગયા; પરંતુ ત્યાં તેમનો પત્તો લાગ્યો નહિ. આખી રાત્રિ પિતાએ ચિંતામાં જ પસાર કરી. એ પ્રસંગે મ્હારા દાદાજીએ કહેલા વાક્યનું તેમને સ્મરણ થઇ આવ્યું

કે, 'હવે જમાનીઆમાં ભયંકર ઉપદ્રવ થનાર છે!'

રાત્રિ વીતી ગઇ, બીજો દિવસ વીતી ગયો અને છેવટે ત્રીજો દિવસ પણ પસાર થઈ ગયો; છતાં કુમાર સાહેબનો પત્તો લાગ્યો નહિ. સેંકડો માણસો તેમની શોધ કરવા નીકળી પડયા. આખા શહેરમાં કોલાહલ થઇ રહ્યો. સકળ મનુષ્યો આ વિષય પરત્વે ઇચ્છામાં આવે એવી વાતચિત કરતાં હતાં, તથા આશ્ચર્ય દર્શાવતાં હતાં. એ પ્રસંગે કુમાર સાહેબનો સંબંધ લક્ષ્મીદેવી સાથે થયેલો હતો, તથા તિલિસ્મી દારોગો એ સંબંધની વિરુદ્ધ વાતો કર્યા કરતો હતો. એ વાતની ચર્ચા પણ શહેરમાં ફેલાયલી હતી. ચોથે દિવસે મધ્યરાત્રિના સમયે મ્હારા પિતા દાદાજીવાળા મકાનમાં દરવાજા ઉપર આવેલા ઓરડામાં એક પલંગપર સૂઈ રહીને કુમાર સાહેબ સંબંધીના વિચારો કર્યા કરતા હતા. એવામાં એકાએક એ ઓરડાનો દરવાજો ઉઘડયો અને કુમાર સાહેબને અંદર આવતા તેમણે જોયા. જ્યાં સ્નેહની વિશેષતા હોય છે ત્યાં માનાપમાનનો પ્રશ્ન રહેતો નથી. કુમાર સાહેબનું દર્શન થતાં જ પિતાજી આનન્દાતિશયથી પલંગપરથી નીચે ઉતરી પડી તેમના કંઠમાં વળગી પડીને બોલ્યા, 'કુમાર સાહેબ! આટલા દિવસ સૂધી આપ ક્યાં હતા?' એ સમયે કુમાર સાહેબનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકતાં હતાં. તેમના મ્હોંપર ચિંતાની છાયા છવાઇ રહેલી જોવામાં આવતી હતી. એ ત્રણ દિવસમાં તેમની સ્થિતિ એવી ખરાબ થઇ ગઇ હતી કે, તેઓ ઘણા માસથી બીમાર હોય એવો ભાસ થતો હતો. મ્હારા પિતાએ તેમનાં હાથ મ્હોં ધોવડાવી તેમને પલંગપર બેસાડીને સઘળી હકીકત પૂછી, તથા કુમાર સાહેબે તેમના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું કે, 'તે દિવસે જ્યારે મ્હેં તમને બોલાવી લાવવા માટે ચોપદાર મોકલ્યો ત્યારે તમે મ્હારી પાસે આવો તે પૂર્વે જ મ્હારા એક

ખિદમતગારે મ્હને એવી ખબર આપી કે, 'આપને એકલાને ઇન્દ્રદેવે હમણાં ને હમણાં પોતાને ઘેર બોલાવ્યા છે.' આ ખબર સાંભળી હું તત્કાળ ઉઠી ઉભો થયો, તથા એકલો જ તમારા ઘર તરફ રવાના થયો. જ્યારે અડધો માર્ગ મ્હેં કાપ્યો ત્યારે તમારે ત્યાંનો અર્થાત્ દામોદરસિંહનો એક નોકર જેનું નામ રામચરણ હતું તે મ્હને મળ્યો અને તેણે મ્હને એમ કહ્યું કે, 'ઇન્દ્રદેવ ગંગાના કિનારા તરફ ગયા છે, તથા આપને તેમણે એ તરફ બોલાવ્યા છે.' હું કેવી રીતે જાણી શકું કે એક સામાન્ય નોકર મ્હારી સાથે દગો કરશે? હુંબેધડક તેની સાથે ગંગાના કિનારા તરફ રવાના થયો. મધ્યરાત્રિ વીતી ગઇ હતી; તેથી ગંગાકિનારે ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયેલું જણાતું હતું. ત્યાં જતાં જ્યારે તમે મ્હારા જોવામાં આવ્યા નહિ ત્યારે મ્હેં એ નોકરને પૂછ્યું કે, 'ઇન્દ્રદેવ ક્યાં છે?' આ પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું, 'સબુર કરો; તેઓ આવતા હશે.' એ ઠેકાણે આવેલા ઘાટ પાસે એક નૌકા હતી. હું એ નૌકા તરફ જોઇ રહ્યો હતો. એવામાં બન્ને બાજૂએથી દશબાર બુરખાવાળા માણસો મ્હારી પાસે આવી પહોંચ્યા તથા મ્હને તેમણે કેદ કર્યો. એ માણસો ઘણા મજબૂત તથા શક્તિવાન્ હતા. તેઓમાંના એક માણસે મ્હારા મ્હોંપર એક કપડું નાખીને એવું કસી દીધું કે હું કાંઈ બોલી શક્યો નહિ, તથા કાંઇ જોઇ પણ શક્યો નહિ. પછીથી મ્હને તેમણે મુસ્કેટાટ બાંધી દઇ જબરદસ્તીથી નૌકામાં બેસાડયો. નૌકાને ઘણી ઝડપથી ચલાવવામાં આવી. એ કોના માણસો હતા તથા બે કલાક જેટલા સમયમાં તેઓ મ્હને કયા રસ્તેથી કેટલા અંતરે લઇ ગયા તેનો કાંઇ નિશ્ચય હું કરી શક્યો નહિ. લગભગ બે કલાક વીતી ગયા પછી નૌકાએ કિનારાપર લંગર નાખ્યું. ત્યાં મ્હને

નૌકામાંથી કિનારે ઉતારી એક ઘોડાપર બેસાડવામાં આવ્યો. મ્હારા બન્ને પગ નીચેની બાજૂએ મજબૂતીથી બાંધી દેવામાં આવ્યા. હાથનું બંધન હું લગામ પકડી શકું એ માટે સહજ શિથિલ કરવામાં આવ્યું. પછીથી ઘોડાને ઘણી તેજીથી એક તરફ દોડાવવામાં આવ્યો. જો કે હું બોલી શકું અથવા તો કાંઇ જોઈ શકું એવી સ્થિતિમાં નહોતો; પરંતુ આજૂબાજૂ સંભળાતી ઘોડાઓની ખરીઓના અવાજપરથી મ્હારી આસપાસ કેટલાક ઘોડેસવારો ચાલે છે એમ હું સમજી શક્યો. મ્હારા ઘોડાની લગામ બીજા કોઈ સવારના હાથમાં હતી. ક્વચિત્ તેજીથી અને ક્વચિત્ ધીમેથી ચાલવામાં બે પ્રહર જેટલો વખત વીતી ગયો. મ્હારા પગમાં દર્દ થવા લાગ્યું, તથા એટલો બધો થાક લાગ્યો કે મ્હારું સર્વાંગ અવસન્નબની ગયું. પછી ઘોડાઓને રોકવામાં આવ્યા અને મ્હને નીચે ઉતારી એક વૃક્ષના થડ સાથે કસીને બાંધવામાં આવ્યો. તથા મ્હારા મ્હોંપર નાખેલું કપડું પણ તેમણે કાઢી લીધું. આ સમયે મ્હેં મ્હને એક ધોર અરણ્યમાં જોયો. પાસેથી સ્વચ્છ પાણીનો એક ઝરો વહેતો હતો. કેટલાક માણસો ઘોડાઓનાં જીન ઉતારી નાખી તેમને ઠંડા કરવાની તથા ચરાવવાની ખટપટમાં રોકાયા અને બાકીના બદમાશો હાથમાં નાગી તલ્વારો લઇ મ્હારી આસપાસ ઉભા રહ્યા. વારંવાર ગાઢ નિઃશ્વાસ મૂકી દીનતાયુક્ત દૃષ્ટિથી હું તેમના તરફ જોતો હતો; પરંતુ એક શબ્દ સુદ્ધાં ઉચ્ચારવાનું સાહસ કરી શકતો નહોતો. એ શયતાનોએ મ્હને પાણીની ખબર સુદ્ધાં પૂછી નહિ તેથી જો ઉનાળાનો દિવસ હોત તો તૃષાની વેદનાથી મ્હારા જીવનનો પણ અંત આવી જાત. તેઓ સર્વ યથા સમયે ખાઈ પી સ્વસ્થ થઈ ગયા અને એક પ્રહર પછી પુનઃ મ્હારી પ્રથમના જેવી દુર્દશા કરવામાં આવી. મ્હારા મ્હોંપર કપડું નાખી પ્રથમની માફક મ્હને ઘોડાપર બેસાડી

મ્હારા પગ બાંધી દીધા અને તેમણે પ્રવાસ ચાલૂ કર્યો. આ વખતે પણ બે પ્રહર કરતાં વિશેષ સમય સૂધી મુસાફરી કરવી પડી. ત્યાર પછી ઘોડાપરથી નીચે ઉતારી મ્હને પગે ચલાવવામાં આવ્યો. મ્હારા પગ દર્દથી શક્તિહીન થઈ ગયા હતા; છતાં લાચારીથી મ્હારે પા ગાઉ જેટલો માર્ગ પગે ચાલીને કાપવો પડ્યો. પછી જ્યારે પગથીઆં ચઢવા ઉતરવાનો વખત આવ્યો ત્યારે હું કોઇ મકાનમાં જતો હોઉં એવો મ્હને ભાસ થયો. કેટલાંક પગથીઆં અને ચૉક ઓળંગાવી મ્હને એક સ્થળે લઈ જઇને એક થાંભલા સાથે બાંધવામાં આવ્યો, તથા પુનઃ મ્હારા મ્હોંપરતું કપડું તેમણે દૂર કર્યું. એ વખતે મ્હેં મ્હને એક સુસજ્જિત બેઠકખાનામાં ઉપસ્થિત થયેલો જોયો, તથા જે માણસો મ્હને અહીં લઇ આવ્યા હતા તેઓ મ્હારી આસપાસ હાથમાં નાગી તલ્વાર લઇને ઉભા રહ્યા હતા. એ બેઠકખાનાની છત સાથે ઘણાં ફાનસો લટકી રહ્યાં હતાં. એ ફાનસો યા તો હાંડીઓમાં મીણબત્તીઓ સળગી રહેલી હોવાથી એ સ્થળે પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. જમીનપર ગાલિચો બિછાવવામાં આવ્યો હતો, તથા તેનાપર પચીસ ત્રીસ માણસો અમીર ઉમરાવના જેવા પોષાકમાં બેઠેલા હોઇ તેમના હાથમાં નાગી તલ્વારો હતી. સર્વના ચહેરા બુરખામાં ઢંકાયલા હતા. રસ્તામાં તથા એ સ્થળે મ્હારા મનની કેવી સ્થિતિ હતી તે માત્ર હું જ જાણું છું. એક માણસ કે, જે સર્વથી ઉંચી ગાદીપર બેઠેલો હતો તથા જે એ સઘળા માણસોનો ઉપરી લાગતો હતો તેણે મ્હારા તરફ મ્હોં ફેરવીને કહ્યું, ‘ કુમાર ગોપાલસિંહ ! તમે એમ સમજતા હશો કે તમે જમાનીઆના રાજાના પુત્ર હોવાથી ઇચ્છામાં આવે તે કાર્ય કરી શકો તેમ છો; પરંતુ હવે તમને માલૂમ પડશે કે, અમારું મંડળ તમારા કરતાં વિશેષ શક્તિ ધરાવે છે. આ વખતે તમે અમારા કબ્જામાં છો; પરંતુ

અમારું મંડળ પ્રામાણિક છે અને તમે નિરપરાધી છો. અમે કોઇ પ અપ્રામાણિક કાર્ય કરતા નથી. તમારા પિતા ઘણા મૂર્ખ હોઇ તેઓ રાજા થવાને યોગ્ય નથી. જે દિવસથી તેઓ મહાત્મા તેમ જ સા બની બેઠા છે, પોતાને દયાવાન્ કહેવડાવે છે તે દિવસથી તેઓ દુષ્ટો જોઇએ એવી સજા કરતા નથી. આમ હોવાથી તમારા રાજ્યના બદમ શોને સજા કરવાનું કામ અમારે હાથમાં લેવું પડ્યું છે. તમે સારી રી જાણો છો કે જે ખૂંનીને તમારા પિતાએ માત્ર દેશનિકાલની સજ કરીને છોડી દીધો હતો તેની લાશ તમારા જ શહેરમાંથી કોઇ ચ તરાપરથી મળી આવી હતી. તે સાથે આજે તમે વિશેષમાં એમ જાણ શક્યા છો કે એ કાર્ય અમે જ કર્યું હતું. તમારા શહેરમાં રહેતા દામો દરસિંહ પણ અમારા મંડળમાં ભળેલા હતા. એક દિવસે આ સભાએ લાચારી સાથે એવો ઠરાવ કર્યો કે, તમારા પિતા રાજકાર્ય કરવાન લાયક નહિ હોવાથી તેમનું ખૂન કરવું, તથા તેમની જગ્યાએ તમ બેસવા દેવા. દામોદરસિંહ અમારા પક્ષમાં ભળેલા હોવાથી તેમણે અમાર મંડળના ઠરાવ પ્રમાણે વર્તવાની જરૂર હતી; પરંતુ તેઓ તમાર પિતાનો પક્ષ સ્વીકારી અમારા મંડળથી વિરુદ્ધ થયા. એથી લાચાર સાથે અમારા મંડળે તેમનો જીવ લીધો. હવે તમે લોકો દામોદર સિંહના ખૂનીને શોધી કાઢવાનો પ્રયત્ન કરો છો; પરંતુ એ પ્રયત્ન સારું પરિણામ આવશે નહિ. આજે તમને સર્વ પ્રકારે સાવધાન કર વાના ઉદ્દેશથી જ અત્રે લાવવામાં આવ્યા છે. અમારા મંડળનો કો પણ ઠરાવ રદ થઇ શકે તેમ નથી. તમારા પિતાના જીવનનો પ હવે અલ્પકાળમાં જ અંત આવશે, તથા તમને જમાનીઆની રાજ ગાદીપર બેસવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. અમારો પીછો પકડીને તમે સાર નહિ કાઢો. અમે લોકો કોણ છીએ, ક્યાં રહીએ છીએ તથ

શું કરીએ છીએ એ જાણવાનો પ્રયત્ન તમે કરશો નહિ. ઈન્દ્રદેવને પણગુપ ચુપ બેસી રહેવાની તમે સલાહ આપજો; નહિ તો તમારે બન્નેને અકાળે મૃત્યુને આલિંગન કરવું પડશે.' આમ કહીને એ બુરખાવાળાએ તાળી વગાડી, તથા જે દુષ્ટો મ્હને એ સ્થળે લઇ ગયા હતા તેમણે પ્રથમની માફક મ્હારા મ્હોંપર કપડું નાખી દીધું, અને થાંભલાથી છોડીને મ્હને તેઓ બ્હાર લઇ ગયા. લાચારીથી મ્હારે પાછી પ્રથમની માફક સફર કરવી પડી. ત્રણ પ્રહર સૂધી ઘોડાપર બેસાડીને લઇ ગયા પછી એક જંગલમાં મ્હને નીચે ઉતારી તેમણે મ્હારા મ્હોંપરનું કપડું કાઢી લઇને મ્હારા હાથ પગ છુટા કર્યા. પછી જે ઘોડાપર તેઓ મ્હને બેસાડી લાવ્યા હતા તે ઘોડાને સાથે લઇ તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. એ વખતે મ્હારી સ્થિતિ એવી ખરાબ થઈ ગઇ હતી કે, મ્હારામાં દશ ડગલાં ચાલવા જેટલી પણ શક્તિ નહોતી. ક્ષુધા તેમજ તૃષ્ણાથી હું અસ્થિર બની ગયો હતો. દિવસનો એક પ્રહર વીતી ગયો હતો. મ્હારી પાસેથી એક સ્વચ્છ જળનો ઝરો વહેતો હતો; પરંતુ એ ઝરા સૂધી જવાની શક્તિ મ્હારામાં નહોતી. બે કલાક સૂધી હું જ્યાં હતો ત્યાં જ પડી રહ્યો. ત્યાર પછી ધીમે ધીમે ઝરા પાસે ગયો અને પુષ્કળ પાણી પીધું એટલે જીવ સહજ શાન્ત થયો. કેવી મુસ્કેલીઓ વેઠીને એ દિવસમાં હું અત્રે આવી શક્યો છું તેનું યથાર્થ વર્ણન મ્હારાથી થાય તેમ નથી. હું હજી સૂધી ઘેર ગયો નથી. પ્રથમ તમારી પાસે જ આવ્યો છું. હું એક રાજકુમાર છું છતાં મ્હારી જીંદગીને ધિક્કાર છે. મ્હારી પ્રજાનો ઇન્સાફ અને તેમના જીવન મરણનો આધાર બદમાશોપર અવલંબીને રહેલો છે એટલે હું મ્હારી સત્તાને ધૂળમાં મળી ગયેલી સમજું છું. જ્યારે હું મ્હારું પોતાનું રક્ષણ કરી શક્યો નથી ત્યારે પછી પ્રજાનું રક્ષણ કેવી રીતે

કરી શકીશ? બદમાશ લોકો પોતાની ઇચ્છામાં આવે એવાં કાર્યો કરે અને આપણે તેમને કાંઇ ન કરીએ એ ઘણા જ અફસોસની વાત છે. આપણા હિતૈષી દામોદરસિંહને એ લુચ્ચાઓએ મારી નાખ્યા છે, તથા હવે તેઓ મ્હારા વ્હાલા પિતાજીને મારી નાખવાનો વિચાર ધરાવે છે.'

આ સમયે ગોપાલસિંહ બોલી ઉઠ્યો:-"ખરેખરે, એ વખતે મ્હને ઘણો ખેદ થયો હતો. જ્યારે હું એ પ્રસંગનું સ્મરણ કરું છું ત્યારે મ્હને એમ માલૂમ પડે છે કે, સુંદરનું મ્હારી સાથે લગ્ન થાય એ વાત તેમને ગમતી ન હોત તો તેઓ મ્હને પણ મારી નાખત."

ઇન્દ્રજીતઃ—બરાબર છે, પછી ?

ઇન્દિરાઃ—મ્હારા પિતાને જ્યારે એમ માલૂમ પડ્યું કે, દામોદરસિંહના નોકર રામચરણે કુમાર સાહેબનો વિશ્વાસઘાત કર્યો છે ત્યારે રામચરણ પણ એ લુચ્ચાઓના મંડળમાં ભળેલો હોવો જોઇએ એમ તેમણે ધાર્યું. તેઓ કુમાર સાહેબની આજ્ઞા પ્રમાણે તત્કાળ ઉઠી ઉભા થયા તથા રામચરણની તપાસ કરવા માટે દરવાજા તરફ ગયા. તપાસ કરવા છતાં રામચરણનો પત્તો લાગ્યો નહિ. તેમણે વિપણ્ણવદને કુમાર સાહેબ પાસે આવીને કહ્યું, 'બદમાશ રામચરણ પલાયન કરી ગયો છે. આપનો ખિદમતગાર પણ જરૂર પલાયન કરી ગયો હશે.'

પછીથી મ્હારા પિતા અને કુમાર સાહેબે એક બીજાની સાથે ઘણા સમય સુધી વાતચિત કરી. મ્હારા પિતાએ કુમાર સાહેબને ખાદ્ય તથા પેય પદાર્થોથી સ્વસ્થ કરી વિવિધ પ્રકારે સમજાવીને શાન્ત કર્યા. તે સાથે તેમણે એ મંડળનો તેમ જ મંડળના માણસોનો પત્તો મેળવવાની પણ પ્રતિજ્ઞા કરી. કુમાર સાહેબ રાજમહાલય તરફ વિદાય

થયા ત્યારે રાત્રિનો માત્ર એક પ્રહર જેટલો સમય અવશિષ્ટ રહ્યો હશે. કેટલાક માણસોને લઈ મ્હારા પિતા પણ તેમની સાથે ગયા. રાજમહાલયમાં પગ મૂકતાં જ કુમાર સાહેબની સર્વથી પ્રથમ પોતાના પિતાને મળવાની ઇચ્છા થઈ. મ્હારા પિતાને સાથે લઇ તેઓ મહારાણા સાહેબના શયનગૃહ તરફ ગયા; પરંતુ અફસોસ કે એ સમયે કુમાર સાહેબના પિતાજી એટલે કે મહારાણાજીનો દેહાંત થઇ ગયો હતો. કુમાર સાહેબે તેમના પલંગ પાસે જઇને તેમને જાગ્રત કરવાના ઉદ્દેશથી જ્યારે તેમનું શરીર હલાવ્યું ત્યારે તેમનું મૃત્યુ નીપજ્યું છે એમ તેઓ જાણી શક્યા.

ઇન્દિરાના મુખેથી આ હૃદયભેદક વાર્ત્તા સાંભળવામાં આવતાં રાણા ગોપાલસિંહનાં નેત્રામાં અશ્રુજળ ભરાઈ આવ્યું. બન્ને રાજકુમારોનાં નેત્રામાંથી પણ અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. રાણા ગોપાલસિંહે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–" મ્હારાં માતાજીનો દેહાન્ત પ્રથમથી જ થયો હતો. એ પ્રસંગે પિતાજીનું પણ મૃત્યુ થવાથી મ્હને અપાર શોક થયો હતો. ઇન્દિરા! હવે તું ત્હારી હકીકત કહી સંભળાવ."

ઇન્દિરાઃ—મહારાણાજીના દેહાંતનાં સમાચાર ચોતરફ ફેલાઇ ગયા એટલે રાજમહાલયમાં તથા શહેરમાં ઘણો કોલાહલ થવા લાગ્યો પેલી શ્રયતાની ટોળીએ જ મહારાણાજીનું મૃત્યુ નીપજાવ્યું છે એવી ખબર મ્હારા પિતાજી અને કુમાર સાહેબ સિવાય બીજું કોઇ જાણતું નહોતું, તથા એ ખબર તેમણે બીજા કોઇને કહી પણ નહિ. ત્યાર પછી બે મહિના વીતી ગયા એટલે કુમાર સાહેબ જમાનીઆની ગાદીપર બેઠા તથા રાજા કહેવડાવા લાગ્યા. એ સમય દરમ્યાન પેલી શ્રયતાનોની ટોળીનો પત્તો મેળવવાના ઘણા પ્રયત્નો મ્હારા પિતાજીએ કર્યા; પરંતુ એ ટોળીનો પત્તો લાગ્યો નહિ. મ્હોટા મહારાણાજીનું મૃત્યુ

થયેલું હોવાથી એ સંબંધી ઘણા રાજા રજવાડા તરફથી દિલાસા-પત્રો આવવા લાગ્યા. રણધીરસિંહનો દિલાસા પત્ર લઇને તેમના બહુરૂપી ગદાધરસિંહ* આવ્યા હતા. ગદાધરસિંહ અને મ્હારા પિતાને થોડો સંબંધ પણ છે; પરંતુ શો સંબંધ છે એ હું જાણતી નથી. ગદાધરસિંહે દિલાસાપત્ર લઇ આવી મ્હારા દાદા દામોદરસિંહજીના મકાનમાં જ મુકામ કર્યો અને તેઓ થોડા દિવસ સુધી મ્હારા પિતા પાસે રહ્યા. મ્હારા પિતાએ શયતાનોની ટોળી સંબંધીની તથા કુમાર સાહેબપર ગુજરેલા જુલ્મ સંબંધીની હકીકત ગદાધરસિંહને કહી સંભળાવી. એ વિષયમાં તેમની મદદ માગી. તેના ઉત્તરમાં ગદાધરસિંહે કહ્યું કે, " હું જીવજાનથી આ કાર્યમાં મ્હારાથી બની શકતી મદદ કરવાને તૈયાર છું; પરંતુ મ્હારા માલિકની આજ્ઞા સિવાય વિશેષ દિવસ સુધી હું અત્રે રોકાઇ શકું તેમ નથી. વળી આ કાંઇ બેચાર દિવસનું જ કામ નથી. મ્હારા માલિક પાસે થોડા દિવસ માટે મ્હારી માગણી કરવાને તમે રાણા ગોપાલસિંહજીને કહો. એમ થશે તો જ આ વિષયમાં હું કાંઈ સંતોષજનક કાર્ય કરી શકીશ. ' અંતે તેમ જ થયું. કુમાર સાહેબે પોતાના એક સવારને પત્ર આપી રણધીરસિંહ તરફ રવાના કર્યો. પરિણામે રણધીરસિંહે ગોપાલસિંહ-જીનું કાર્ય કરવાનો આજ્ઞાપત્ર ગદાધરસિંહજીના નામપર મોકલી આપ્યો. જ્યારે ગદાધરસિંહ જમાનીઆમાં આવ્યા હતા ત્યારે કાંઇ તેઓ એકલા નહોતા. પોતાના ત્રણચાર સુચતુર શિષ્યોને પણ તેઓ પોતાની સાથે લઇ આવ્યા હતા. હવે તેઓ પોતાના શિષ્યોની સાથે શયતા-

---

* આ ગદાધરસિંહે જ્યારે કૃષ્ણલાલની માતા સાથે સંયોગ કર્યો ત્યારે તેણે રઘુવીરસિંહના નામથી પોતાનો પરિચય આપ્યો હતો અને પછીથી પિશાચપતિના નામથી પોતાને પ્રસિદ્ધ કર્યો હતો.

નોની ટોળીનો પત્તો મેળવવાને તૈયાર થઇ ગયા. તેમણે મ્હારા પિતાને કહ્યું કે, 'આ શહેરમાં રઘુવીરસિંહ નામનો માણસ રહેતો હોઇ તે ઘણો લાંચીઓ, શયતાન તથા બેઇમાન છે. હું તેને ફસાવીને આપણું કાર્ય પાર ઉતારવાને ઇચ્છું છું; પરંતુ અફસોસ એટલો જ છે કે, એ તમારા ગુરુભાઈ અર્થાત્ તિલિસ્મી દારોગાનો દોસ્ત છે, તથા તિલિસ્મી દારોગાનું તમારા રાજા સાહેબ ( ગોપાલસિંહ ) પણ ઘણું માન રાખે છે.' આ વાક્યોના ઉત્તરમાં મ્હારા પિતાજીએ કહ્યું કે, 'એ શયતાનને હું સારી રીતે ઓળખું છું. જો એને ફસાવવાથી કોઇ કામ પાર ઉતરે તેમ હોય તો બેલાશક તેમ કરો. એ મ્હારો ગુરુભાઇ થાય છે તેથી એની વિરુદ્ધ કાર્ય કરવામાં તમે સહજ પણ સંકોચ રાખશો નહિ.' પછીથી મ્હારા પિતા તથા ગદાધરસિંહે ઘણા સમય સૂધી એક બીજાની સાથે મસલત કરી. બીજે દિવસે સર્વ લોકો જાણે એવી રીતે મહારાણાજી પાસેથી રજા લઇને ગદાધરસિંહ પોતાના ઘર તરફ વિદાય થયા. તેમના વિદાય થયા પછી મ્હારા પિતાજી પણ એ શયતાનોની ટોળીની તપાસ કરવા લાગ્યા. એક દિવસે રાત્રે વેશ બદલીને ફરતા ફરતા તેઓ ગંગાજીને કિનારે જે સ્થળેથી રાણા ગોપાલસિંહજીને શયતાનોએ પકડ્યા હતા ત્યાં જઇ પહોંચ્યા. એ ઠેકાણે એક નૌકા જોવામાં આવતાં તેમને રાણા ગોપાલસિંહજીએ કહેલી હકીકત યાદ આવી. તેઓ ધીમે ધીમે એ નૌકા પાસે ગયા એવામાં કેટલાક બુરખાવાળા માણસોએ આસપાસથી આવી તેમને ઘેરી લીધા. એ માણસોના હાથમાં ખુલ્લી તલ્વારો હતી. પિતાજી પાસે પણ તલ્વાર હતી. તેઓ આત્મરક્ષણ કરવા માટે એ બદમાશ માણસોની સ્હામે થયા, તથા ત્રણ જણાને તો તેમણે તત્કાળ જખ્મી કર્યા; પરંતુ છેવટે તેઓ પકડાયા; કેમ કે શત્રુઓએ ઝડપથી એક જાડું કપડું તેમના મ્હોં-

પર નાખીને તેમને અશક્ત બનાવી દીધા. પછી એ બદમાશો તેમના હાથ પગ બાંધી, તેમને નૌકામાં બેસાડીને ત્યાંથી વિદાય થઈ ગયા. શત્રુઓની ચોક્કસ સંખ્યા કેટલી હતી તથા નૌકાને કયી તરફ લઈ જવામાં આવતી હતી તેનો નિર્ણય પિતાજી કરી શક્યા નહિ. રાણા ગોપાલસિંહજીની માફક તેમને ઘોડે બેસાડીને તથા પગે ચલાવીને યથાસ્થળે લઈ જઇ પેલા થાંભલા સાથે બાંધ્યા અને તેમના મ્હોં ઉપરનું કપડું છોડી નાખવામાં આવ્યું. આ વખતે તેમણે એ સ્થળે રાણા ગોપાલસિંહજીની માફક કેટલાક બુરખાવાળા માણસોને બેઠેલા જોયા. મ્હારાં માતાજીને પણ ત્યાં એક બીજા થાંભલા સાથે બાંધી રાખેલાં તેમણે જોયાં. તે ઉપરાંત મ્હારા દાદા દામોદરસિંહે આપેલી કલમદાન તેમણે એ મંડળના સરદારની પાસે એક આસનપર પડી રહેલી જોઈ. આથી પિતાજીને ઘણું આશ્ચર્ય તથા ક્રોધ ઉપજ્યો. એ કલમદાનનો શયતાનોના મંડળ સાથે કાંઇ સંબંધ હોવો જોઇએ એમ તેમને લાગ્યું. બદમાશોના સરદારે પિતાજી તરફ જોઈને કહ્યું, 'કેમ ઇન્દ્રદેવ ! તમે ઘણા ચાલાક તથા બહાદુર હોવાનું અભિમાન ધરાવો છો, ખરું ને? અમે ગોપાલસિંહદ્વારા તમને સાવધાન કરેલા હતા; છતાં તમે અમારી તપાસ કર્યા કરો છો કે? અમારાથી કોઈ પણ પ્રકાર કિંવા વાત ગુપ્ત રહે એ તદ્દન અશક્ય છે. હવે કહો જોઇએ કે તમને શી સજા કરવી? તમારાં પત્ની તેમ જ કલમદાન હમણાં અમારા કબ્જામાં છે એ તમે જોઈ શકો છો કે? બદમાશ દામોદરસિંહે આ કલમદાનથી અમને ફસાવવાનો વિચાર રાખ્યો હતો; પરંતુ એનો વિચાર પાર પડ્યો નથી.' આ વાક્યોના ઉત્તરમાં પિતાએ ગંભીરતાથી કહ્યું, 'હું તમારી તપાસમાં ફરતો હતો એ ખરું છે; પરંતુ એમાં મ્હારો કોઇ ખરાબ હેતુ નહોતો. તમારા મંડળમાં ભળવાની જ

મ્હારી ઇચ્છા હતી.’ આ ઉત્તર સાંભળી સરદારે ઉચ્ચ સ્વરે વિકટ હાસ્ય કરીને કહ્યું, ‘ વાહ ! તમે હજી સુધી અમને ઠગવાનો પ્રયત્ન કરો છો! જો અમને ઠગવાનું કાર્ય સહેલું હોત તો આજ સુધી અમારું મંડળ કાયમ રહી શક્યું ન હોત. તમે અમારા મંડળના કટ્ટા શત્રુ છો એ અમે સારી રીતે જાણીએ છીએ. વિશ્વાસઘાતક દામોદરસિંહ અમારો સઘળો ભેદ ખુલ્લો કરવાની ઇચ્છા રાખતો હતો; પરંતુ સદ્‌ભાગ્યે આ કલમદાન અમારા કબ્જામાં આવવાથી અમારો ભેદ ગુપ્ત રહી શક્યો છે ! ’ આ વાક્યો સાંભળવામાં આવતાં પિતાજીને એમ લાગ્યું કે, એ શયતાનોના મંડળનો ગુપ્ત ભેદ કલમદાનમાં હોવો જોઇએ. એથી તેમણે મ્હોં મલકાવીને કહ્યું, ‘મ્હને તમે તમારો શત્રુ સમજવામાં ગંભીર ભૂલ કરો છો. જો હું તમારો શત્રુ હોત તો અત્યાર સુધી તમે જીવતા ન રહી શક્યા હોત; કેમ કે હમણાં જે કલમદાન તમારા કબ્જામાં છે તેને પ્રથમથી જ ઉઘેડીને તેમાં સમાઇ રહેલો ઘણો ગુપ્તભેદ હું ઘણા સમયથી જાણું છું. એ ભેદની સઘળી હકીકત બીજા એક પત્ર પર લખીને એ પત્ર મ્હેં મ્હારા એક મિત્રને આપ્યો છે ! હું.........’ પિતાજીનું બોલવું પૂર્ણ થતાં પહેલાં જ બદમાશોનો સરદાર ગભરાઇ જઇ બોલી ઉઠ્યો, ‘આ કલમદાન તમે ઉઘાડી છે કે? અમારા મંડળનો ગુપ્ત ભેદ જૂદા કાગળપર લખીને એ કાગળ તમે કોને આપ્યો છે?’ આ પ્રશ્નના ઉત્તરમાં પિતાજીએ કહ્યું, ‘મ્હેં જેને એ કાગળ આપ્યો છે તેનું નામ દઇને તેની જીંદગીને હું જોખમમાં નાખું એ નહિ બનવા જેવું છે; પરંતુ જો મ્હારાં વચનોપર તમને વિશ્વાસ બેસતો હોય તો મ્હને પણ તમે તમારા મંડળનો સભાસદ બનાવો અને જો મ્હારાપર વિશ્વાસ ન બેસતો હોય તો મ્હને મારી નાખીને આ સઘળી રકઝકનો નિકાલ લાવો. એમ કર્યા પછી તમારી જ્યારે

દુર્દશા થશે ત્યારે જ મ્હારા આજના શબ્દો તમને યાદ આવશે !" આવી રીતે આ વિષય સંબંધી પિતાજી તથા બદમાશોના સરદાર વચ્ચે બીજી ઘણી વાતચિત થઈ. એ વાતચિતના પરિણામે પિતાજીની ચાલાકીથી સરદારની બુદ્ધિ શુદ્ધિ ગૂમ થઇ, તથા પિતાજી જે કહે છે તે સઘળું ખરું છે એમ તેને લાગ્યું. છેવટે તેણે પોતે ઉઠી પિતાજીને થાંભલાથી છુટા કર્યા. પછી તેણે મ્હારાં માતાજીને પણ છોડવાની પોતાના એક સાથીદારને આજ્ઞા કરી. આમ કર્યા પશ્ચાત્ પિતાજીને માનપૂર્વક પોતાની પાસે બેસાડીને તે કાંઇ કહેવા જતો હતો એવામાં એ બેઠકખાનાની બ્હારથી એકાએક કોઇની બૂમ સંભળાઇ. આ વિષયની તપાસ કરવા માટે સરદાર પોતાના માણસોને મોકલે તે પહેલાં જ હાથમાં ખુલ્લી તલ્વારો લઇ પાંચ માણસો એ બેઠકખાનામાં આવ્યા. એ માણસોનું સ્વરૂપ અત્યંત ભયંકર હતું. તેમણે પોલાદનાં બખ્તરો પહેરેલાં હોવાથી તેમનાં શરીર સુરક્ષિત હતાં. તેમનાં મ્હોં સિંદુરથી રંગવામાં આવ્યાં હતાં. તેમનાં વસ્ત્રોપર લોહીના ડાઘ જોવામાં આવતા હતા, જેથી તેઓ દરવાજાપરના પહેરેગીરોને જહન્નમનો માર્ગ બતાવીને આ સ્થળે આવ્યા હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો. એ પાંચ બહાદુરોમાંના સર્વથી આગળ ઉભેલા બહાદુરે ઝડપથી આગળ વધીને પેલી ભેદભરેલી કલમદાન ઉપાડી લીધી. આ વખતે શયતાનોના મંડળના સઘળા સભાસદો હાથમાં તલ્વારો લઇ ઉઠી ઉભા થઈ ગયા અને બન્ને પક્ષ વચ્ચે ભીષણ યુદ્ધનો આરંભ થઇ ગયો. આ સમય દરમ્યાન સુયોગ મળતાં પિતાજી મ્હારાં માતાજીને ઉપાડી ત્યાંથી પોબાર થઇ ગયા. બીજી તરફથી પેલા પાંચ ભયંકર બહાદુરોએ બદમાશોની ખરાબી કરી નાખી, તથા ચાર બદમાશોને કાપી નાખી કલમદાન ઉપાડીને તેઓ પસાર થઇ ગયા. જો એ પ્રસંગે

પિતાજી એમને જઈ મળ્યા હોત તો ઠીક થાત; છતાં એ પાંચ બહાદુરો કદાચ પોતાને પણ હયરાન કરશે એવી આશંકાથી પુનઃ તેઓ ઘટનાસ્થળે ઉપસ્થિત થયા નહિ! એ પાંચે બહાદુરો જ્યારે ઘણે દૂર નીકળી ગયા ત્યારે પિતાજી મ્હારાં માતાજીને લઇ ઝડપથી માર્ગ કાપવા લાગ્યા. આ વખતે તેમને એમ માલૂમ પડયું કે, તેઓ જમાનીઆની જ સરહદમાં હતા.

આ વખતે આશ્ચર્યસૂચક સ્વરે ઇન્દ્રજીતે પ્રશ્ન કર્યો:–" શું તેઓ જમાનીઆની સરહદમાં હતા?"

ઇન્દિરાએ ઉત્તરમાં કહ્યું:–" હા જી. જમાનીઆ શહેરની બ્હાર થોડે દૂર આવેલી એક ભગ્નપ્રાય: ઇમારતમાં એ બદમાશોનું મંડળ મળતું હતું. તેઓ ઘણે દૂર રહે છે એવું બતાવવા માટે જ પોતાના કેદીને તેઓ આડો અવળો ફેરવી પોતાના ચોક્કસ સ્થળે લઇ જતા હતા!"

ગોપાલસિંહે કહ્યું:–" મ્હારા દરબારના કેટલાક નિમકહરામ માણસો એ બદમાશોના મંડળમાં ભળેલા હોવાથી જ તેઓ પકડાતા નહોતા. જેઓ તેમની તપાસ કરનારા હતા તેઓ જ તેમના મંડળમાં ભળી ગયેલા હોવાથી બદમાશોનો પત્તો કેવી રીતે લાગે?"

વચ્ચે આટલી વાતચિત થયા પછી ઇન્દિરા કહેવા લાગી:— " અડધા પ્રહરમાં પિતાજી રાજમહાલયમાં જઈ સીદ્ધા રાણા ગોપાલસિંહ પાસે ગયા; કેમ કે ગમે તે સમયે રાણાજી પાસે જવાની તેમને રજા મળેલી હતી. એ સમયે રાત્રિ પૂર્ણ થયેલી નહિ હોવાથી રાણાજી ગાઢ નિદ્રામાં હતા. ચાર સિપાહીઓ હાથમાં નગ્ન તલ્વારો લઈ તેમના પલંગની આસપાસ પહેરો ભરતા હતા. પિતાજીએ રાણાજીને જાગ્રત કર્યા પછી પહેરેગીરોને ત્યાંથી બ્હાર મોકલી તેમણે તેમને

સઘળી હકીકત કહી સંભળાવી. પોતાના રાજ્યમાં જ એ શયતાનોનું નિવાસસ્થાન છે એવું જાણવામાં આવતાં રાણાજીને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. તેમણે પિતાજીને વિશેષ હકીકત પૂછવામાં વખત નહિ ગૂમાવતાં સંભાળથી મ્હારાં માતાજીને મહેલમાં મોકલી દઈ હથિયાર સજીને તેઓ ગુપ્તમંડળમાં જવાને તૈયાર થયા.”

હવે ગોપાલસિંહે કહ્યું:—“ બરાબર. છે કેટલાક સશસ્ત્ર સિપાહીઓ અને ઇન્દ્રદેવને સાથે લઇને અમે મહેલમાંથી નીકળ્યા, તથા થોડા સમયમાં જ એ ગુપ્ત મંડળ જ્યાં એકઠું થતું હતું ત્યાં જઈ પહોંચ્યા. એ ઇમારતનો દેખાવ એક વિશાળ ખંડેર જેવો હતો. એ ઇમારતનો કેટલોક ભાગ જમીનદોસ્ત થઇ ગયો હતો; તો પણ તેમાંના કેટલાક ઓરડાઓ અદ્યાપિ સારી સ્થિતિમાં હતા. એ ઇમારતની આસપાસ બીજાં પણ કેટલાંક ખંડેર હતાં. ખંડેરમાં દાખલ થઇને જે દિવાનખાનામાં મંડળ ભેગું થતું હતું ત્યાં અમે ગયા તો કેદીના જેવી હાલતમાં જેવો દેખાવ મ્હેં ત્યાં જોયો હતો તેવો જ દેખાવ મ્હારા જોવામાં આવ્યો. એ વખતે ત્યાં એકકે માણસ નહોતો; પરંતુ માર્યા ગયેલા ત્રણ માણસોનાં શબ ત્યાં પડયાં હતાં. એ શબના ચહેરાઓ ઉપરના બુરખા ખસેડવામાં આવ્યા ત્યારે તો મ્હારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ; કેમ કે એ ત્રણમાંથી એક તો મ્હને ફસાવનાર મ્હારો ખિદમતગાર હતો. બીજું શબ મ્હને ગંગા કિનારે લઇ જનાર ઇન્દ્રદેવના શ્વસુરના અનુચરનું હતું. ત્રીજું શબ મ્હારા ખજાનચીનું હતું. એ ખજાનચીનો મૃતદેહ જોવામાં આવતાં મ્હને ઘણું આશ્ચર્ય, દુઃખ અને ક્રોધ ઉપજ્યો; કેમ કે તેને હું ઘણો ભલો, સદાચારી અને પ્રામાણિક માણસ ધારતો હતો. ઇન્દિરાની સઘળી હકીકત સાંભળી આપ સમજી શકશો કે અમારો વિશ્વાસુ હરામખોર દારોગો જ એ શયતા-

નોની ટોળીનો સરદાર હતો. અરેરે! એ વિષયની એ સમયે અમારા મનમાં બિલ્કુલ શંકા નહોતી. છેવટે અમે એ ખંડેરમાંથી દરેક વસ્તુ જપ્ત કરી એ ત્રણે બદમાશોનાં શબ ઉપડાવી રાજમહાલય તરફ પાછા ફર્યા. અમે પાછા ફર્યા ત્યારે સેંકડો માણસો એ શબો જોવાને રાજ-મહાલય પાસે એકઠાં થઈ ગયાં; કેમ કે, એ વખતે પ્રભાતકાળ થયો હતો. નીચ વિશ્વાસઘાતી દારોગાને તેડી લાવવાને એ વખતે અમે માણસ મોકલ્યો; પરંતુ માણસે પાછા આવીને એવી ખબર આપી કે, સીડી ઉતરતાં દારોગાના પડી જવાથી તેનું માથું ફાટી ગયું છે, તથા તેના શરીરમાં કેટલાક જખ્મ થયા છે. તેનામાં ઉઠી ઉભા થવા જેટલી પણ શક્તિ નહિ હોવાથી તે આવી શકે તેમ નથી. આ વાત મ્હેં જો કે ખરી માની; પરંતુ વાસ્તવિક રીતે પેલા શયતાનોના મંડળમાં થયેલી ઝપાઝપીમાં જ તે જખ્મી થયો હતો. મ્હારા ભાગ્યમાં અપાર કષ્ટ ભોગવવાનું હોવાથી તેને કોણ મીથ્યા કરી શકે ?”

વળી પાછી ઇન્દિરાએ રાણા ગોપાલસિંહજીની સૂચનાથી પોતાની હકીકત કહેવા માંડી કે, “પેલાં ત્રણે શબોનો યોગ્ય સંસ્કાર થાય એવી વ્યવસ્થા કરીને રાણા ગોપાલસિંહજી પિતાજીનો હાથ પકડીને મહેલમાં ગયા. એમણે પિતાજીને કહ્યું, ‘ચાલો સરયુદેવી એ બદમા-શોના પંઝામાં કેવી રીતે ફસાઇ પડયાં એ આપણે તેમને પૂછી જોઇએ. કદાચ તેમણે એ બદમાશોનાં ખુલ્લાં મ્હોં જોયાં હોય તો એ બનવા જેવું છે.’ આવી વાત કરી તેઓ રાજમહાલયમાં ગયા તો મ્હારાં માતાજી ત્યાં આવેલાં જ નથી એમ તેમને જણાયું! આથી પિતાજી તેમ જ રાણાજીના આશ્ચર્ય અને ભયનો પાર રહ્યો નહિ!”

રાણા ગોપાલસિંહે કહ્યું:—“ખરેખર, મ્હને તો એમ જ લાગ્યું કે, મ્હારા સઘળા નોકરો એ શયતાનોના મંડળમાં ભળેલા હશે તેથી

હું કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો. મ્હારી સઘળી બુદ્ધિ શુદ્ધિ ગૂમ થઈ ગઇ. મ્હારા કેટલા નોકરો વિશ્વાસપાત્ર તથા પ્રામાણિક હતા અને કેટલા નોકરો એ શયતાનોના સાથીદાર હતા એ વિષયનો નિર્ણય કરવાનું કામ મ્હારે માટે ઘણું મુશ્કિલ થઇ પડ્યું. જે ત્રણ વિશ્વાસુ નોકરો સાથે મ્હેં સરયુદેવીને રાજમહાલયમાં મોકલ્યાં હતાં એ નોકરો અત્યાર પૂર્વે જ પલાયન કરી ગયા હતા! એ પ્રસંગે મ્હને તો એમ જ લાગ્યું કે, હવે મ્હારો તથા ઇન્દ્રદેવનો જીવ બચશે નહિ; પરંતુ વાસ્તવિક રીતે ઇન્દ્રદેવની હિમ્મત અને સમયસૂચકતા માટે તેમને ઘણો ધન્યવાદ ઘટે છે. એમણે તનતોડ મહેનત કરીને એક માસ જેટલી મુદતમાં પોતાની ચાલાકીથી મ્હારા જે નોકરો એ બદમાશોના મંડળમાં શામિલ થયેલા હતા તેઓમાંના ઘણાખરાને શોધી કાઢ્યા, તથા મ્હેં પણ તેમને સર્વને તોપના ગોળે ઉડાવી દીધા! ત્યારથી જ એ બદમાશોનું ગુપ્ત મંડળ ભાગી પડ્યું. એ સમય દરમ્યાન સરયુદેવી શયતાનોના સપાટામાં કેવી રીતે સપડાયાં હતાં એ પણ માલૂમ પડ્યું; કેમ કે ઇન્દ્રદેવ એ સંબંધીની તપાસ કરવા માટે પોતાને ઘેર જવાનો વિચાર કરતા હતા એવામાં તેમના એક નોકરે આવી સરયુ તથા ઇન્દિરાદેવીના અદૃશ્ય થવાના શોચનિય સમાચાર તેમને કહી સંભળાવ્યા."

આ વખતે ઇન્દ્રજીતે ઇન્દિરા તરફ જોઇને પૂછ્યું:—" તમે પણ તમારાં માતાજી સાથે શત્રુઓના સપાટામાં સપડાયાં હતાં કે શું? જો એમ જ હોય તો તમે કેવી રીતે સપડાયાં એ પ્રથમ કહી સંભળાવો."

આ વાકયોના ઉત્તરમાં ઇન્દિરાએ કહ્યું:—" જેવી આજ્ઞા. પિતાજીની સાથે જમાનીઆ ગયેલા એ બહુરૂપીઓ દુશ્મનોની શોધમાં નીકળ્યા ત્યારના અદૃશ્ય થઇ ગયા હતા. એ સમયે તેમનું સ્વરૂપ

ધારણ કરી શયતાનોએ અમને માતાપુત્રીને પોતાની પ્રપંચજાળમાં ફસાવ્યાં. વિશ્વાસઘાતક નરપિશાચ દારોગો અમારા બાગમાં આવવાનો ગુપ્ત માર્ગ જાણતો હતો. તેણે જ અમને પકડવાને તેમને મોકલ્યા હતા; કેમ કે રાણાજીએ જણાવ્યું છે તે પ્રમાણે દારોગો શયતાનોના ગુપ્ત મંડળનો સરદાર હતો! તેણે અમને કેવી રીતે ફસાવ્યાં એ હવે હું વિગતવાર જણાવું છું. એક દિવસે સંધ્યાકાળે હું અને માતાજી અમારા મહેલના નજરબાગમાં ફરતાં હતાં એવામાં પિતાજીની સાથે ગયેલા પેલા બે બહુરૂપીઓ એકાએક અમારી પાસે આવી પહોંચ્યા. એમને જોતાં જ માતાજી પ્રસન્ન થઇને જમાનીઆના સમાચાર પૂછવા લાગ્યાં. ઉત્તરમાં એ વેશધારી શયતાનોએ એમ કહ્યું કે, 'શ્રીમાન્ ઇન્દ્રદેવજીએ આપને તથા ઇન્દિરાદેવીને જમાનીઆ તેડાવ્યાં છે! અમે આપને માટે રથ લઈને અત્રે આવ્યા છીએ; પરંતુ જમાનીઆ આવવાની આપની ઇચ્છા હોય તો જ સાથે લઈ આવવાની અમને આજ્ઞા કરવામાં આવી છે.' માતાજી જમાનીઆ જવા માટે પ્રથમથી જ અધીરાં થઈ રહ્યાં હતાં; તેથી તેઓ તત્કાળ ત્યાં જવાની તૈયારી કરવા લાગ્યાં, તથા એક કલાક જેટલા સમયમાં અમે ત્યાં જવાને તૈયાર થઇ ગયાં. પેલા બન્ને બહુરૂપીઓ બહાદુર તેમ જ હિમ્મતવાન્ હોવાથી બીજાં વિશેષ માણસો સાથે લેવાની માતાજીને જરૂર જણાઇ નહિ. વિશેષમાં માત્ર બે દાસીઓને સાથે લઇને અમે જમાનીઆ જવા વિદાય થયાં! આ વખતે પેલી ભેદભરેલી કલમદાનને પણ માતાજીએ પોતાની પાસે રાખી. અમારા બીજા બહુરૂપીઓ પણ પેલા બન્ને વેશધારી શયતાનોથી છેતરાયા હતા; તેથી જ તેમણે અમારી સાથે આવવાની જરૂર વિચારી નહિ. અંતે પહાડી ગુફાની બ્હાર નીકળીને અમે પહાડ ઉતરતાં હતાં એવામાં થોડે દૂર પહોંચતાં ચોતર-

ફથી સંખ્યાબંધ શત્રુઓએ અમને ઘેરી લીધાં. અમારી સાથેના પેલા બે બદમાશો પણ એ પ્રસંગે અમારાથી વિરુદ્ધ થઇ ગયા. મ્હને તથા માતાજીને બળપુર્વક તેમણે બેહોશ બનાવી દીધાં. અમારી દાસીઓની શી દશા થઈ એ સંબંધી હું કાંઈ જાણુતી નથી. જ્યારે મ્હારી બેશુદ્ધિ દૂર થઇ ત્યારે હું એક ભોંયરામાં કેદીની હાલતમાં પડેલી હતી એમ મ્હને માલૂમ પડ્યું. મ્હારાં માતાજી પણુ મ્હારી પાસે જ હતાં. તેઓ મ્હારી પહેલાં શુદ્ધિમાં આવેલાં હોવાથી પોતાના ખોળામાં મ્હારું મસ્તક મૂકી રુદન કર્યા કરતાં હતાં. અમારા હાથ પગ ખુલ્લા હતા. અમને એક મ્હોટા ઓરડામાં કેદ કરવામાં આવ્યાં હતાં, તથા સ્હામે લોખંડના સળીઆવાળો એક મજબૂત દરવાજો હતો. એ દરવાજાની બ્હાર સાંકડી ગલી હતી. એની એક તરફ ઉપર ચઢવાની પગથીઓ હતી. સીડીની પાસે એક ન્હાના તાકામાં ક્ષીણુ તેજવાળો ઝાંખો દીવો સળગી રહેલો હતો. હું શુદ્ધિમાં આવી એટલે મ્હારાં માતાજીએ રુદન કરવું બંધ કરી તેઓ મ્હને ધૈર્ય આપવા લાગ્યાં. આવી રીતે મ્હને ધીરજ આપ્યા પછી તેમણે કહ્યું, ‘પુત્રી, પેલી કલમદાન સંબંધી કોઈ તને કાંઇ પૂછે તો કહેજે કે, કલમદાન ઉઘાડવામાં આવી છે; પરંતુ તેના ભેદની હકીકતની મ્હને કાંઇ ખબર નથી! મ્હારાં માતાજી તેમ જ બીજાં કેટલાંક માણસો તેનો ભેદ જાણે છે. એ માણસોનાં નામ પૂછે તો કહેજે કે, ‘એ તો મ્હારાં માતાજી જાણે છે;’ એ સમયે મ્હારી ઉમ્મર જો કે ન્હાની હોવા છતાં હું સમજુ તથા ચાલાક હતી. તેથી માતાજીએ જે સૂચના કરી તે મ્હેં બરાબર સ્મરણમાં રાખી; છતાં એ કલમદાન માટે તેમણે આવી સૂચના કેમ કરી એ વિશે કાંઈ ચોક્કસ નિશ્ચય હું કરી શકી નહિ. થોડા સમય પછી ચાર બુરખાવાળા માણસો સીડી ઉતરી નીચે આવ્યા,

તથા મ્હારાં માતાજીને બળાત્કારપૂર્વક તેઓ ઉપર ઘસડી ગયા. મ્હેં ઘણી બૂમો પાડી; પરંતુ આ નિરાધાર બાળિકાના આર્ત્તનાદ તરફ કોઈએ ધ્યાન આપ્યું નહિ. હું એકલી આક્રંદ કરતી બેઠી હતી એ-વામાં બીજો એક બુરખાવાળો માણસ મ્હારી પાસે આવ્યો. જે ચાર માણસો બળાત્કારે મ્હારાં માતાજીને ઘસડી ગયા હતા તેઓમાંનો એ નહોતો એમ તેના શરીરના બાંધા તથા પોષાક ઉપરથી મ્હને લાગ્યું. તે મ્હારી પાસે બેસીને મ્હને ધીરજ આપવા લાગ્યો, તથા મ્હને કારાગ્રહમાંથી મુક્ત કરાવવાને તે કબૂલ થયો. જ્યારે તેના કહેવાપર મ્હારો વિશ્વાસ બેઠો છે એમ તેને લાગ્યું ત્યારે તેણે મ્હને પૂછ્યું, 'હવે કહે જોઇએ કે, કલમદાનના ભેદની તને ખબર છે?' આ પ્રશ્નનો મ્હેં નકારમાં ઉત્તર આપ્યો એટલે તેણે પૂછ્યું, 'ત્હારા દેખતાં એ કલમદાન ઉઘાડવામાં આવી નહોતી કે?' આ પ્રશ્નનો ઉત્તર મ્હેં મ્હારાં માતાજીની સૂચના પ્રમાણે આપ્યો. પછીથી મ્હેં મ્હારાં માતાજીની સ્થિતિ સંબંધીના સમાચાર તેને પૂછ્યા; પરંતુ તે કાંઈ ઉત્તર આપ્યા સિવાય ચાલ્યો ગયો. ત્યાર પછી લગભગ બે પ્રહર સુધી એ ભયાનક સ્થળે હું એકલી જ બેસી રહી. ત્યાર પછી વળી પાછો બીજો એક બુરખાવાળો માણસ મ્હારી પાસે આવ્યો. પુનઃ એ હરામ-ખોરોમાંનો કોઇ મ્હને દુઃખ દેવા આવ્યો હશે એમ ધારી હું ડરવા લાગી; પરંતુ થોડા સમયમાં જ મ્હારો ભય દૂર થઇ ગયો; કેમ કે એ બુરખાવાળા ગદાધરસિંહ હતા, અને એ ભીષણ સ્થળેથી મ્હારો છુટ-કારો કરવાને આવ્યા હતા. તેઓ મ્હને પોતાના ખભાપર બેસાડી સાવધાનતાથી ભોંયરાની બ્હાર લઈ ગયા. કેટલાક આડા અવળા રસ્તા-ઓ વટાવીને અમે બન્ને એક ખુલ્લા મયદાનમાં જઇ પહોંચ્યાં. ત્યાં તેમના બે શિષ્યો એક ઘોડા સાથે ઉભા રહ્યા હતા. પોતાના શિષ્યોને

સાંકેતિક ભાષામાં આવશ્યકીય સૂચનાઓ કરી મ્હારી સાથે ઘોડા-પર બેસી ગદાધરસિંહજી એ સ્થાનનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. એ સમયે નિશાની સમાપ્તિ થવા આવી હતી. માર્ગમાં મ્હેં તેમને મ્હારાં માતાજીની સ્થિતિ વિશે કેટલાક પ્રશ્ન પૂછ્યા એટલે તેમણે સઘળી હકીકત મ્હને જણાવી. એ હકીકત મ્હારા પિતાજીની હકીકત સાથે જ હું નિવેદન કરી ચુકી છું. વિશેષમાં તેમણે એમ જણાવ્યું કે, કલમદાન લઇને પલાયન કરી જનાર માણસોનો પત્તો લાગ્યો નથી. પાંચેક ગાઉ જેટલો માર્ગ કાપ્યા પછી અમે એક ન્હાની નદીના કિનારાપર જઇ પહોંચ્યાં. ત્યાં ઘોડાને ઉભો રાખી અમે થાક ખાવાને નીચે ઉતર્યાં. હાથ મ્હોં ધોઇ સ્વસ્થ થયા પછી પુનઃ મ્હારી સાથે ઘોડાપર બેસી ગદાધરસિંહ આગળ ચાલ્યા. મધ્યાન્હકાળના અરસામાં અમે એક પહાડની તળેટીમાં જઈ પહોંચ્યાં. ત્યાં ઘીચ અરણ્ય આ-વેલું હતું. એ સ્થળે ગદાધરસિંહના ચાર સેવકો હતા. તેમણે અમને જોતાં જ જમીનપર કામળીઓ બિછાવી દીધી. અમે ઘોડાપરથી નીચે ઉતરી ત્યાં બેઠાં એટલે એ સેવકોમાંનો એક ઘોડાની ચાકરી કરવા લાગ્યો, બીજો પાણી લેવા માટે ગયો અને ત્રીજો ભોજન બનાવવા લાગ્યો; અર્થાત્ તેઓ સર્વ અમારી સેવામાં પ્રવૃત્ત થઈ ગયા. ગદા-ધરસિંહ મ્હારી પાસે બેઠા હતા. તેમણે પોતાના વાટવામાંથી ખડી-ઓ, કલમ, કાગળ વગેરે લેખનસામગ્રી બ્હાર કાઢી કાંઇ લખવા માંડ્યું. મ્હારા દેખતાં પોતાના વાટવામાંથી કેટલાક પત્રો કાઢીને તેમણે વાંચ્યા, તથા બીજા કાગળપર એ પત્રોની નકલ પણ ઉતારી લીધી. એવામાં ભોજન તૈયાર થવાથી અમે જમી લીધું. મ્હારી સમસ્ત રાત્રિ ઉજાગરામાં વીતેલી હોવાથી એકાએક મ્હને નિદ્રા આવી. રાત્રિનો એક પ્રહર વીતી ગયો હશે એ સમયે હું જાગ્રત થઈ. એવામાં ગદા-

ધરસિંહ તૈયાર થયા અને પાછા મ્હારી સાથે ઘોડેસવાર થઈ, પોતાના સેવકોને કેટલીક જરૂરી સૂચના કરી ત્યાંથી આગળ ચાલ્યા. આખી રાત મુસાફરી કર્યા પછી પ્રભાતકાળના અરસ્સામાં અમે લક્ષ્મીદેવીના પિતા બલભદ્રસિંહજીને ત્યાં જઇ પહોંચ્યાં. મ્હારા પિતાજી સાથે તેમની ઘણી મિત્રતા હોવાથી મ્હને ત્યાં પહોંચાડવાનું ગદાધરસિંહને ઉચિત લાગ્યું હતું. અમે જ્યારે બલભદ્રસિંહના મકાનમાં ઉપસ્થિત થયાં ત્યારે તેઓ નિદ્રાવશ હતા; પરંતુ અમારા આગમનના સમાચાર જાણી શય્યાનો ત્યાગ કરી, દ્વારપર આવીને અમને તેઓ સંમાનસહ પોતાના ખાનગી ઓરડામાં લઈ ગયા. સ્નેહાતિશયથી તેમણે મ્હને પોતાના ખોળામાં બેસાડીને મ્હારા મસ્તકપર હાથ ફેરવ્યો, તથા ગદાધરસિંહને સઘળા સમાચાર પૂછ્યા. ગદાધરસિંહે સઘળી સવિસ્તૃત હકીકત જણાવીને કહ્યું, ' આપ ઇન્દિરાને ગુપ્ત રીતે આપના મકાનમાં રાખી તેની બરાબર સંભાળ રાખજો. જ્યાં સૂધી શત્રુઓનો અંત ન આવે ત્યાં સૂધી તેનો પત્તો કોઇને લાગવો જોઇએ નહિ. હવે હું જમાનીઆ જઇને ત્યાંની પરિસ્થિતિ જોઉં છું. ઇન્દિરા આપના આશ્રયમાં સર્વ પ્રકારે સહિસલામત છે એમ ઇન્દ્રદેવની મુલાકાત થતાં જ હું તેમને જણાવીશ.' આવો બંદોબસ્ત કરી પ્રભાતકાળ થતાં પૂર્વે જ ગદાધરસિંહ ત્યાંથી વિદાય થઈ ગયા. બલભદ્રસિંહનાં સુયોગ્ય સહધર્મિણી મ્હારા પર પુત્રીતુલ્ય પ્રેમ રાખતાં હતાં. લક્ષ્મીદેવી પણ મ્હારાપર સહોદરા જેટલો સ્નેહ રાખતાં હતાં. ધીમે ધીમે અમારી ઉભયની વચ્ચે ઘણો ગાઢ સ્નેહ થઇ ગયો. ગદાધરસિંહદ્વારા મ્હારા સમાચાર મળતાં જ પિતાજી બલભદ્રસિંહને ત્યાં મ્હને મળવાને આવ્યા."

આ સમયે ઇન્દ્રજીતે પૂછ્યું:—" મહેલમાંથી તમારાં માતાજી ફરી અદૃશ્ય થવાના સમાચાર એ વખતે જ તેમણે તમને જણાવ્યા હશે, કેમ ? "

ઇન્દિરાઃ—હાજી, એ શોચનીય સમાચાર મ્હારા જાણવામાં આવતાં હું આક્રંદ કરવા લાગી; પરંતુ પિતાજીએ વિવિધ વચનો-દ્વારા મ્હારું સાંત્વન કર્યું. પિતાજી મ્હને ત્યાં જ રાખીને બીજે દિવસે જમાનીઆ તરફ ચાલ્યા ગયા. બલભદ્રસિંહને ત્યાં હું નિશ્ચિંતતાથી રહેવા લાગી. લક્ષ્મીદેવી સાથે મ્હારો ગાઢ સ્નેહસંબંધ થઈ ગયેલો હોવાથી મ્હેં તેમને મ્હારા દાદા તથા તેમણે આપેલી કલમદાન સંબંધીની હકીકત કહી સંભળાવી. કલમદાનના ઉપરના ભાગમાં ત્રણ છબીઓ છે; તેમાંની બે છબીઓ મ્હારાથી અપરિચિત હોવાની અને એક છબી મ્હારી પોતાની જ હોવાની હકીકત મ્હેં તેમને કહી. એ છબી નીચે મ્હારું નામ કોતરવામાં આવ્યું છે એમ પણ મ્હેં તેમને જણાવ્યું. જમાનીઆ જઇને પિતાજીએ શયતાનોમાંના કેટલાકને શોધી કાઢયા. એ વિશેની હકીકત હમણાં જ રાણા ગોપાલસિંહજી કહી ચુક્યા છે.

ગોપાલઃ—ખરું છે. ઇન્દ્રદેવ સિવાય બીજા કોઇથી એ બદમાશોને પકડી શકાત નહિ. એ સમયે તેમણે જે ચાલાકીનો ઉપયોગ કર્યો હતો તે ભાગ્યે જ બીજા બહુરૂપીઓને માલૂમ હશે! એ સમયે જો કમલદાન હાથમાં આવી હોત તો સઘળા બદમાશોને ઘણી સહેલાઇથી પકડી શકાત. નીચ દારોગો, વિજયપાલ અને સ્વરૂપસિંહ એ શયતાનોના સરદારો હોવા છતાં તેમનો ભેદ મળ્યો નહિ અને તેમને સજા કરી શકાઇ નહિ તેનું કારણ આ જ છે. તેમની પ્રપંચજાળને લીધે જ હું પાછો કેદ પકડાયો.

ઈન્દ્રજીતઃ—કદાચ દારોગાને પોતાનો ગુરુ ભાઇ સમજી તેના અપરાધ તરફ ઇન્દ્રદેવે ધ્યાન ન આપ્યું હોય તો તે બનવા જેવું છે.

ગોપાલઃ—બરાબર છે.

આનન્દસિંહે ઇન્દિરાને પૂછ્યું:–" એ કલમદાનનો ભેદ તમે પણ જાણતાં નહોતાં કે ? "

ઇન્દિરા:—ના જી. જો એ ગુપ્ત ભેદ હું જાણતી હોત તો એ ત્રણે દુષ્ટો કેવી રીતે બચી શકત ? મ્હારાં માતાજીએ એ કલમદાન ઉઘાડી હતી, તથા કલમદાનનો ગુપ્ત ભેદ તેઓ જાણતાં હતાં; પરંતુ તેમને કેદ કરવામાં આવેલાં હોવાથી એ ગુપ્ત ભેદનો સ્ફોટ કોણ કરી શકે ?

આનન્દ:—ત્યારે એ કલમદાનનો ગુપ્ત ભેદ તમારા જાણવામાં ક્યારે આવ્યો ?

ઇન્દિરા:—હમણાં થોડા દિવસ ઉપર હું જ્યારે કારાગ્રહમાં મ્હારાં માતાજી પાસે દૈવયોગે આવી ચઢી ત્યારે જ એ ભેદ તેમણે મ્હને જણાવ્યો.

આનન્દ:—પરંતુ કલમદાનનો પત્તો તો ન જ લાગ્યો કેમ ?

ઇન્દિરા:—ના–આજ સુધીમાં એ કલમદાનનું શું થયું છે એ સંબંધી હું કાંઈ જાણતી નથી. એને કોણ લઇ ગયું છે એ સંબંધી હું કાંઇ કહી શકતી નથી; હમણાં રાણા ગોપાલસિંહજીના મુખે માત્ર એટલી હકીકત મ્હારા જાણવામાં આવી છે કે, એ કલમદાન કૃષ્ણ-યક્ષે મહારાણા વીરસિંહજીના દરબારમાં રજૂ કરી હતી.

ગોપાલ:—એ કલમદાનની હકીકત હું જાણું છું. ખરું પૂછો તો સઘળી ધાંધળ અને ઘોટાળો એ કલમદાનને લીધે જ થયો છે. જો એ કલમદાન યથા સમયે મ્હને અથવા ઇન્દ્રદેવને મળી ગઇ હોત તો લક્ષ્મીદેવીની જગ્યાએ સુંદર મ્હારા ઘરમાં આવી શકત નહિ. વળી પિશાચપતિપર પણ આટલો બધો જુલ્મ ગુજરત નહિ. વાસ્ત-વિક રીતે જોવા જતાં એ કલમદાનને ગદાધરસિંહે જ દુષ્ટો પાસેથી

મેળવી હતી. એ ગદાધરસિંહ જ આજે પિશાચપતિના નામથી પ્રસિદ્ધ છે. એમાં કાંઈ શક નથી કે એણે ઇન્દિરાનો જીવ બચાવ્યો; છતાં કલમદાનને છુપાવી એ સંબંધીની હકીકત તેણે કોઇને કહી નહિ. લોભે લક્ષણ જાય એવી સ્થિતિ એ પ્રસંગે પિશાચપતિની હતી. પહેલાં તે ઘણો પ્રામાણિક હતો અને હમણાં પણ તેનું વર્તન પ્રામાણિક છે; પરંતુ વચ્ચે થોડા દિવસ સૂધી એની પ્રામાણિકતામાં ફર્ક પડી ગયો હતો. પોતાની પૂર્વેની અપ્રામાણિકતા માટે હવે તે અત્યંત પશ્ચાત્તાપ કરે છે. તમે ઇન્દિરાની અવશિષ્ટ રહેલી આત્મકથા સાંભળી લ્યો, પછી હું કલમદાનના ભેદનું વર્ણન કરીશ.

હવે ઇન્દ્રજીતે ઇન્દિરાને તેની આત્મકથા આગળ ચાલૂ કરવાને કહ્યું એટલે તે કહેવા લાગી: "ઘણા દિવસ સુધી હું નિશ્ચિંતતાથી પરંતુ ગુપ્ત રીતે બલભદ્રસિંહને ત્યાં રહી. એ સમય દરમ્યાન વચ્ચે વચ્ચે પિતાજી મ્હને મળવા આવી જતા હતા. તેમણે મ્હને બલભદ્રસિંહજીને ત્યાં શા માટે રાખી મૂકી હતી એ વિશે હું કાંઇ કહી શકતી નથી. જ્યારે ઘણા દિવસ પછી લક્ષ્મીદેવીના શુભ લગ્નનો પ્રસંગ આવ્યો તથા બલભદ્રસિંહજી લક્ષ્મીદેવીની સાથે આ તરફ આવ્યા ત્યારે હું પણ તેમની સાથે આવી. મ્હારા આગમનના સમાચાર જ્યારે રાણા ગોપાલસિંહજીના જાણવામાં આવ્યા ત્યારે તેમણે મ્હને પોતાની પાસે બોલાવી મંગાવી. લક્ષ્મીદેવી અન્ય સ્થળે રહેતી હોવાથી તેને છોડી હું રાજમહાલયમાં ચાલી આવી. બસ ત્યારથી જ મ્હારા પિતાજી તથા રાણાજીની માફક હું દારોગા માટે નિશ્ચિંત હતી. એ લગ્ન પ્રસંગે મ્હારા પિતા હાજર નહોતા. એ વિષય માટે મ્હને ઘણું આશ્ચર્ય ઉપજ્યું અને મ્હેં જ્યારે રાણાજીને મ્હારા પિતાની ગેરહાજરીનું કારણ પૂછ્યું ત્યારે તેમણે એવો ઉત્તર આપ્યો કે, 'તેઓ બિમ્માર હોવાથી

આવી શક્યા નથી. જે દિવસે હું રાજમહેલમાં આવી તે દિવસે રાત્રે લક્ષ્મીદેવીનું લગ્ન હતું. લગ્ન થઇ ગયા પછી સ્હવારે મ્હેં જ્યારે લક્ષ્મીદેવીનું મ્હોં જોયું ત્યારે મ્હારું હૃદય ધબકી ઉઠયું; કેમ કે લક્ષ્મીદેવીને બદલે મ્હેં કોઈ બીજી સુંદરીને જ જોઇ ! એ સમયની મ્હારા મનની સ્થિતિનું વર્ણન હું કરી શકું તેમ નથી. ગભરાઈ જઇને હું બ્હાર દોડી, કેમ કે એ વખતે આ ખબર રાણાજી સાહેબને કહી તેમને તેનું કારણ પૂછવાનો મ્હારો વિચાર હતો. રાણાસાહેબ જે વિશ્રામભુવનમાં હતા એ વિશ્રામભુવનનો માર્ગ અંતઃપુરના મહાલયને મળેલો હતો. તેથી અંતઃપુરમાં થઇને જ હું તેમના વિશ્રામભુવનમાં જઈ પહોંચી; પરંતુ ત્યાં રાણાજીને બદલે મ્હેં દારોગાને બેઠેલો જોયો. મ્હારું મ્હોં જોવામાં આવતાં એક વખત તો દારોગાનું મ્હોં સફેદ પુણી જેવું થઇ ગયું; પરતુ તત્કાળ આત્મસંવરણ કરીને તેણે મ્હને પૂછ્યું, 'કેમ ઇન્દિરા ! શું છે ? આટલા દિવસ સૂધી તું ક્યાં હતી ?' એ દુષ્ટ વિશ્વાસઘાતક દારોગા માટે મ્હારા મનમાં એ સમયે કોઈ પણ પ્રકારની શંકા નહોતી. તેથી જ મ્હેં તેને એવો પ્રશ્ન પૂછ્યો કે, 'લક્ષ્મીદેવીને બદલે બીજી કોઇ સુંદરી જોવામાં આવે છે, તેનું શું કારણ છે ?' મ્હારો આ પ્રશ્ન સાંભળી ગભરાઇ જઇને દારોગાએ કહ્યું, 'ના ના—તું ભૂલે છે. લક્ષ્મીદેવીને બદલે બીજી કોઇ સ્ત્રી ત્હારી નજરે પડી હશે. લક્ષ્મીદેવી તો પાસેના જ ઓરડામાં છે. ચાલ હું તને તેમની પાસે લઈ જાઉં !' આપ કહી દારોગો ઝડપથી ઉઠયો તથા મ્હને સાથે લઇને અંદરના રસ્તેથી જ બાગવાળા ઓરડા તરફ મ્હને લઇ જવા લાગ્યો. એ રસ્તે કોઇનો અવર જવર નહોતો. થોડે દૂર ગયા પછી દારોગાએ મ્હારા મ્હોંપર એક કપડું નાખી દીધું. એ કપડામાંથી એક પ્રકારની તીવ્ર ગંધ આવતી હતી. એ ગંધને લીધે બે ત્રણ વખતથી

વધારે વખત હું શ્વાસ લઇ શકી નહિ, તથા હું બેહોશ બની ગઇ. પછી જગતના પડદાપર શું થયું છે અને શું થાય છે તેનું મ્હને બિલ્કુલ જ્ઞાન રહ્યું નહિ ! ”

ગોપાલઃ—ઇન્દિરાની આત્મકથાના સંબંધમાં ગદાધરસિંહ (પિશાપતિ) ની હકીકત ત્રુટક રહે છે; કેમ કે ઇન્દિરા એ વિષયમાં કાંઇ જાણુતી નથી; પરંતુ એ વિષયની હકીકત જાણવામાં આવ્યા સિવાય એની આત્મકથા સર્વાંશે સમજી શકાશે નહિ; તેથી હું પોતેજ ગદાધરસિંહની હકીકત કહેવી ઉચિત ધારું છું.

ઇન્દ્રજીતઃ—હા–હા, જરૂર કહો. કલમદાનની હકીકત સાંભળ્યા સિવાય મ્હારી અધીરતા દૂર થાય તેમ નથી.

ગોપાલઃ—પેલા શયતાનોના મંડળમાં જઈ તેમના પર હુમલો કરી કલમદાન લઇ જનાર ગદાધરસિંહ જ હતો. તેણે કલમદાન મેળવી તેને ખોલી નાખીને તેમાંના કાગળ પત્રો બરાબર વાંચી લીધા. એ કલમદાનમાં એક વસીઅતનામું હતું. એ વસીઅતનામું દામોદરસિંહે ઇન્દિરાના નામપર લખ્યુ હતું, તથા તેમાં તેમણે પોતાની સકળ સંપત્તિની ઉત્તરાધિકારિણી ઇન્દિરાને બનાવી હતી. એ વસીઅતનામા સિવાયના બીજા પત્રો પેલા શયતાનોના ગુપ્ત મંડળ સંબંધી હતા. એ પત્રો વાંચતાં એમ માલૂમ પડી આવ્યું કે, દામોદરસિંહજી એ સભાના મંત્રી હતા. એ મંડળ સારાં કાર્યો કરવા માટે જ સ્થપાયું છે એવી તેમની માન્યતા હતી. જે માણસોપર ગુન્હો સાબિત થવા છતાં તેમને પ્રાણદંડ નહિ કરતાં પોતાના રાજ્યમાંથી મ્હારા પિતાજી કાઢી મૂકતા હતા એ માણસોને પ્રાણદંડની શિક્ષા થાય એવી જ દામોદરસિંહજીની આંતરિક ઇચ્છા હતી. થોડા કાળ પછી એ સભામાં અપ્રામાણિકતાનો આરંભ થયો. મંડળના સભાસદો મંડળના નામે લોકો પાસેથી પૈસા કઢાવવા લાગ્યા. એથી આ મંડળ માટે દામોદરસિંહના

મનમાં તિરસ્કારભાવ ઉત્પન્ન થયો; પરંતુ મંડળના નિયમાનુસાર તે એ મંડળનો ત્યાગ કરી શકવાને લાચાર હતા; કેમ કે તેનો ત્યાગ કરવામાં તેમનો જીવ જવાનો સંપૂર્ણ સંભવ હતો. એક દિવસે મ્હોટા મહારાણાજીને મારી નાખવાની દરખાસ્ત દુષ્ટ દારોગાએ મંડળમાં મૂકી ત્યારે એ દરખાસ્ત સ્હામે દામોદરસિંહે મજબૂત વાંધો ઉઠાવ્યો; પરંતુ દારોગાનું એ મંડળમાં ઘણું માન હોવાથી સઘળા સભાસદોએ તેની દરખાસ્ત મંજૂર કરી તથા મ્હોટા મહારાણાજીનું ખૂન કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. આમ કરવામાં દારોગા તથા રઘુવીરસિંહનો લાભ સમાયેલો હતો; કેમ કે લક્ષ્મીદેવીને બદલે સ્વરૂપસિંહની પુત્ર સુંદરને મ્હારી સાથે પરણાવવાનો તેમનો વિચાર હતો, તથા મ્હારા પિતાજીની હયાતીમાં તેમનો એ વિચાર પાર પડે તેમ નહોતો. પછી દામોદરસિંહે પોતાના જીવની ચિંતા નહિ રાખતાં એ ગુપ્ત મંડળ સાથે સંબંધ ધરાવતા કેટલાક પત્રો, એ મંડળના સભાસદોનાં નામની યાદી તથા પોતાનું વસીઅતનામું વગેરે સર્વ કલમદાનમાં મૂકી એ કલમદાન તેમણે પોતાની પુત્રીને સોંપી દીધી. એ સઘળા કાગળપત્રો વાંચવામાં આવતાં એ મંડળના સભાસદોનાં નામ તથા તેમણે જેમનાં ખૂન કર્યાં હતાં તેમની સઘળી હકીકત ગદાધરસિંહના જાણવામાં આવી. આ સમયે લોભની લાલચથી તેની બુદ્ધિ બદલાઇ ગઇ. કલમદાનમાંના સઘળા કાગળપત્રોની નકલો ઉતારી લઇ અસલ કાગળો સાથે તે એ કલમદાનને કોઇ સ્થળે છુપાવી આવ્યો. પછીથ દારોગાને એકાન્તમાં મળીને તેણે કહ્યું કે, 'તમારા મંડળનો ગુપ્તભે હવે અલ્પકાળમાં જ પ્રકટ થઇ જશે તથા તમારા જીવ ઉપર પણ જોખમ આવી પડશે. દામોદરસિંહવાળી કલમદાન હું જ તમારા મંડળ માંથી ઉપાડી લાવ્યો છું, તથા તેમાંના સઘળા કાગળપત્રો વાંચ

તમારાં કાર્યોનો ઇતિહાસ હું જાણી શક્યો છું. હું એ કલમદાન તમારા રાણાજી પાસે હાજર કરીશ કે તરત જ તમારા સર્વના જીવનનો અંત આવી જશે. જો મ્હારાં આ વચનોપર તમને વિશ્વાસ ન બેસતો હોય તમારી ખાત્રી કરી આપવા માટે એ કલમદાનમાંના કેટલાક કાગળોની નકલો હું ઉતારી લાવ્યો છું !' આમ કહીને તેણે એ કાગળો દારોગાને બતાવ્યા. એ કાગળો જોવામાં આવતાં દારોગો અત્યંત ભયભીત બની ગયો. તેણે પોતાના મન સાથે ગદાધરસિંહનો જીવ લેવાનો નિશ્ચય કર્યો; પરંતુ ગદાધરસિંહ ક્યાં તેનાથી કાચો હતો ! કે પ્રથમથી જ સર્વ પ્રકારે સાવધાન થઇને દારોગા પાસે ગયો હતો. એથી તેને રાજી કર્યા સિવાય આત્મરક્ષણનો અન્ય ઉપાય નથી એમ વિચારી દારોગાએ તેને સમજાવવા માંડ્યો. કેટલીક આનાકાની થયા પછી પચીસહજાર સોનામહોરો લઈ એ કલમદાન દારોગાને આપવા ગદાધરસિંહ કબૂલ થયો. આવી રીતે દારોગાને ભિક્ષુક બનાવ્યા પછી ગદાધરસિંહ અથવા પિશાચપતિએ બીજા સભાસદો પાસેથી પણ કેટલીક રકમ કઢાવી, અને તેણે પેલી કલમદાન દારોગાને સ્વાધીન કરી; પરંતુ એ પ્રસંગે એવા કોઇ પણ કાર્યમાં ભાગ નહિ લેવાનું તેમ જ ઇન્દ્રદેવ, સરયુ, ઇન્દિરા અને મ્હને કોઇ પણ પ્રકારનું નુકસાન નહિ પહોંચાડવાનું તેણે તેની પાસેથી લખાવી લીધું. પછી તે દારોગાની રજા લઇ પોતાને ઘેર જવા નીકળ્યો; પરંતુ ઘેર નહિ જતાં વેશ બદલીને તે જમાનીઆમાં જ ફરવા લાગ્યો. રઘુવીરસિંહ બલભદ્રસિંહ સાથે દગો રમનાર છે એવું તે જાણતો હોવાથી તે તેની તપાસ રાખવા લાગ્યો. ફકીરના વેશમાં તે હમ્મેશાં રઘુવીરસિંહને ઘેર જઈ તેના નોકરો સાથે આડીઅવળી વાતો કરી ત્યાં પોતાનો વખત વીતાડવા લાગ્યો. છેવટે તેને એમ માલૂમ પડ્યું કે, રઘુવીરસિંહ હજી

સૂધી સ્વરૂપસિંહ સાથે પત્રવ્યવહાર ચલાવે છે, તથા એ પત્રો લઈ જવા લાવવાનું કામ તેનો એક વિશ્વાસુ અનુચર વેણીસિંહ કરે છે. આ પ્રકાર જાણવામાં આવતાં એક વખતે જ્યારે વેણીસિંહ સ્વરૂપસિંહ તરફ જતો હતો ત્યારે ગદાધરસિંહ તેની પાછળ ગયો તથા સુયોગ મળતાં તેણે તેને કેદ કરવાનો વિચાર કર્યો; પરંતુ એ પ્રકાર વેણીસિંહના જાણવામાં આવવાથી બન્ને વચ્ચે લઢાઇ થઇ તથા એ લઢાઈના પરિણામે ગદાધરસિંહના હાથે વેણીસિંહ માર્યો ગયો. વેણીસિંહના મૃતદેહને એક ખાઇમાં ફેંકી દઈ ગદાધરસિંહ તેનો વેશ ધારણ કરી રઘુવીરસિંહને ત્યાં રહેવા લાગ્યો. એ સમય દરમ્યાન રઘુવીરસિંહ અને સ્વરૂપસિંહ વચ્ચે જતા આવતા પત્રો છુપી રીતે વાંચી જોતાં તેમનું બન્નેનું કપટતંત્ર તેના જાણવામાં આવી ગયું. પછી થોડા દિવસ વીત્યા એટલે રઘુવીરસિંહ પાસે તે પ્રકટ થયો જેથી તેણે પણ તેને મ્હોં માગ્યા પૈસા આપીને પોતાનો જીવ બચાવ્યો. એ હકીકત ઘણી લાંબી હોઈ તથા તે સઘળી હું જાણતો નથી તેથી પિશાચપતિની મુલાકાત થતાં તેના મુખે જ આપણે તેની હકીકત સાંભળીશું; પરંતુ સંક્ષેપમાં કહેવાનું એટલું જ છે કે, એ કલમદાનની મદદથી પિશાચપતિએ પુષ્કળ દ્રવ્ય મેળવ્યું; કિન્તુ તે સાથે તેના શત્રુઓની સંખ્યામાં પણ ઘણો વધારો થયો. પોતાના દુષ્કર્મનું ફળ ભોગવતો હમણાં આપણે તેને જોઇએ છીએ. તેણે કેટલાંક સત્કાર્યો કરેલાં હોવા છતાં હજી સૂધી તેનો જીવ જોખમમાં જ છે. તે જ્યારે ખરા બલભદ્રસિંહને શોધી કાઢશે ત્યારે બીજી પણ કેટલીક આશ્ચર્યજનક હકીકત આપણા જાણવામાં આવશે.

ઈન્દ્રજીતઃ—પરંતુ આ સઘળી હકીકત ક્યાંથી કેવી રીતે આપના જાણવામાં આવી ?

ગોપાલઃ—તમે મ્હને કારાગૃહમાંથી મુક્ત કર્યો ત્યાર પછી થોડા દિવસના અંતરે આ હકીકત મ્હારા જાણવામાં આવી છે. કેવી રીતે તે જાણવામાં આવી છે એ કહેવાનો હમણાં અવકાશ નથી. પ્રથમ તમે ઇન્દિરાની અવશિષ્ટ રહેલી આત્મકથા સાંભળી લ્યો. એમાં જો તમને કોઇ પણ પ્રકારની શંકા ઉપજશે તો તે દૂર કરીશ.

હવે ઇન્દિરા પાછી પોતાની આત્મકથા કહેવા લાગીઃ-"જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે એમ માલૂમ પડયું કે, મ્હને એક મ્હોટા ઓરડામાં કેદ કરવામાં આવી છે. મ્હારા હાથ પગ બાંધેલા નહોતા. એ ઓરડો વિશાળ તથા સ્વચ્છ હતો. તેની બે તરફની દિવાલ પાટીઆંથી અને બે તરફની ઇંટથી બનેલી હતી. પાકી દિવાલમાં એક તરફ બે બારણાં હતાં. બીજી પાકી દિવાલમાં ત્રણ ન્હાની બારીઓ હતી. એ બારીઓ ઉંચે આવેલી હોઈ ત્યાં સૂધી મ્હારો હાથ પહોંચી શકતો નહોતો. બીજી બે તરફની પાટીઆંની દિવાલપર વિવિધ પ્રકારની મનોહર તસ્વીરો ચીતરેલી હતી. માથાપરની છતમાં બે અજવાળીઆં હતાં જેમાંથી ભગવાન્ સૂર્યનારાયણનો પ્રખર પ્રકાશ ઓરડામાં આવતો હતો. ભીંતમાંનાં બે બારણાંઓમાંનું એક ખુલ્લું હતું. શુદ્ધિમાં આવતાં હું કોઇના ખોળામાં સૂઇ રહેલી છું એમ મ્હને જણાયું; જેથી એકદમ ગભરાઈ જઇને હું બેઠી થઇ. જેના ખોળામાં મ્હારું મસ્તક હતું તે મ્હારા મોસાળમાંની જ એક દાસી હતી. એ દાસીની સંભાળમાં હું ઉછરીને મ્હોટી થયેલી હોવાથી તેનો મ્હારાપર ઘણો પ્રેમ હતો. માતાપિતાથી છૂટી પડેલી હોવા છતાં કારાગ્રહમાં એ દાસીનું દર્શન થતાં હું સહજ સ્વસ્થ થઇ. એ દાસી મ્હારી પાસે કેવી રીતે આવી પહોંચી એવો મ્હેં જ્યારે તેને પ્રશ્ન પૂછયો ત્યારે તેણે કહ્યું કે,—' દુષ્ટ દારોગો બેહોશ બનાવી મ્હને ત્હારી પાસે

લઈ આવ્યો છે.' તેના આ ઉત્તર સાંભળી દારોગાએ મ્હને કેવી રીતે ફસાવી હતી તેની હકીકત મ્હેં તેને કહી સંભળાવી. પછી તેણે કહ્યું,—'હું કામ માટે બજારમાં જતી હતી એવામાં દારોગાના નોકરે મ્હારી પાસે આવીને એમ કહ્યું કે, ઇન્દિરા દારોગાને ત્યાં આવેલાં હોઈ અમુક જરૂરી કારણને લીધે તેઓ હમણાં ને હમણાં જ તમને મળવાને ઇચ્છે છે.' તેના આ શબ્દોપર વિશ્વાસ મૂકી હું દારોગાને ઘેર ગઈ એટલે એ બદમાશે બળાત્કારે મ્હને એક પ્રકારની દવા સુંઘાડીને બેહોશ બનાવી દીધી. કેટલા સમય સુધી હું બેહોશ રહી હતી એ વિશે મ્હને કાંઇ ખબર નથી. અહીં આવ્યા પછી જ હું શુદ્ધિમાં આવી. એ સમયે દારોગો હાથમાં નાગી તલ્વાર લઇને મ્હારી સ્હામે ઉભો રહ્યો હતો. તું એકલી કારાગૃહમાં રહી ન શકે એટલા માટે ત્હારી પાસે રાખવા માટે તે મ્હને અત્રે કેદ કરી લાવ્યો છે. તેણે ત્હારી સંભાળ રાખવાની મ્હને આજ્ઞા કરી છે. બ્હેન! પેલા ખુણામાં ભોજન વગેરે રાખવામાં આવ્યું છે.' જમાનીઆમાં આવ્યા છતાં હું મ્હારી દાદીને મળી શકી નહોતી તેથી મ્હને ઘણો ખેદ થતો હતો. દાસીને મ્હેં જ્યારે એમની ખબર પૂછી ત્યારે તેણે કહ્યું, 'દાદીજી વિશે હું તમને શું કહું? તેઓ નામનાં જ જીવે છે. હવે તેઓ બચે એમ લાગતું નથી.' આ શબ્દો સાંભળી હું ઘણી શોકાતુર બની ગઈ. મ્હેં ઘણા સમય સુધી આક્રંદ કર્યું. દાસીએ મ્હને અનેક પ્રકારે સમજાવતાં કહ્યું, 'બ્હેન! આવી રીતે કલ્પાંત ન કર. ઇશ્વરેચ્છા હશે તો આ કારાગૃહમાંથી સત્વર આપણો છુટકારો થશે. તને કેદ કરી રાખીને દારોગો પોતાનું કોઈ કાર્ય પાર ઉતારવાની ઇચ્છા રાખતો હોય એમ લાગે છે. જો એમ ન હોત તો તે તને મારી નાખત તથા ત્હારી સંભાળ રાખવા માટે મ્હને અત્રે લઈ આવત

નહિ, અસ્તુ. આપણાથી બની શકે ત્યાં સૂધી આપણે તેનું કામ પૂર્ણ થવા દેવું જોઇએ નહિ. હવે જો એ કદાચ અત્રે આવીને તને કાંઈ પૂછે તો તું તેને કાંઇ ઉત્તર આપીશ નહિ. હું જ તેના પ્રશ્નોના તેને યોગ્ય ઉત્તરો આપીશ. હવે તું થોડું ખાઇને સ્વસ્થ થા, પછી જે થશે તે જોઇ લેવાશે.' આવી રીતે એ દાસીએ મ્હને સમજાવી એટલે હું ખાવાને તૈયાર થઇ. સઘળી ખાદ્ય તથા પેય સામગ્રી એ સ્થળે એક ખુણામાં પડી રહેલી હતી. મ્હેં તથા દાસીએ ખાઇ લીધું. પછી એ દાસીના પૂછવાથી મ્હેં તેને મ્હારી સઘળી હકીકત—આરંભથી તે અંત સૂધી–કહી સંભળાવી. એવામાં સંધ્યાનો સમય થયો. હું પ્રથમ કહી ચુકી છું કે, એ ઓરડાની છતમાં જાળીઉં હોઈ તેમાંથી ઓરડામાં પ્રકાશ આવતો હતો. એ જાળીઉં હોવાથી જ સંધ્યાનો સમય થયાની અમને ખબર પડી. થોડા વખત પછી દ્વાર ઉઘાડીને બે માણસો અમારી પાસે આવ્યા. તેઓમાંના એક જણે દીપક સળગાવ્યો અને બીજો પોતાના હાથમાં જે તાજો ખોરાક લઇ આવ્યો હતો તે તેણે યથાસ્થળે રાખ્યો. વાસી ખોરાક તેણે લઇ લીધો. ત્યાર પછી એ બન્ને માણસો ચાલ્યા ગયા. તેમના વિદાય થઈ ગયા પછી મ્હારી અને દાસીની વાતચિત ચાલવા લાગી. બે કલાક સૂધી વાતચિત કર્યા પછી હું નિદ્રાધીન થઇ ગઇ.

ઇન્દ્રજીતસિંહે આ પ્રસંગે ગોપાલસિંહને પૂછ્યું:—" વડિલ ભ્રાતા ! આ સ્થળે મ્હારા મનમાં એક પ્રકારનો સંદેહ રહે છે."

ગોપાલ:—શાનો સંદેહ ?

ઇન્દ્રજીત:—ઇન્દિરા લક્ષ્મીદેવીને પિછાનતી હતી તેથી દારોગાએ કેદ કરી લીધી; પરંતુ તેણે ઇન્દ્રદેવનો શો બંદોબસ્ત કર્યો ? ઇન્દ્રદેવ પછાનતા હતા !

ગોપાલઃ—ભાઇ ! વિવાહ પ્રસંગે ઇન્દ્રદેવ હાજર નહોતા, તથા એ પ્રસંગ પછી પણ લક્ષ્મીદેવીને જોવાનો વખત તેમને મળ્યો નહિ. બનાવટી લક્ષ્મીદેવીને દારોગાએ એવું સમજાવી દીધેલું હોવું જોઇએ કે, તેણે ઇન્દ્રદેવને મળવું નહિ. ઘણાં વર્ષ સૂધી સુંદરે ઇન્દ્રદેવથી પોતાને બચાવી અર્થાત્ પોતાની જાત છુપાવી રાખી. બીજી તરફથી ઇન્દ્રદેવ પોતાનાં પત્ની અને પુત્રીના શોકથી એટલા બધા શોકાતુર બની ગયા હતા કે, તેઓ ઘરની બ્હાર જ નીકળતા નહોતા. ઇચ્છા થઈ આવતી ત્યારે હું પોતે જ તેમને ઘેર જઈ તેમની મુલાકાત કરી આવતો હતો. કેટલાંક વર્ષ વીત્યા પછી જ્યારે હું કેદ પકડાયો તથા સર્વેએ એમ ધાર્યું કે, મ્હારું મૃત્યુ નીપજ્યું છે ત્યારે તપાસ કરતાં ઇન્દ્રદેવને લક્ષ્મીદેવીનો પત્તો મળ્યો, તથા લક્ષ્મીદેવીને કેદમાંથી છોડાવીને તેમણે પોતાની પાસે રાખી. મ્હારા મૃત્યુની અફવા ઇન્દ્રદેવે પણ ખરી માની હતી તેથી સુંદર માટે વિશેષ બખેડો કરવાની જરૂર તેમણે ધારી નહિ. દુશ્મનો સાથે બદલો લેવાને તેમણે લક્ષ્મીદેવીને તૈયાર કરી. કેદમાંથી છુટયા પછી હું પોતે ગુપ્ત રીતે ઇન્દ્રદેવને મળવા ગયો હતો અને એ પ્રસંગે લક્ષ્મીદેવીની હકીકત તેમણે મ્હને કહી હતી.

ઇન્દ્રજીતઃ—ઇન્દ્રદેવે લક્ષ્મીદેવીને કેવી રીતે કેદમાંથી છોડાવ્યાં તથા તેમણે શું કર્યું એ વિશે હજી કાંઈ માલૂમ પડયું નથી.

રાણા ગોપાલસિંહે લક્ષ્મીદેવીની સઘળી હકીકત ઇન્દ્રજીત તથા આનન્દસિંહને કહી સંભળાવી. એ હકીકત અમે લખી ચુકયા છીએ તેથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની જરૂર રહેતી નથી. ગોપાલસિંહ લક્ષ્મીદેવીની હકીકત કહી રહ્યો એટલે ઇન્દિરા પોતાની આત્મકથા કહેવા લાગીઃ—" એ રાત્રે હું અને પેલી દાસી એક બીજાંની સાથે સૂઇ રહ્યાં હતાં. એવામાં કોઇએ પોતાના માથાપરથી

જમીનપર ભારે ગાંસડી ફેંકી હોય અને જેવો અવાજ થાય એવો અવાજ થવાથી દાસી જાગી ઉઠી તથા તે આસપાસ જોવા લાગી. પ્રથમ હું કહી ચુકી છું કે એ ઓરડામાં બે બારણાં હતાં. એ બન્ને બારણાંઓમાંનું એક તો લોકોની આવજા માટે હતું, તથા તે બ્હારથી બંધ રહેતું હતું; પરંતુ બીજું બારણું ખુલ્લું હતું. એ બારણામાંથી ક્યાં જવાય છે તેની મ્હને માહિતી નહોતી; પરંતુ એ દાસી ત્યાં જઇ આવી હતી તથા તેણે મ્હને એમ કહ્યું હતું કે, એ બારણાની પેલી બાજૂએ ત્રણ ઓરડીઓ આવેલી હોઈ તેમાંની એકનો પાયખાના તરીકે ઉપયોગ થતો હતો, અને બીજી બે ઓરડીઓ ખાલી પડી રહેલી હતી. ઉપર્યુક્ત અવાજ સાંભળવામાં આવતાં દાસીના અંતરમાં એવો સંશય ઉપજ્યો કે, કદાચ એ ઓરડીમાંથી અવાજ થયો હશે તથા દારોગાનો કોઇ માણસ અહીં આવીને એ ઓરડીમાં ગયો હશે. થોડા સમય સૂધી તે કોઇના પાછા ફરવાની રાહ જોઇને બેસી રહી અને ત્યાર પછી તે ઉઠી ઉભી થઈ. એ દાસી એક અબળા હોવા છતાં તેનું હૃદય ઘણું મજબૂત તેમ જ સાહસિક હતું તે મૃત્યુનો ભય પણ રાખતી નહોતી. તેણે દીપકને પોતાના હાથમાં લીધો, તથા તે પેલી ઓરડી તરફ ગઇ. ઓરડીમાં પગ મૂકતાંની સાથે જ તેની નજર એક ગાંસડીપર પડી. આસપાસ દૃષ્ટિ ફેરવતાં એક પણ મનુષ્ય તેની નજરે પડ્યું નહિ. તેણે બીજી તથા ત્રીજી ઓરડીમાં તપાસ કરી; પરંતુ એ સ્થળે કોઈ નહોતું. પછી તેણે દીપકને એક બાજૂએ ગોઠવી દઇ ઉપરોક્ત ગાંસડીને છોડી એવામાં મ્હારી આંખો પણ ઉઘડી ગઈ તથા ઓરડામાં અત્યંત અંધકારનો વિસ્તાર થયેલો જોઇને હું ભયભીત બની ગઇ. મ્હેં હાથ હલાવી દાસીને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ તે ત્યાં નહોતી તેથી હું ગભ-

રાટથી બેઠી થઈ ગઇ. એટલામાં એકાએક જે ઓરડીમાં દાસી હતી એ ઓરડી તરફ મ્હારી નજર ગઈ. ત્યા દીપક સળગતો જોવામાં આવતાં હું દાસીને તેના નામથી હાંકો મારવા લાગી. મ્હારી હાંક સાંભળતાં તે ગાંસડી તથા દીપક લઇને આવી પહોંચી તથા કહ્યું:' લે બ્હેન ! હું તને ખુશખબર સંભળાવું છું.' મ્હેં પ્રસન્નતાપૂર્વક પૂછ્યું: 'શાની ખુશખબર ?' આ પ્રશ્નના ઉત્તરમાં 'જો જોઇએ કે, આ ગાંસડીમાં શું છે ?' એમ કહીને તેણે ગાંસડી મ્હારી પાસે મૂકી. અંત્યંત અધીરતાથી મ્હેં એ ગાંસડી છોડી. એમાં મ્હારાં મમતામયી માતાજીનાં વસ્ત્રો જોવામાં આવતાં હું રડી પડી. એ ગાંસડીમાંનાં વસ્ત્રો પહેરીને જ મ્હારાં માતાજી ઘેરથી નીકળ્યાં હતાં. પછીથી એ બહુરૂપીઓએ અમને બન્નેને કેદ કર્યાં હતાં. કારાગૃહમાં માતાજી જ્યારે મ્હારી પાસે હતાં ત્યારે પણ તેમના શરીરપર એજ વસ્ત્રો હતાં. એ વસ્ત્રોપર લોહીના છાંટા પડેલા હતા. એ લોહીના છાંટા જોવામાં આવ્યાથી હું રડી પડી. આ વખતે દાસીએ કહ્યું, 'બ્હેન ! તું રડે છે શા માટે ? તું આ વસ્ત્રો નહિ જોતાં, એમાં ત્હારાં માતાજીએ જે પત્ર લખી રાખ્યો છે તે વાંચી જો. મ્હેં આ વસ્ત્રોની બરાબર તપાસ કરી છે અને તેથી એ પત્ર મ્હારા જોવામાં આવ્યો છે.' આમ કહી દાસીએ એ વસ્ત્રોમાંથી એક પત્ર બહાર કાઢી મ્હારા હાથમાં મૂક્યો. એ પત્રને તેણે પ્રથમથી જ વાંચેલો હતો. તે ભણેલી ગણેલી હતી. મ્હને સારી રીતે લખતાં વાંચતાં આવડતું નહિ હોવાથી મ્હેં એ પત્ર તેને વાંચવા માટે આપ્યો. મ્હારાં માતાજી મ્હને લેખન વાંચનનો અભ્યાસ પૂર્વે કરાવતાં હોવાથી તેમના અક્ષરોને હું ઓળખી શકી. મ્હારી ઇચ્છાનુ-નુસાર દાસીએ માતાજીનો એ પત્ર મ્હને વાંચી સંભળાવ્યો. એમાં એવું લખેલું હતું કે:—

"પ્રાણાધિક પુત્રી ઇન્દિરા! મ્હારો ત્હારાપર જેટલો પ્રેમ હતો તેટલો જ ત્હારો મ્હારાપર પ્રેમ હતો; પરંતુ અફસોસ! વિધાતાએ આપણને બન્નેને વિયોગી કર્યાં છે. જો કે મ્હારી માફક તું પણ દુઃખ ભોગવે છે; છતાં ત્હારી ઇચ્છા હશે તો હું કેદમાંથી છુટી શકીશ અને તે સાથે તું પણ કારાગૃહમાંથી બ્હાર નીકળી મ્હને મળી શકીશ. હવે મ્હારો તથા ત્હારો કારાગૃહમાંથી છુટકારો થવો એ કેવળ ત્હારા જ હાથમાં છે; તાત્પર્ય એ કે, દારોગા સાહેબ તને જેમ કહે તેમ તું વર્તીશ તો આપણે બન્ને મુક્ત થઈ શકીશું. જો તું તેમ નહિ કરે તો મ્હારો તેમ જ ત્હારો જીવ જશે."

લિ૦ ત્હારી સ્નેહમયી માતા.

સરયુ.

## પ્રકરણ ૭ મું.

### દુશ્મનોની નિરાશા.

હવે અમે શ્યામગઢના કિલ્લામાં આવેલા ભોંયરામાં શત્રુઓથી ઘેરાઇ ગયેલા મહારાણા વીરસિંહ વગેરેની હકીકત લખીએ છીએ. જે સમયે રાણા વીરસિંહ, જ્યોતિસિંહ વગેરેએ ભોંયરાના ઉપરના ભાગમાંથી એવો અવાજ સાંભળ્યો કે, "સાવધાન! હોશિયાર! જુઓ આ ચાણ્ડાલો બીચારી માયાસુંદરીને પકડીને લઈ જાય છે." ત્યારે સર્વેનો જીવ અસ્થિર બની ગયો. રાણો વીરસિંહ, જ્યોતિસિંહ, ઇન્દ્રદેવ, લક્ષ્મણસિંહ વગેરે ગભરાઇ જઇને ચોતરફ જોવા લાગ્યા તથા હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

પદ્માવતી પોતાના હાથમાં તિલિસ્મી ખંજર લઇને કેદખાના-વાળા દ્વારની વચ્ચે ઉભી રહી હતી. તેણે ઇન્દ્રદેવને કહ્યું કે, "જે ઓરડીમાં માયાસુંદરીને રાખ્યાં હતાં એ ઓરડીમાં મ્હને પહોંચાડી દ્યો. એટલે પછી યુક્તિ પ્રયુક્તિથી હું તેમને છોડાવીશ."

ઇન્દ્રદેવઃ—બરાબર છે, તું એ ઓરડીમાં જઇને માયાસુંદરીને મદદ કરી શકીશ; પરંતુ કોઇ બહુરૂપીને તું ત્હારી સાથે લઇ જા.

લક્ષ્મણઃ—મ્હને જ એમની સાથે જવા દ્યો.

ઇન્દ્રદેવઃ—મહારાણાજી આજ્ઞા આપતા હોય તો આપ જાઓ.

લક્ષ્મણસિંહને પદ્માવતી સાથે જવાની વીરસિંહે આજ્ઞા આપી, એટલે જ્યોતિસિંહે કહ્યું:-" ના ના–પદ્માવતીની સાથે હું જ જઇશ; કેમ કે રાણા ગોપાલસિંહજીએ આપેલું તિલિસ્મી ખંજર મ્હારી પાસે છે."

ઇન્દ્રદેવઃ—આપને એ તિલિસ્મી ખંજર રાણા ગોપાલસિંહજીએ ક્યારે આપ્યું ?

જ્યોતિઃ—જ્યારે પદ્માવતીની સહાયતાથી મ્હેં તેમને માયા-વિનીની કેદમાંથી છોડાવ્યા હતા ત્યારે તેમણે એ તિલિસ્મી બાગના ચોથા ભાગમાંથી એક તિલિસ્મી ખંજર બ્હાર કાઢીને મ્હને આપ્યું હતું. એ ખંજરને ઘણી જ સંભાળથી હું મ્હારી પાસે રાખું છું. પદ્માવતી સાથે લક્ષ્મણસિંહના જવાથી કાંઇ લાભ નથી; કેમ કે જ્યારે પદ્માવતી તિલિસ્મી ખંજરનો ઉપયોગ કરશે ત્યારે તેના પ્રખર પ્રકાશથી બીજા લોકોની માફક લક્ષ્મણસિંહની આંખો પણ બંધ થઇ જશે............

જ્યોતિસિંહનું બોલવું પૂર્ણ થાય તે પહેલાં જ ઇન્દ્રદેવ બોલી

ઉઠયોઃ-"બરાબર છે. ત્યારે તો હવે આપ જ પદ્માવતીની સાથે જાઓ-વિલંબ ન કરો."

આમ કહી ઘણી સ્ફુર્તિથી ઈન્દ્રદેવ કારાગૃહની અંદર ચાલ્યો ગયો, તથા જે ઓરડીમાં માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, અલકકિશોરી અને નારંગીને રાખવામાં આવી હતી એ ઓરડીને પહેલાં જેવી રીતે ઉઘાડવામાં આવી હતી તેવી જ રીતે ઉઘાડી. ઓરડીનું દ્વાર ઉઘડતાં જ જ્યોતિસિંહની સાથે પદ્માવતીએ એમાં પ્રવેશ કર્યો તથા ત્યાં બંસરીબાલા, લક્ષ્મીદેવી, અલકકિશોરી તથા નારંગી તેમની નજરે પડી; પરંતુ માયાસુંદરીનો પત્તો ન લાગ્યો. પદ્માવતીએ ઓરડીમાંની સુંદરીઓને બ્હાર નીકળી વીરસિંહ પાસે જવાને કહ્યું તથા તે પોતે અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઈ. ઇન્દ્રદેવે સાંકળ છોડી દીધી એટલે ઓરડીનું દ્વાર બંધ થઇ ગયું. પછી પદ્માવતીએ પોતાના તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને ચોતરફ દૃષ્ટિ ફેરવી તો પાસેની દિવાલમાં એક ન્હાનું ખુલ્લું દ્વાર તેના જોવામાં આવ્યું. ત્યાંથી ઉપર ચઢવાનાં પગથીઆં હતાં. બન્ને જણાં એ દ્વારમાં થઇ પગથીઆં ચઢી છતપર ગયાં એટલે જ્યોતિસિંહ સમજી શક્યો કે, એ સ્થળેથી જ પેલા ગેબી મદદગારનાં સાવધાનતાસૂચક વચનો સાંભળવામાં આવ્યાં હતાં.

ઉપરની છતનો ભાગ ઘણો લાંબો તથા પહોળો હોઇ ત્યાં કેટલાક ઓરડાઓ અને ચૉક આવેલા હતા. એ ઓરડામાંથી આવવા જવાના કેટલાક રસ્તાઓ પણ હતા. એ ઠેકાણે જ્યોતિસિંહ અને પદ્માવતીએ ઘણી લાશો પડી રહેલી જોઈ. એ લાશોમાંથી માત્ર એચારમાં જ દમ હોય એમ લાગતું હતું. ત્યાં આગળની જમીન લોહીથી ભીંજાઈ ગઈ હતી. એ સ્થળેથી જતાં જનાર માણસના પગ લોહીથી ભીંજાઇ લાશો ઉપર પડે એવી એ સ્થાનની સ્થિતિ હતી. પદ્માવતી

અને જ્યોતિસિંહ ત્યાંથી એક ચૉકમાં ગયાં. ત્યાંથી બીજી તરફ જવાનું એક દ્વાર ઉઘાડું હતું. એ દ્વાર ઓળંગી બીજી તરફ જતાં પદ્માવતી તથા જ્યોતિસિંહની નજર કૃષ્ણપક્ષ ઉપર પડી. કૃષ્ણપક્ષને આ સમયે ચોતરફથી દુશ્મનોએ ઘેરી લીધેલો હોવા છતાં તે પોતાની તલ્વારને ચપળતા અને સાવધાનતાથી ફેરવી દુશ્મનોનો સંહાર કરતો હતો. જો કે તેણે પોતાના શરીરપર પોલાદની જાળનો તિલિસ્મી પોષાક પહેર્યો હતો અને તેને લીધે દુશ્મનોની તલ્વારો તેના શરીરને ઈજા કરી શકતી નહોતી; પરંતુ તલ્વાર ફેરવી ફેરવીને એનો હાથ થાકી ગયેલો હતો. થોડા સમયમાં જ તે તલ્વાર ફેરવવાને અશક્ત બની જશે એવો સ્પષ્ટ ભાસ થતો હતો. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં તેને હરાવવાની આશા દુશ્મનોને નહોતી તથા તેઓ તેની સાથે મુકાબલો કરતાં ડરતા હતા. જે સમયે પદ્માવતી અને જ્યોતિસિંહ તિલિસ્મી ખંજરને ચમકાવતાં ત્યાં જઈ પહોંચ્યાં એ સમયે શત્રુઓનો જીવ નિરાશ થઈ ગયો તથા તેઓ પોતાની તલ્વારોને જમીનપર મૂકી દઈ, બન્ને હાથ ઉંચા કરી 'શરણ—શરણાગત' વગેરે શબ્દો પોકારવા લાગ્યા.

જો શત્રુઓને અહીંથી પલાયન કરી જવાના માર્ગની માહિતી હોત તથા તેઓ નાશી જઇને પોતાનો જીવ બચાવી શકે તેમ હોત તો તેઓ કૃષ્ણપક્ષ સાથે કદાપી યુદ્ધ કરત નહિ. જ્યારે તેમને એમ લાગ્યું કે, રસ્તાની માહિતી નહિ હોવાથી પોતે પલાયન કરી શકે તેમ નથી ત્યારે લાચારીથી તેઓ મરવાને તૈયાર થઇ ગયા; પરંતુ કૃષ્ણપક્ષે પણ તેમને બરાબર યમલોકનો માર્ગ બતાવ્યો; કેમ કે તેના હાથમાં તિલિસ્મી તલ્વાર હતી. પછી જ્યારે જ્યોતિસિંહ અને પદ્માવતી તિલિસ્મી ખંજરને ચમકાવતાં ત્યાં પહોંચ્યાં ત્યારે દુશ્મનોએ એકાએક પોતાના હાથમાંની તલ્વારો ફેંકી દીધી તથા તેઓ 'ત્રાહિ-

ત્રાહિ-શરણ-શરણ' શબ્દોનો ઉચ્ચાર કરવા લાગ્યા. હવે કૃષ્ણયક્ષે પણ પોતાના હાથને રોકયા તથા જ્યોતિસિંહ અને પદ્માવતી તરફ જોઇને તેણે કહ્યું:-" તમે આવી પહોંચ્યાં છો એ ઘણું સારું થયું છે."

જ્યોતિઃ—દુશ્મનોના આવવાથી આપે જ અમને સાવધાન કર્યા હતા એમ હું ધારું છું.

કૃષ્ણઃ—હા. હું જ આપનો ગેબી મદદગાર છું.

જ્યોતિઃ—વળી આપે એમ પણ કહ્યું હતું કે, કેટલાક ચાણ્ડાલો બીચારી માયાસુંદરીને પકડી લઇ જાય છે.

કૃષ્ણઃ—હા, મ્હેંજ એમ કહ્યું હતું. માયાસુંદરીને લઈ જનાર બીજો કોઈ નહિ પરંતુ તેમનો નિષ્ઠુર પિતા કનકસિંહ હતો, તથા તે મ્હારા હાથે માર્યો ગયો છે.

કૃષ્ણયક્ષ બીજું પણ કાંઈ કહેવા જતો હતો એવામાં એક અવાજ તેના, જ્યોતિસિંહના અને પદ્માવતીના સાંભળવામાં આવ્યો. એ અવાજ એવો હતો કે, ' તમે લોકો નાસો તથા અમારી પાછળ પાછળ ચાલ્યા આવો. બાદલસિંહની મદદથી આપણે અત્રેથી નાસી જઇશું.' આ અવાજ સાંભળવામાં આવતાં જે શત્રુઓ તલ્વારો જમીનપર મૂકી દઈ શરણે થયા હતા તેઓ પાછળની બાજૂએ નાસી છૂટયા. કૃષ્ણયક્ષે અથવા તો જ્યોતિસિંહે તેમને નાસી જતા અટકાવવાની જરૂર ધારી નહિ. તેઓ ચુપકીદીથી ઉભા રહી નાસી જતા શત્રુઓનો તમાશો જોવા લાગ્યા. થોડા સમયમાં જ શત્રુઓ તેમની પાસેથી ચાલ્યા ગયા, તથા સ્હામેથી તેમણે મનોરમાને પોતાના તરફ આવતી જોઇ. મનોરમાને જોતાં જ તિલિસ્મી ખંજર ઉઠાવીને પદ્માવતી તેના તરફ ધસી તથા તે તેનાપર ઘા કરવા જતી હતી એવામાં મનોરમાએ કહ્યું:-" અરે શ્યામાસુંદરિ ! જે કરે તે જરા જોઇ વિચારીને કરજે !"

મનોરમાનું વાક્ય અને શ્યામાસુંદરી નામ સાંભળી પદ્માવતી રોકાઇ તથા ઘણા ધ્યાનથી મનોરમાનું મ્હોં જોઇને તેણે પૂછ્યું:— "તું કોણ છે ?"

મનોરમા:—વીરુસિંહ.

પદ્માવતી:—નિશાની ?

મનોરમા:—ચંદ્રપ્રભા.

પદ્માવતી:—તમે એકલા છો કે તમારી સાથે બીજું કોઈ છે ?

વીરુસિંહ:—મ્હારા ગુરુ સરયુસિંહ કનકસિંહના સિપાહી બાદલસિંહનો વેશ ધારણ કરીને આવેલા છે, તથા તેમણે જ દુસ્મનોને બ્હાર નીકળવાનો માર્ગ બતાવ્યો છે. વળી આ ભોંયરાના જે દરવાજાઓ કલ્યાણસિંહે બંધ કર્યા હતા તે સઘળા ગુરુજીએ ઉઘાડી નાખ્યા છે. એમની હાજરીમાં જ કલ્યાણસિંહે સઘળા દરવાજા બંધ કરેલા હોઈ તેમણે તેની યુક્તિ જોઇ લીધી હતી.

કૃષ્ણયક્ષ:—શાહબાશ ! શાહબાશ ! પદ્માવતિ ! આ લોકોની હકીકત યથાવકાશે સાંભળીશું. હમણાં તો તમે માયાસુંદરીને લઈ મહારાણા વીરસિંહજી પાસે ચાલ્યાં જાઓ. કનકસિંહના પંઝામાંથી મ્હેં તેમને છોડાવ્યાં છે. જુઓ તેઓ બેહોશ હાલતમાં પેલા ખુણામાં પડ્યાં છે. આ કાર્યમાં તમે બિલ્કુલ વિલંબ ન કરો. જે રસ્તેથી તમે આવ્યાં છો એ રસ્તેથી જ જાઓ. પેલી ઓરડીનું દ્વાર ઉઘાડવા માટે હું અત્રેથી ઇન્દ્રદેવને ખબર આપું છું. જ્યોતિસિંહ અને વીરુસિંહને થોડા સમય માટે હું મ્હારી સાથે લઈ જાઉં છું. તેઓ કિલ્લામાં તમારી પાસે આવશે.

પદ્માવતી:—આપ મહારાણા વીરસિંહજી પાસે નહિ આવો કે ?

કૃષ્ણ:—ના.

પદ્માવતી:—કારણ ?

કૃષ્ણઃ—જેવી મ્હારી મરજી. સર્વના સાથે ભોંયરામાંથી બ્હાર નીકળી જવા માટે તમે વીરસિંહજીને કહેજો.

આમ કહી જે ઠેકાણે બીચારી માયાસુંદરી બેશુદ્ધ સ્થિતિમાં પડી રહી હતી એ ઠેકાણે, કૃષ્ણયક્ષ પદ્માવતીને લઇ ગયો. હવે એક પણ જીવતો શત્રુ ત્યાં રહ્યો નહોતો. શત્રુઓના હાથમાંથી પડી ગયેલી મશાલો આસપાસ પડેલી હોઇ તે થોડી થોડી બળતી હતી. જ્યોતિર્સિંહ માયાસુંદરીને એક પ્રકારનું ઔષધ સુંઘાડીને સત્વર શુદ્ધિમાં લાવ્યો. પછી તેને સાથે લઇને પદ્માવતી મહારાણા વીરસિંહજી પાસે ચાલી ગઇ. કૃષ્ણયક્ષે પેલા બાકામાંથી ઇન્દ્રદેવને દ્વાર ઉઘાડવાની સૂચના કરી દીધી. પછી તેણે જ્યોતિર્સિંહ અને વીરસિંહની સાથે બીજી તરફનો રસ્તો લીધો.

માયાસુંદરીને સાથે લઇ થોડા સમયમાં જ પદ્માવતી મહારાણા વીરસિંહ પાસે હાજર થઇ. જે કાંઈ જોયું તથા સાંભળ્યું હતું તેનું તેણે વર્ણન કર્યું. એ ઠેકાણેથી પણ શત્રુઓ પલાયન કરી ગયા હતા. રાણા વીરસિંહે ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:–" કૃષ્ણયક્ષે જે કાંઇ કહેલું છે તે પ્રમાણે વર્તવામાં જ શ્રેય છે. સર્વની સાથે હમણાં આપણે ભોંયરામાંથી બ્હાર નીકળી પડવું જોઇએ."

ઇન્દ્રદેવઃ—આપનું કહેવું બરાબર છે. આજની ગ્રહદશા સહેલાઇથી મટી ગઇ એ માટે ઇશ્વરને ધન્યવાદ આપવો જોઇએ.

વીરસિંહઃ—આપના બન્ને બહુરૂપીઓએ અત્રે આવી કોઇ અદ્ભુત કાર્ય કરેલું હોવું જોઇએ. વળી કૃષ્ણયક્ષે માયાસુંદરીનો બચાવ કર્યો છે એ કાંઇ આપણને જેવી તેવી મદદ કરી નથી.

ઇન્દ્રદેવઃ—અવશ્ય. ઇશ્વિરે આપણાપર અપાર કૃપા કરી છે; છતાં કૃષ્ણયક્ષ અત્રે નહિ આવતાં બારોબાર ચાલ્યા ગયા છે એ માટે

મ્હને ઘણો અફસોસ થાય છે. તેમનું દર્શન કરવાની મ્હારી પ્રબળ ઇચ્છા હતી.

વીરસિંહઃ—યથા સમયે એ ઇચ્છા પૂર્ણ થશે. હવે અહીં વિશેષ સમય સૂધી નહિ રોકાતાં આપણે સર્વેએ બ્હાર નીકળી પડવું જોઇએ.

મહારાણા વીરસિંહની ઇચ્છાનુસાર કેદીઓને પણ સાથે લઇને સર્વ બ્હાર નીકળી પડયાં. બ્હાર નીકળ્યા પછી કેદીઓને કેદખાનામાં મોકલવામાં આવ્યા. સુંદરીઓને અંતઃપુરમાં પહોંચાડી દેવામાં આવી તથા તેમની સંભાળ રાખવાનો બરાબર બંદોબસ્ત કરવામાં આવ્યો; કેમ કે શ્યામગઢના ભોંયરાના રસ્તાઓનો ભેદ દિવસે દિવસે ખુલ્લો થતો જતો હોવાથી શત્રુઓ કિલ્લામાં તથા મહેલમાં આવી શકે એવો સંભવ હતો. ઇન્દ્રદેવને મહારાણા વીરસિંહના ખાસ મહેલમાં જ ઉતારો આપવામાં આવ્યો. સમશેરખાન, પિશાચપતિ અને કલ્યાણસિંહ વચ્ચે મહેલમાં થયેલી ઝપાઝપીની હકીકત સર્વેના જાણવામાં આવી, તથા કલ્યાણસિંહ અને તેના સાથીદારો કેદ પકડાયાની તેમને ખબર પડી.

બીજે દિવસે પ્રભાતકાળે કલ્યાણસિંહને પોતાની પાસે હાજર કરવાની મહારાણા વીરસિંહે આજ્ઞા કરી. એક અનુચરે કારાગૃહમાં જઇ આવી કલ્યાણસિંહે રાત્રે જ મસ્તક પછાડી આત્મહત્યા કરવાની ખબર આપી. તેણે આત્મહત્યા કરી છે એવું જાણવામાં આવતાં સર્વેને ઘણો શોક થયો. તેના મૃતદેહનો યોગ્ય માનસહ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. કનકસિંહના મૃતદેહનો પણ તેની સાથે જ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

ભોજનાદિથી નિવૃત્ત થયા પછી મધ્યાન્હકાળના અરસામાં રાણો વીરસિંહ ઇન્દ્રદેવની સાથે પોતાના દિવાનખાનામાં જઈ આસન પર બિરાજ્યો અને માયાસુંદરી, બંસરીબાલા, નારંગી, પદ્માવતી

લક્ષ્મીદેવી તથા અલકકિશોરી વગેરેને તેણે પોતાની પાસે બોલાવી મંગાવી. પોતાના પિતાનું મૃત્યુ થયેલું હોવાથી માયાસુંદરી શોકાતુર બની ગઈ હતી. વીરસિંહે તેને કેટલાંક સાંત્વનાસૂચન વચનો સંભળાવી તેના અંતરાત્માનું સમાધાન કર્યું. એવામાં તારાસિંહે આવીને જ્યોતિસિંહ, પિશાચપતિ, સરયુસિંહ અને વીરુસિંહના આગમનના સમાચાર જણાવ્યા. આજ્ઞા મળતાં તેઓ સર્વ મહારાણા પાસે ઉપસ્થિત થયા તથા નમન કરીને જમીનપર બેસી ગયા. પછી વીરસિંહે પિશાચપતિને પૃછ્યું:-“તમે સમશેરખાનને તમારી સાથે લઇ ગયા હતા ને ?”

પિશાચ:—જી હા. સમશેરખાનને હું મ્હારી સાથે લઇ ગયો હતો તેમ જ મ્હારી સાથે લઇ આવ્યો છું. શ્રીમાન્ જ્યોતિસિંહની આજ્ઞાથી તેઓ જ્યાં રહેતા હતા ત્યાં ચાલ્યા ગયા છે.

વીરસિંહે જ્યોતિસિંહને પૃછ્યું:-“ કૃષ્ણયક્ષ તમને પોતાની સાથે કેમ લઇ ગયા હતા ?”

જ્યોતિસિંહ:—થોડું કામ હતું. એ હકીકત થોડા સમય પછી હું આપને કહીશ. પ્રથમ આપ પિશાચપતિ તથા સરયુસિંહની હકીકત સાંભળી લ્યો.

વીરસિંહ:—ઠીક છે. આજે સરયુસિંહે આપણને ઘણી મદદ કરી છે. વળી પિશાચપતિની હોશિયારીથી શત્રુઓનું ઘણું નુકસાન થયું છે.

જ્યોતિ:—જે તરફથી શત્રુઓ એ ભોંયરામાં આવ્યા હતા એ તરફના મુખભાગપર પિશાચપતિ તથા સમશેરખાન જઈને બેઠા હતા. તેમણે પલાયન કરી જતા શત્રુઓને પુષ્કળ માર માર્યો હતો. તેઓમાંનો એક પણ જીવતો રહી શક્યો નહોતો.

ઇન્દ્રદેવે સરયુસિંહને કહ્યું:—"ઠીક, હવે તમે તમારી હકીકત કહી સંભળાવો."

ઇન્દ્રદેવની આજ્ઞા થતાં સરયુસિંહે પોતાની તથા પિશાચપતિની સઘળી હકીકત કહી સંભળાવી. મનોરમા અને બાદલસિંહની હકીકત સાંભળતાં સર્વને ઘણું હસવું આવ્યું. પછીથી પિશાચપતિએ પોતાના પુત્ર સાથે મનોરમાને પોતાને ઘેર પહોંચાડી સમશેરખાન પાસે આવવું, કલ્યાણસિંહ તથા તેના સિપાહીઓની સાથે યુદ્ધ કરવું, પછી સમશેરખાનને સાથે લઇ સુરંગના મ્હોં પાસે જઇને બેસવું તથા શત્રુઓનો નાશ કરવો વગેરે વિષયોનું વર્ણન કર્યું. પછી મહારાણા વીરસિંહના હાથમાં એક પત્ર આપીને જ્યોતિસિંહે કહ્યું:–"કૃષ્ણયક્ષે આપને માટે આ પત્ર આપેલો છે."

કૃષ્ણયક્ષનો પત્ર પોતાના હાથમાં લઇ એક વખત પોતાના મન સાથે વાંચ્યા પછી વીરસિંહે એ પત્ર ઇન્દ્રદેવના હાથમાં આપીને કહ્યું:–"આપ આ પત્રને મ્હોટેથી સર્વ સાંભળી શકે એવી રીતે વાંચો."

ઇન્દ્રદેવે એ પત્ર સર્વને વાંચી સંભળાવ્યો. તેમાં લખેલું હતું કે:–

"અનાયાસે હું ભોંયરામાં આવી શક્યો તેથી જ માયાસુંદરીનો જીવ બચ્યો છે. ખરેખર, પિશાચપતિ અને સરયુસિંહના સાહસિક પ્રયત્નને લીધે જ શત્રુઓ ફાવી શક્યા નથી; પરંતુ પિશાચપતિએ મનોરમાને તેના પુત્ર કૃષ્ણલાલના કબજામાં સોંપી તેને બલભદ્રસિંહજીની શોધ કરવાને કહ્યું છે એ તેણે ઘણું ખોટું કાર્ય કર્યું છે. આમ કરવામાં તેણે ગંભીર ભૂલ કરી છે. કૃષ્ણલાલ જેવા મૂર્ખ પુત્રપર તેણે આવું જવાબદારી ભરેલું કાર્ય સોંપવું જોઇતું નહોતું. નીચ હૃદયનો કૃષ્ણલાલ પોતાને સોંપવામાં આવેલા કાર્યનું વિસ્મરણ કરી મનોરમાની માયાજાળમાં ફસાઇ તેની સાથે લગ્ન કરવા તૈયાર થયો, તથા

એ પ્રકારનું પરિણામ એવું આવ્યું કે, તેને મનોરમાએ જોડીઓનો માર મારી તેની પાસેનું તિલિસ્મી ખંજર લઇ લીધું છે. મનોરમાએ જો એ મૂર્ખશિરોમણિના કાન તથા નાક કાપી લીધું હોત તો હું અત્યંત પ્રસન્ન થાત. હવે હું આપ મહારાજશ્રી તથા આપના સુચતુર બહુરૂપીઓને નમ્રતાપૂર્વક નિવેદન કરું છું કે, આપનામાંથી કોઇ હવે વિષયલંપટ, અપ્રમાણિક અને ભીરુ કૃષ્ણલાલપર વિશ્વાસ રાખશો નહિ. જો આપશ્રી આપના કોઇ બહુરૂપીને એને ઘેર તપાસ કરવા મોકલશો તો એની સ્થિતિ કેવી થઇ ગયેલી છે તે આપશ્રીના જાણવામાં આવશે. શ્યામગઢના ભોંયરાના ગુપ્ત ભેદોને જાણતો હોય એવો હવે આપનો એક પણ શત્રુ જીવતો રહ્યો નથી તેમ જ દિવાનખાનાવાળા મ્હોટા દ્વાર સિવાય બીજાં અગીઆર દ્વાર મ્હેં બરાબર બંધ કરી દીધાં છે, તથા તેને લગતો ભેદ મ્હેં જ્યોતિસિંહજીને બતાવી દીધો છે તેથી હવે શત્રુઓની ચિંતા રાખવાનું આપને પ્રયોજન નથી. મ્હારી માન્યતાનુસાર એ કરતાં વિશેષ દ્વાર એ ભોંયરામાં નથી. આટલા રસ્તાઓની માહિતી અહીંના મહારાણા દિગ્વિજયસિંહને પણ નહોતી; પરંતુ પદ્માવતીએ રક્તગ્રંથ વાંચેલો હોવાથી તેમને આ સઘળી માહિતી હોવી જોઇએ. હવે આપ માયાસુંદરી, લક્ષ્મીદેવી, પદ્માવતી વગેરેને સાથે લઈ કનકગઢ તરફ પધારો એવી મ્હારી આંતરિક ઇચ્છા છે. હમણાં અત્રેના ભોંયરામાં ફરી તેના રહસ્યમય ભેદો જાણવાનો વિચાર આપ મુલતવી રાખજો. બન્ને રાજકુમારો–ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહના પુનરાગમન પછી આપનો વિચાર સફળ થશે; કેમ કે એ બન્ને ભાઇઓને ભોંયરાના ભેદોની અન્ય સર્વના કરતાં વિશેષ માહિતી હશે. ભોંયરામાં પડેલી શત્રુઓની લાશો ઉપડાવી ત્યાં સ્વચ્છતા કરાવશો. વળી બલભદ્રસિંહનો પત્તો મેળવવાનો પ્રયત્ન જરૂર કરજો. ઇન્દ્રદેવની ઇચ્છા હોય

તો બનાવટી બલભદ્રસિંહને તેમને સોંપી દેજો, તથા ખરા બલભદ્રસિંહ અને ઇન્દિરાનો પત્તો મેળવવાનું કાર્ય તેમને સોંપજો. પિશાચપતિ ઇન્દ્રદેવની સાથે રહીને કામ કરે તો સારું. એથી આપના તરફ પ્રામાણિકતા પ્રદર્શિત કરીને તે પોતાના કપાળપર લાગેલું અપ્રામાણિકતાનું કલંક દૂર કરી શકશે. મનોરમા માટે હું તમને ફરીથી આગ્રહ કરું છું કે, તે કાંઈ સામાન્ય સ્ત્રી નથી. તિલિસ્મીખંજર તેના હાથમાં ગયું છે એ ઘણું ખોટું થયું છે. એ ખંજરની મદદથી તે કેટલી બધી ખરાબી કરશે તેની કલ્પના થઈ શકે તેમ નથી. તેની પાસેથી કોઇ પણ રીતે એ ખંજર લઈ લેવાનો પ્રયત્ન કરજો. તદુપરાંત જ્યોતિસિંહજીને મ્હેં કેટલીક જરૂરી હકીકત કહી છે તે પણ આપ મહાનુભાવ લક્ષ્યમાં લેશો !”

આ પત્રની હકીકત સાંભળવામાં આવતાં સર્વને ઘણું આશ્ચર્ય લાગ્યું. મહારાણા વીરસિંહે એ પત્ર ઇન્દ્રદેવના હાથમાંથી લઇ જ્યોતિસિંહને આપતાં કહ્યું:–“ આ પત્રમાં દર્શાવેલાં સઘળાં કાર્યો થવાં જોઈએ.” આમ કહીને તેણે પિશાચપતિ તરફ જોયું તો તેનું મ્હોં ક્રોધથી લાલચોળ બની ગયેલું જણાયું. કૃષ્ણલાલની મૂર્ખતા તેમ જ નીચતા જાણવામાં આવતાં ક્રોધાતિશયથી તે બેફામ બની ગયો હતો. લક્ષ્મીદેવીનું મ્હોં પણ અત્યંત ચિંતાતુર બની ગયું હતું. પોતાના પિતાની ચિંતા સાથે, પોતાની સઘળી હકીકત જાણવામાં આવ્યા છતાં રાણા ગોપાલસિંહે તેની બિલ્કુલ ખબર લીધેલી નહિ હોવાથી તે શોકાતુર બની ગઇ હતી. રાણાએ પોતાને એક પત્ર પણ કેમ નહિ લખ્યો હોય તેનું કાંઈ કારણ તે કળી શકતી નહોતી. રાણો ગોપાલસિંહ આવી સ્થિતિમાં તેનો ત્યાગ કરશે એવી કલ્પના તો જો કે તેના અંતરમાં ઉપજી નહોતી; પરંતુ ગોપાલસિંહે પોતાને દુઃખી

કરનાર માયાવિની વિશે પણ કાંઈ કહેવડાવેલું નહિ હોવાથી તે વિશેષ આશ્ચર્ય પામી હતી. પોતાને પણ રાણા વીરસિંહજીની સાથે કનકગઢ જવું પડશે એવો વિચાર ઉપજતાં તેનું અંતર વ્યથિત થયું; કેમ કે એટલે અંતરે રાણો ગોપાલસિંહ તેને મળવા માટે જાય એ તેને અશક્ય લાગતું હતું. તે પોતાના મનમાં આવા અનેક તર્કવિતર્ક કરતી હતી. તે મહામુશિબતે અશ્રુજળને અટકાવી રાખતી હતી. પદ્માવતીનું મુખમંડળ પણ ચિંતાતુર દેખાતું હતું. રાણા ગોપાલસિંહ વિશે તેના મનમાં પણ અનેકવિધ સંકલ્પ-વિકલ્પ ઉત્પન્ન થતા હતા. તેને તથા કૃષ્ણલાલને મળવા જવાનો તેનો વિચાર હતો; પરંતુ મહારાણા વીરસિંહજીની આજ્ઞા મળ્યા સિવાય તે પોતાના વિચારાનુસાર વર્તી શકે તેમ નહોતી.

રાણા વીરસિંહે ઇન્દ્રદેવ તરફ જોઇને પૂછ્યું:-" તમે શા વિચારમાં છો? કૃષ્ણયક્ષની સૂચનાઓ પ્રમાણે વર્તવાની મ્હારી ઇચ્છા છે કેમ કે તેમના પર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે."

ઇન્દ્રદેવે આ વાક્યોના ઉત્તરમાં કહ્યું:-" આપશ્રી આપની ઇચ્છામાં આવે તેમ કરો. હું આપની આજ્ઞાનુસાર વર્તવાને પ્રત્યેક પળે તૈયાર છું. જ્યાં સુધી કૃષ્ણયક્ષ સાથે મ્હારી પ્રત્યક્ષ મુલાકાત થઇ નથી ત્યાં સુધી તેમના વિશે હું કોઇ પણ પ્રકારનો ચોક્કસ મત દર્શાવી શકતો નથી. અત્રે આવીને હું કાંઈ કરી શક્યો નથી તેમ જ બલભદ્રસિંહજી અને ઇન્દિરાની કાંઈ ખબર મેળવી શક્યો નથી એ માટે મ્હને ઘણો ખેદ થાય છે."

વીરસિંહ:-પરંતુ ખોટા કિંવા બનાવટી બલભદ્રસિંહને કૃષ્ણયક્ષની સૂચના પ્રમાણે તમારે સ્વાધીન કરવામાં આવશે એટલે તમે ખરા બલભદ્રસિંહ અને ઇન્દિરાનો પત્તો મેળવી શકશો. ઇન્દ્રદેવ!

તમારાપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે; તેથી જો કૃષ્ણયક્ષે કદાચ ભલામણ ન કરી હોત તો પણ તમારા કહેવાથી અમે બનાવટી બલભદ્રસિંહને તમારે સ્વાધીન કરત. જો તમને માયાવિની તથા દારોગાની જરૂર હોય તો તેમને પણ તમારે સ્વાધીન કરવાને હું તૈયાર છું; તમારી પ્રત્યેક ઇચ્છા પૂર્ણ કરવામાં જ અમારા શ્રેયનો સમાવેશ થયેલો છે એમ હું સમજું છું.

ઇન્દ્રદેવઃ–આપશ્રીનો મ્હારાપર આટલો બધો વિશ્વાસ જોઈ હું સ્વાભાવિક રીતે જ આનન્દિત થાઉં છું. બલભદ્રસિંહ સિવાય બીજા કોઇ પણ કેદીની મ્હને જરૂર નથી. આપને મ્હારી પ્રાર્થના માત્ર એટલી જ છે કે, લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને મ્હારી સાથે આવવાની આપ આજ્ઞા આપો. લક્ષ્મીદેવીપર મ્હારો પુત્રીના જેટલો વાત્સલ્યસ્નેહ છે, તથા હજી તેને મ્હારે......

પોતાનું છેલ્લું વાક્ય અપૂર્ણ રાખી ઇન્દ્રદેવ પાછો કહેવા લાગ્યો:–"વળી આપે જ્યારે મ્હારા અંતઃકરણને ઓળખીને મ્હારાપર વિશ્વાસ મૂક્યો છે ત્યારે પછી ઇન્દિરાના નામવાળી કલમદાન આપ મ્હને આપો. પિશાચપતિના પત્રો આપ આપની સાથે લઈ જાઓ. યથાસમયે ખરા બલભદ્રસિંહજીને શોધી કાઢી હું આપની સેવામાં હાજર થઇશ. ત્યાર પછી પિશાચપતિની બાકી રહેલી તપાસ આપણે ચલાવીશું. કૃષ્ણયક્ષના લખવા પ્રમાણે પ્રામાણિકતાથી સઘળું કાર્ય બજાવવાની પિશાચપતિને પણ આપ આજ્ઞા કરજો."

ઇન્દ્રદેવનાં આ વચનો સાંભળી મહારાણો વીરસિંહ વિચારમાં પડી ગયો; કેમ કે લક્ષ્મીદેવી, પદ્માવતી તથા અલકકિશોરીને કનકગઢ લઇ જવાની તેની ઇચ્છા હતી, તથા કૃષ્ણયક્ષે પણ તેમ કરવાને લખી જણાવ્યું હતું; પરંતુ ઇન્દ્રદેવનાં વચનો માન્ય કર્યાં સિવાય ચાલે તેમ

નહોતું. લક્ષ્મીદેવીનું રક્ષણ કરનાર ઇન્દ્રદેવ જ હતો, એટલે તેના પર તેનો સંપૂર્ણ અધિકાર હતો. વળી પદ્માવતી અને અલકકિશોરીપર પણ વીરસિંહના કરતાં ઇન્દ્રદેવનો જ વિશેષ અધિકાર હતો; તેથી થોડા સમય સૂધી સ્વગત વિચાર કર્યા પછી તેણે ઇન્દ્રદેવને કહ્યું:—"જો એ ત્રણે બ્હેનોની તમારી સાથે આવવાની ઇચ્છા હોય તો તમે તેમને બેલાશક તેડી જાઓ. વળી તમારી ઇચ્છા પ્રમાણે પેલી કલમદાન પણ તમને આપવામાં આવશે."

આમ કહીને મહારાણા વીરસિંહે લક્ષ્મીદેવી, પદ્માવતી તથા અલકકિશોરીની ઇચ્છા જાણવા માટે તેમના તરફ જોયું. આ સમયે પદ્માવતીએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—"અમે અમારા ધર્મ-પિતાને ઘેર જવાને ઇચ્છીએ છીએ; કેમ કે ત્યાંથી અમે અમારા પિતાજીની ખબર પણ સત્વર મેળવી શકીશું."

આ વાક્યના ઉત્તરમાં તેમને ઇન્દ્રદેવ સાથે જવાની આજ્ઞા આપી જ્યોતિસિંહ તરફ જોઇને વીરસિંહે કહ્યું:—"પેલી અદ્ભુત કલમદાન ઇન્દ્રદેવને આપો તથા બનાવટી બલભદ્રસિંહને પણ તેમને સ્વાધીન કરો. આપણે પણ આજે જ કનકગઢ તરફ પ્રયાણ કરીશું. મનોરમાને કેદ કરી લાવવા માટે તેજસિંહને મોકલો તથા તારાસિંહને કૃષ્ણલા-લને ત્યાં મોકલો. હવે લક્ષ્મણસિંહ મ્હારી પાસે આવે એટલે તેમને પણ એક નાજુક કામ સોંપું. એ કામની હકીકત મ્હારે તેમના કાનમાં કહેવાની છે !"

તત્કાળ લક્ષ્મણસિંહ વીરસિંહ પાસે ગયો. વીરસિંહે તેના કાનમાં કહ્યું:—"લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીપર તમારે દેખરેખ રાખવાની છે. તેઓ કોઇ સંકટમાં ન ફસાઇ પડે એ માટે તમે સાવ-

ધ્યાનતા રાખજો. તમને આ જે કાર્ય સોંપવામાં આવ્યું છે તે તમારે ગુપ્ત રાખવાનું છે."

"જેવી આજ્ઞા." કહીને લક્ષ્મણસિંહે વીરસિંહને નમન કર્યું. પછી દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો.

## પ્રકરણ ૮ મું.

### તારાસિંહ અને કૃષ્ણુલાલ.

સમશેરખાનને ઘણા માન સાથે તેના ઘર તરફ રવાના કરવામાં આવ્યો. એના સેનાપતિને કારાગૃહમાંથી છુટો કરવામાં આવ્યો. તેજસિંહ મનોરમાની તપાસ કરવા ચાલ્યો ગયો. તારાસિંહ કૃષ્ણુલાલના ઘર તરફ વિદાય થયો. કેટલાક લશ્કરી સિપાહીઓની સાથે બનાવટી બલભદ્રસિંહ, લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને સાથે લઇને ઇન્દ્રદેવે પોતાના ગુપ્ત સ્થાન તરફ પ્રસ્થાન કર્યું. પિશાચપતિ પણ વાતો કરતો કરતો તેમની સાથે જવા લાગ્યો, તથા થોડે દૂર ગયા પછી ઇન્દ્રદેવ પાસેથી વિદાય લઇ પોતાના ગુપ્ત અડ્ડા તરફ રવાના થયો. લક્ષ્મણસિંહ ક્યાં ગૂમ થઇ ગયો તેની કોઇને ખબર પડી નહિ. રાણા વીરસિંહની સવારી એ દિવસે કનકગઢ તરફ ચાલી નીકળી તથા જ્યોતિસિંહ તેની સાથે ગયો.

સર્વથી પ્રથમ આપણે તારાસિંહની સાથે કૃષ્ણુલાલને ઘેર જઇએ તથા તેની વિશ્વપ્રિય પત્નીની સ્થિતિનું દિગ્દર્શન કરીએ. બાલ્યાવસ્થામાં કૃષ્ણુલાલ ઉત્સાહી હતો તથા વિશ્વસંસારમાં નામના મેળવવાની તેની મહત્વાકાંક્ષા હતી એ સત્ય છે; પરંતુ યશોદાના પ્રેમથી બાલ્યા-

વસ્થાની તેની મહત્વાકાંક્ષામાં પરિવર્ત્તન થઈ ગયું. પછી જ્યારે તેણે શ્યામા નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું ત્યારથી તેની બુદ્ધિ સર્વથા ભ્રષ્ટ થઇ ગઈ. એ શ્યામાની હકીકત અમે આ નવલકથાના સાતમા ભાગમાં લખી ચુક્યા છીએ. કૃષ્ણુલાલની પત્ની શ્યામા ઘણી ચતુર, લાલચુ તથા કુલટા હતી; પરંતુ કૃષ્ણુલાલ તેને પતિવ્રતા કિંવા સતી સાધ્વી સમજીને તેનું ઘણું માન રાખતો હતો. કૃષ્ણુલાલને ત્યાં તેના દોસ્ત બિરાદરોનો અવરજવર વિશેષ હતો. શ્યામાને દ્રવ્યની બિલ્કુલ ખોટ નહોતી. તે પોતાની સઘળી સંપત્તિ જમીનમાં છુપાવી રાખતી હતી જેનો ભેદ તેના હનમન્તસિંહ નામના નવયુવાન ખિદમતગાર સિવાય બીજા કોઈને માલૂમ નહોતો. હનમન્તસિંહ જો કે કૃષ્ણુલાલનો નોકર હતો; પરંતુ તેની માતા થોડા દિવસ સુધી પિશાચપતિની આધીનતામાં રહેલી હોવાથી તે પોતાને નોકર નહિ, પરંતુ ઘરનો માલિક સમજતો હતો. કૃષ્ણુલાલની સૌન્દર્યમયી સહધર્મિણી પણ હનમન્તસિંહને વ્હાલી હતી, તથા એક દિવસે તેણે પોતાના મ્હોંએ જ તેનો પોતાના દિયર તરીકે સ્વીકાર કર્યો હતો. આમ હોવાથી તે વિશેષ ચળી ગયો હતો. કૃષ્ણુલાલના ગૃહસંસારમાં એક દાસી પણ હતી તથા તે જો કે કૃષ્ણુલાલને વિશેષ ઉપયોગી થઈ પડતી નહોતી; પરંતુ ગૃહિણીને માટે તે ઘણી ઉપયોગી થઇ પડી હતી. શ્યામા એ દાસીની મદદથી ઘણું કાર્ય પાર ઉતારતી હતી.

પોતાના એ શિષ્યો સાથે શ્યામગઢથી નીકળી પડીને તારાસિંહ ત્રીજે દિવસે વેશ બદલી કૃષ્ણુલાલને ત્યાં આવી પહોચ્યો. મધ્યાન્હ કાળ થયો હતો. કૃષ્ણુલાલ પોતાના એક મિત્રને ત્યાં ગયો હતો; પરંતુ તેનો અનુચર હનમન્તસિંહ દ્વાર પાસે બેસી આડોશીપાડોશી સાથે ગપ્પાં મારતો હતો. થોડા સમય સુધી તારાસિંહ આસપાસ

ફર્યો; પરંતુ જ્યારે તેને એમ માલૂમ પડયું કે, હનમન્તસિંહ કૃષ્ણલાલનો અનુચર છે, તથા તેની ઉમ્મર પણ પોતાનાથી વિશેષ નથી ત્યારે તે ત્યાંથી પાછો ફર્યો, અને દૂર જઈ એક એકાન્ત સ્થળે અંધકારવાળી ગલીમાં મકાન ભાડે લેવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. સંધ્યાકાળ થતાં પૂર્વે જ તે એ કાર્ય કરી નાખી નિશ્ચિંત થયો. એક ઘણી મુદ્દતથી ખાલી પડેલું આલીશાન મકાન તેણે ભાડે લઇ લીધું. એ મકાન ઘણા કાળથી ખાલી પડી રહેલું હતું. તે ખાલી પડી રહેવાનું કારણ એ હતું કે, તેમાં પ્રેતપિશાચનો નિવાસ હોવાની જનસમાજની માન્યતા હતી. એ મકાનમાં જવાના ત્રણ રસ્તા હતા. વળી એ મકાનમાં કેટલીક એવી ઓરડીઓ આવેલી હતી કે, એમાં જો કોઇને પૂરી એને બંધ કરવામાં આવે તો કેદી ગમે એટલી બૂમો પાડે છતાં તેમાંની એક પણ બૂમ બ્હારના માણસના સાંભળવામાં આવી શકે નહિ. તારાસિંહે એ મકાનમાં મુકામ કર્યો, તથા બજારમાં જઇ બે કલાકમાં જ તે સઘળી વસ્તુઓ ખરીદ કરી લાવ્યો. એક અમીર ઉમરાવ પોતાના મકાનમાં જેવી વસ્તુઓ વાપરે તેવી જ વસ્તુઓ તેણે ખરીદ કરી હતી. આ કાર્યવ્યવસાયથી નિવૃત્ત થયા પછી તેણે એક મીણબત્તી સળગાવી અને આયનો તેમ જ પોતાનો બહુરૂપીનાં સાધનોનો બાટવો પાસે રાખીને તે પોતાનો વેશ બદલવા લાગ્યો. છેવટે એક ખૂબસૂરત અમીરનો વેશ ધારણ કરી તે મકાનની બ્હાર નીકળી પડયો. તેણે પોતાના એક શિષ્યને મકાનમાં જ રાખ્યો અને બીજા શિષ્યને કેટલીક જરૂરી હકીકત સમજાવી અન્ય કાર્યાર્થે રવાના કર્યો.

તારાસિંહ જ્યારે કૃષ્ણલાલના મકાન પાસે ઉપસ્થિત થયો ત્યારે મકાનના દ્વાર પાસે હનમન્તસિંહ બેસી રહ્યો હતો. આ સમયે હનમન્ત એકલો હતો તથા તે હુક્કો પીવાનો બંદોબસ્ત કરી રહ્યો હતો.

તેની પાસે તાકામાં એક દીપક સળગતો હોઇ એટલામાં તેનો પ્રકાશ ફેલાયલો હતો. તારાસિંહ હનમન્તસિંહની પાસે જઇ ઉભો રહ્યો. હનમન્તસિંહે તીક્ષ્ણદૃષ્ટિથી તેનું મુખાવલોકન કર્યું તથા તત્કાળ તે નમ્રતાથી ઉઠી ઉભો થયો. આ સમયે દીપકના પ્રકાશમાં તારાસિંહ ઘણો મનોહર દેખાતો હતો. તેને ખૂબસૂરતી માટે ચિંતા કરવી પડે તેમ નહોતી; કેમ કે તે સ્વાભાવિક રીતે જ ખૂબસૂરત અથવા તો સૌન્દર્યસંપન્ન હતો; છતાં રૂપ બદલવાના જ ઉદ્દેશથી તેણે પોતાના મ્હોંપર રંગ રોગાન લગાવ્યો હતો, અને તેથી તે વિશેષ ખૂબસૂરત તેમ જ શૌકીન લાગતો હતો.

તારાસિંહને જોતાંની સાથે જ હનમન્તસિંહ ઉઠી ઉભો થયો, તથા પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી તેણે પૂછ્યું:-"શી આજ્ઞા છે?"

તારાસિંહઃ—મ્હારી સાથે એક નોકર હતો તે રસ્તો ભૂલો પડી ને કોણ જાણે કે ક્યાં જઇ ચઢ્યો છે! મ્હારી શોધ કર્યા પછી તે બારોબાર ઘેર જશે એમ હું ધારું છું; પરંતુ હમણાં તૃષાથી મ્હારો કંઠ સુકાઇ જાય છે.

હનમન્તસિંહે એક ન્હાના ટેબલ તરફ આંગળી કરીને કહ્યું:— "હુજૂર! આપ આસનપર બેસો. હું સત્વર જળ લઈ આવું છું."

તત્કાળ તારાસિંહ એ ટેબલપર બેસી ગયો. હનમન્તસિંહ જળ લઈ આવવા માટે અંદર ચાલ્યો ગયો. થોડા સમયમાં જ પાણીથી ભરેલો એક લોટો અને પ્યાલો લઇ તે બ્હાર આવ્યો. લોટામાંથી પાણી પ્યાલામાં રેડીને પ્યાલો તેણે તારાસિંહના હાથમાં આપ્યો. આ સમયે તારાસિંહે દ્વારના પર્દાને હાલતો જોયો. કોઇ એક સુંદરી પર્દાની પાછળ ઉભી રહી પોતાના તરફ દૃષ્ટિપાત્ કરે છે એવું તે સમજી શક્યો. પાણી પીધા પછી તારાસિંહે હનમન્તસિંહના હાથમાં પાંચ રૂપિયા આપ્યા અને પછી તેણે બીજી તરફનો રસ્તો લીધો.

એક પ્યાલો પાણી પીવડાવવાથી પાંચ રૂપિયા મળ્યા તેથી હનમન્તસિંહ અત્યંત પ્રસન્ન થયો. તેણે એમ વિચાર્યું કે, રૂપિયા આપનાર માણસ કોઈ અમીર અથવા તો રાજકુમાર હોવો જોઇએ.

બીજે દિવસે સંધ્યાકાળ થતાં પૂર્વે જ હનમન્તસિંહે તારાસિંહને પોતાના મકાનના દ્વારની સ્હામેથી જતો જોયો, તથા તેની સાથે એક નોકર જતો પણ તેના જોવામાં આવ્યો. એ નોકર મૂલ્યવાન્ વસ્ત્રો પહેરી, કમરપર લટકતી તલ્વાર રાખી તારાસિંહની પાછળ પાછળ જતો હતો. હનમન્તસિંહે આસનપરથી ઉઠી ઉભા થઈ તારાસિંહને ઘણી નમ્રતાથી સલામ કરી. તારાસિંહે પોતાનો નોકર કે જે ખરી રીતે જોવા જતાં તેનો શિષ્ય હતો તેને કાંઇ કહીને હનમન્તસિંહ પાસે રાખી આગળનો રસ્તો લીધો.

હનમન્તસિંહની તારાસિંહના નોકર સાથે બે કલાક સુધી વાતચિત થઈ. એ વાતચિત અમે અત્રે લખતા નથી. તેનું પરિણામ શું આવ્યું તે યથાસમયે વાંચકોને જણાવવામાં આવશે. કેમ કે કૃષ્ણલાલના ઘરની તપાસ કરવાના ઉદ્દેશથી જ તારાસિંહનું આ નગરમાં આવવું થયું હતું.

ઘણા સમય સુધી વાતચિત કર્યા પછી તારાસિંહનો નોકર ઉઠી ઉભો થયો તથા હનમન્તસિંહના હાથમાં કાંઈ આપીને તેણે ઘરનો રસ્તો લીધો. ત્યાં તારાસિંહ પોતાના શિષ્યની રાહ જોઇને જ બેસી રહ્યો હતો. તેણે પોતાના શિષ્યને જોઈ પૂછ્યું:—" કહે જોઇએ શું થયું ? "

શિષ્ય:—બધું બરાબર છે. એતો ક્યારનીય આપનું દર્શન કરી ચુકી છે.

તારાસિંહ—બરાબર છે. રાત્રે જ્યારે હું તેને ત્યાં પાણી પીતો

હતો ત્યારે દ્વારના પર્દા પાછળથી તેણે મ્હને જોયો હતો. ઠીક, બીજી કાંઈ હકીકત જાણવામાં આવી છે કે ?

શિષ્ય:-હા જી. એનું નામ શ્યામા છે. હનમન્તસિંહ સાથે મ્હારી ઘણી વાતચિત થઈ છે. કાલે શ્યામા બની ઠનીને આપની પાસે આવશે. કૃષ્ણલાલ માટે તો એ એક રૂપગર્વિતા અને ગુણગર્વિતા નાયિકા છે.

તારાસિંહ-ઘણા જ અફસોસની વાત છે. પિશાચપતિને માટે એ એક કલંક છે. વળી કૃષ્ણલાલને આપણે આપણી પાસે બેસાડીએ અથવા તો તેના હસ્તસ્પર્શવાળું પાણી પીએ એ યોગ્ય નથી. હું જરા બ્હાર ફરવા જાઉં છું. તું અહીં જ બેસજે.

બીજે દિનસે મધ્યાન્હકાળે તારાસિંહનો એ જ શિષ્ય કૃષ્ણલાલને ઘેર ફરી આવી તારાસિંહ પાસે આવીને કહેવા લાગ્યો:-"આજે શ્યામાના કેટલાક પ્રેમિકોનાં નામ હું લખી લાવ્યો છું."

તારાસિંહ-ઠીક, કહે જોઇએ કદાચ એ લોકોમાંથી હું કોઇને ઓળખતો હોઉં તો તે બનવા જેવું છે.

શિષ્ય:-શ્યામાના એક પ્રેમિકનું નામ 'જળશાયી બાબૂ' છે.

તારાસિંહે થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી કહ્યું:-"જળશાયી બાબૂને તો હું ઓળખું છું. તેઓ તો ઘણા પ્રામાણિક તથા બુદ્ધિશાળી છે."

શિષ્ય:-જી હા, તેઓ લાંબા છે. શરીરનો રંગ ગોરો છે. તેઓ તરેહ તરેહનાં વસ્ત્રો રાજધાનીમાંથી લાવીને તેને આપે છે. બીજા પ્રેમિકનું નામ 'ત્રિભુવનનાયક' છે, તથા તેમને મહત્વની પદવી પણ છે. ત્રીજા પ્રેમિકનું નામ માયાપ્રસાદ છે. તે રાજાના કોશાધ્યક્ષનું

કામ કરે છે. ચોથા પ્રેમિકનું નામ 'આનન્દવનવિહારી છે અને પાંચમા........

તારાસિંહ વચ્ચે જ બોલી ઉઠ્યો:—" થયું થયું-વધારે નામ સાંભળવાની મ્હારી ઇચ્છા નથી."

શિષ્ય:-જેવી આપની ઇચ્છા, જુઓ આ કાગળ. એમાં એકંદરે પચાસેક નામ હું લખી લાવ્યો છું.

તારાસિંહ-ઠીક છે. આ નોંધને તું ત્હારી પાસે સાચવી રાખજે. પ્રસંગ ઉપસ્થિત થતાં એ નામાવલિ મહારાણાને બતાવવામાં આવશે. આપણું કામ તો આજે એ અહીં આવશે એટલે પાર પડી જશે.

શિષ્ય:-હા જી. આજે એ અવશ્ય અત્રે આવશે. હનમન્તસિંહ મ્હારી સાથે આવીને આપણું આ મકાન જોઇ ગયો છે.

* * * * *

રાત્રિનો એક કલાક વીતી ગયો હતો કૃષ્ણલાલના ઘરમાં તેની ગુણિયલ ગૃહિણી શ્રૃંગાર કરી ચુકી હતી. તે વસ્ત્રો બદલવાની તૈયારી કરતી હતી. એક ખુલ્લી પેટી પાસે ઉભી રહીને તે ભિન્ન ભિન્ન પ્રકારની સાડીઓ જોઇ રહી હતી. તેની પાસે હાથમાં દીવો લઇને હનમન્તસિંહ ઉભો રહ્યો હતો.

હનમન્ત:-મ્હારાં વ્હાલાં ભાભી સાહેબ ! આ કાળી સાડી ઘણી મજેદાર છે. એને જ પસંદ કરી લ્યો. વળી આસમાની ચોળી પણ સારી છે.

શ્યામા:-ના ના-આ સાડી મ્હને બિલ્કુલ પસંદ નથી. તું વારંવાર મ્હને ભાભી કેમ કહે છે ?

હનમન્ત:-શું તમે મ્હારાં ભાભી નથી ?

શ્યામા:-ભાભી તો અવશ્ય છું. જો તું બીજી માનો દિકરો

હોત તો અમારી અડધી દૌલત મેળવત; પરંતુ તેમ નથી છતાં હું તને દિયર સમજું છું. મ્હારું કહેવું એવું છે કે, ભાભી કહીને બોલાવવાની ટેવ સારી નથી. જો કોઇ સાંભળી જાય તો શું કહે?

હનમન્તઃ–હમણાં અહીં કોણ છે ?

શ્યામાઃ–કોઇ નથી એ ખરું છે; પરંતુ જો એવી રીતે બોલાવવાની ટેવ પડી જાય તો કોઇ વખતે કોઇની હાજરીમાં......

હનમન્તઃ–ના ના, હું કાંઇ એવો બેવકૂફ નથીઃ જુઓ, આટલા દિવસથી આપણો એક બીજાંની સાથે ગુપ્ત પ્રેમ છે; છતાં એ પ્રકાર કોઇના જાણવામાં આવ્યો નથી. ઠીક જુઓ, આ સાડી ઘણી સુંદર છે તે પહેરી લ્યો.

શ્યામાઃ–રામ રામ ! એ સાડી જોતાંની સાથે જ મ્હને ક્રોધ ઉપજે છે. તે દિવસે એ સાડી પહેરીને હું એક સંબંધીને ત્યાં ગઇ હતી ! પરંતુ એક જણે જોતાંની સાથે જ સાડી ઓળખીને કહ્યું, 'આ સાડી તો અમુક માણસે ખરીદ કરી હતી !' એટલું સાંભળવામાં આવતાં હું તો આભી જ બની ગઇ, તથા મ્હને એ વાક્ય ઉચ્ચારનારપર અપાર ક્રોધ ઉપજ્યો; છતાં તેનું વાક્ય ખરું હતું એટલે લાચારીથી મ્હારે મ્હારો ક્રોધ દબાવી રાખવો પડ્યો. ચુપકીદીથી હું ઘેર ચાલી આવી. આ સાડી તો હવે હું કદાપિ નહિ પહેરું !

હનમન્તઃ–ઠીક ત્યારે આ લીલી સાડી પહેરો.

શ્યામાઃ–બરાબર છે. એ સાડી મ્હને ગમે છે. વળી તેની સાથે આ ગુલાબી ચોળી પહેરીશ.

હનમન્તઃ–લાવો, ચોળી હું પહેરાવું !

શ્યામાએ હનમન્તના ગાલપર મૃદુહાસ્યસહ ધીમેથી એક થપ્પડ મારીને કહ્યુંઃ–" જા જા–જરા દૂર ઉભો રહે."

હનમન્તે ચમકી ઉઠીને કહ્યું:-" અરે ! જુઓ તો ખરાં કે, કેવી ભૂલ થઈ ગઇ ?! "

શ્યામાએ આશ્ચર્ય પામીને પૂછ્યું:-" કેમ શું છે ? "

હનમન્તઃ-તમારે પુરુષવેશમાં આવવાનું છે !

શ્યામાઃ-ખરું છે; પણ ત્યાં ગયા પછી હું શું કરીશ ?

હનમન્તઃ-આ સાડી હું મ્હારી બગલમાં લઈ લઉં છું તે ત્યાં ગયા પછી તમે પહેરજો.

શ્યામાઃ-ઠીક, એમ કરીશ.

થોડા સમય પછી પુરુષવેશ ધારણ કરી, ચોટલો છુપાવવા માટે મસ્તકપર ફેંટો બાંધી લઈ શ્યામા હનમન્તસિંહની સાથે પોતાના મકાનની બ્હાર નીકળી પડી. તારાસિંહનું મકાન કાંઈ વિશેષ દૂર નહોતું. થોડા સમયમાં જ તેઓ બન્ને ત્યાં જઇ પહોંચ્યાં. મકાનનો દરવાજો ખુલ્લો હોઈ તારાસિંહનો શિષ્ય પ્રથમથી જ ત્યાં બેસી રહ્યો હતો. તેણે બન્ને જણાંને મકાનની અંદર લઈ દરવાજો બંધ કરી દીધો.

તારાસિંહ એક ઓરડામાં બેઠો બેઠો વિચારો કર્યા કરતો હતો. શિષ્યે તેની પાસે જઇને હનમન્તસિંહના અને શ્યામાના આગમનના સમાચાર જણાવ્યા તથા કહ્યું:-" શ્યામા પાસેના ઓરડામાં પોતાનો પુરુષવેશ બદલે છે. "

શિષ્ય આટલું કહીને ચાલ્યો ગયો; પરંતુ તારાસિંહ ગંભીર વિચારમાં પડી ગયો. તે સ્વગત કહેવા લાગ્યો:-" હવે શું કરવું ? એની ચાલચલણ સંબંધીની સઘળી ખાત્રી થઇ ગઈ છે. હવે એ બલાને કેવી રીતે અહીંથી દૂર કરવી ? "

શ્યામાની સાથે દુરાચાર કરવાની તારાસિંહની બિલ્કુલ ઇચ્છા

નહોતી. તે પુનઃ સ્વગત કહેવા લાગ્યોઃ–" શું નિર્લજ્જ કૃષ્ણલાલ આ સંબંધી કાંઈ જાણતો નહિ હોય ?! એ બધું જાણતો હશે; પરંતુ એ માર્ગેથી સારી આવક થતી હોવાથી જ તે ચુપકીદી ધારણ કરી રહેલો હોવો જોઇએ. પિશાચપતિને આ સઘળી વિષયલંપટતાની ખબર ક્યાંથી હશે ?! તે પોતાની એક સામાન્ય ભૂલ માટે પણ હમણાં કેટલો બધો પશ્ચાત્તાપ કરે છે ! અરેરે ! જ્યારે પોતાના પુત્રની અને પુત્રપત્નીની નીચતા તેના જાણવામાં આવશે ત્યારે તેને ઘણો ખેદ થશે. ધિક્કાર છે આવા પુત્રો તથા પુત્રવધૂઓને ! "

તારાસિંહ સ્વગત આવા વિચાર કરી રહ્યો હતો એવામાં વિલાસિની શ્યામા બનીઠનીને રુમઝુમ કરતી કરતી તેની પાસે આવી. તારાસિંહે તેને પોતાની પાસે બેસાડીને તેના સૌન્દર્યની પ્રશંસા કરી. વાતચિતમાં થોડો સમય પસાર થયો હશે એવામાં બ્હારથી કૃષ્ણલાલના નોકર હનમન્તસિંહની બૂમ સાંભળવામાં આવી. હનમન્તની સાથે કોઇ સ્ત્રીના બોલવાનો અવાજ પણ સંભળાયો. તરત જ તારાસિંહ હાથમાં ખંજર લઈ ઓરડાની બ્હાર નીકળ્યો તો ત્યાં પોતાના શિષ્ય અને હનમન્તસિંહ ઉપરાંત એક સ્ત્રીને જોઇ આશ્ચર્ય પામી તેણે પૂછ્યું:–" બાઇ ! તું કોણ છે ?"

" પ્રથમ તું જ કહે જોઇએ કે તું કોણ છે, જેથી તને મારી નાખ્યા પછી મ્હેં કોને રામશરણે પહોંચાડી દીધો છે એ મ્હારા સ્મરણમાં રહે. "

એ સ્ત્રીનાં આવા વાક્ય સાંભળી તારાસિંહે કહ્યું:–" ત્હારા સાહસ માટે મ્હને આશ્ચર્ય ઉપજે છે અને તે સાથે જ તું કોઇ બહુરૂપી હોવો જોઇએ એમ હું ધારું છું. "

" ખરું છે. હું બહુરૂપી જ છું. તેથી જ ત્હારા મકાનમાં

આવ્યો છું. દુરાચાર કરવાથી તેનું કેવું પરિણામ આવે છે એનો અનુભવ અલ્પ કાળમાં જ હું તને કરાવું છું. જે સ્ત્રીને ત્હેં લુચ્ચાઇથી અત્રે તેડાવી છે તેનો પતિ કેવો ચાલાક બહુરૂપી છે એ તું જાણતો નથી કે ?"

તારાસિંહે ઉચ્ચ સ્વરે હાસ્ય કરીને કહ્યું:-" અહાહા ! હવે હું સમજ્યો કે, નફ્ટ કૃષ્ણલાલ તું જ છે તથા ત્હારી પતિવ્રતા પ્રમદાની આવકનો હિસાબ તપાસવા તું અત્રે આવ્યો છે ! ઠીક ત્હારે હવે જાણી લેવું જોઇએ કે, જેની પાસે તું હમણાં ઉભો રહ્યો છે તેનું નામ તારાસિંહ છે તથા રાણા વીરસિંહજીની આજ્ઞાથી ત્હારી ચાલચલણ તપાસવા માટે હું અત્રે આવ્યો છું."

આ વાક્યો સાંભળી કૃષ્ણલાલ દિંગ્મૂઢ બની ગયો. ઓરડાની બ્હાર પોતાનો પતિ આવી પહોંચ્યો છે એવું જાણવામાં આવતાં શ્યામાએ પણ સ્ત્રીચરિત્ર ચાલૂ કર્યું. તે રડતી રડતી અને માથાપર હાથ પછાડતી બ્હાર આવી તથા કૃષ્ણલાલના ચરણોમાં મસ્તક મૂકી કહેવા લાગી:-" મ્હને તો તમારૂં નામ લઇને હનમન્ત અહીં લઈ આવ્યો છે !"

થોડા સમય સુધી કૃષ્ણલાલ ચુપ રહ્યો. પછી તારાસિંહ તરફ જોઇને તેણે કહ્યું:-" શું બીજાઓની સ્ત્રીઓને ખરાબ કરવી એ બહુરૂપીઓનો ધર્મ છે કે ?"

તારાસિંહ:—ના ના-એવો દુરાચાર કરવો એ બહુરૂપીનો ધર્મ નથી. તે સાથે સઘળી તરફના વિચારોનો ત્યાગ કરી માત્ર બાયડીની કમાઇપર તાગડધીન્ના કરવા એ પણ બહુરૂપીનો ધર્મ નથી. મ્હેં તારી સ્ત્રીને ખરાબ વિચારથી અત્રે બોલાવી નથી. તેની ચાલચલણની ખાત્રી કરવા માટે જ મ્હેં આમ કર્યું છે. જે વાતો ત્હારા સંબંધી

નહોતી. તે પુનઃ સ્વગત કહેવા લાગ્યો:-" શું નિર્લજ્જ કૃષ્ણલાલ આ સંબંધી કાંઈ જાણતો નહિ હોય ?! એ બધું જાણતો હશે; પરંતુ એ માર્ગથી સારી આવક થતી હોવાથી જ તે ચુપકીદી ધારણ કરી રહેલો હોવો જોઇએ. પિશાચપતિને આ સઘળી વિષયલંપટતાની ખબર ક્યાંથી હશે ?! તે પોતાની એક સામાન્ય ભૂલ માટે પણ હમણાં કેટલો બધો પશ્ચાત્તાપ કરે છે ! અરેરે ! જ્યારે પોતાના પુત્રની અને પુત્રપત્નીની નીચતા તેના જાણવામાં આવશે ત્યારે તેને ઘણો ખેદ થશે. ધિક્કાર છે આવા પુત્રો તથા પુત્રવધૂઓને ! "

તારાસિંહ સ્વગત આવા વિચાર કરી રહ્યો હતો એવામાં વિલાસિની સ્યામા બનીઠનીને રુમઝુમ કરતી કરતી તેની પાસે આવી. તારાસિંહે તેને પોતાની પાસે બેસાડીને તેના સૌન્દર્યની પ્રશંસા કરી. વાતચિતમાં થોડો સમય પસાર થયો હશે એવામાં બ્હારથી કૃષ્ણલાલના નોકર હનમન્તસિંહની બૂમ સાંભળવામાં આવી. હનમન્તની સાથે કોઇ સ્ત્રીના બોલવાનો અવાજ પણ સંભળાયો. તરત જ તારાસિંહ હાથમાં ખંજર લઈ ઓરડાની બ્હાર નીકળ્યો તો ત્યાં પોતાના શિષ્ય અને હનમન્તસિંહ ઉપરાંત એક સ્ત્રીને જોઇ આશ્ચર્ય પામી તેણે પૂછ્યું:-" બાઇ ! તું કોણ છે ?"

" પ્રથમ તું જ કહે જોઇએ કે તું કોણ છે, જેથી તને મારી નાખ્યા પછી મ્હેં કોને રામશરણે પહોંચાડી દીધો છે એ મ્હારા સ્મરણમાં રહે. "

એ સ્ત્રીનાં આવા વાક્ય સાંભળી તારાસિંહે કહ્યું:-" ત્હારા સાહસ માટે મ્હને આશ્ચર્ય ઉપજે છે અને તે સાથે જ તું કોઇ બહુરૂપી હોવો જોઇએ એમ હું ધારું છું. "

" ખરું છે. હું બહુરૂપી જ છું. તેથી જ ત્હારા મકાનમાં

આવ્યો છું. દુરાચાર કરવાથી તેનું કેવું પરિણામ આવે છે એનો અનુભવ અલ્પ કાળમાં જ હું તને કરાવું છું. જે સ્ત્રીને ત્હેં લુચ્ચાઇથી અત્રે તેડાવી છે તેનો પતિ કેવો ચાલાક બહુરૂપી છે એ તું જાણતો નથી કે ?”

તારાસિંહે ઉચ્ચ સ્વરે હાસ્ય કરીને કહ્યું:–“ અહાહા ! હવે હું સમજ્યો કે, નફટ કૃષ્ણલાલ તું જ છે તથા ત્હારી પતિવ્રતા પ્રમદાની આવકનો હિસાબ તપાસવા તું અત્રે આવ્યો છે ! ઠીક ત્હારે હવે જાણી લેવું જોઇએ કે, જેની પાસે તું હમણાં ઉભો રહ્યો છે તેનું નામ તારાસિંહ છે તથા રાણા વીરસિંહજીની આજ્ઞાથી ત્હારી ચાલચલણ તપાસવા માટે હું અત્રે આવ્યો છું.”

આ વાક્યો સાંભળી કૃષ્ણલાલ દિંગ્મૂઢ બની ગયો. ઓરડાની બ્હાર પોતાનો પતિ આવી પહોંચ્યો છે એવું જાણવામાં આવતાં શ્યામાએ પણ સ્ત્રીચરિત્ર ચાલૂ કર્યું. તે રડતી રડતી અને માથાપર હાથ પછાડતી બ્હાર આવી તથા કૃષ્ણલાલના ચરણોમાં મસ્તક મૂકી કહેવા લાગી:–“ મ્હને તો તમારું નામ લઇને હનમન્ત અહીં લઈ આવ્યો છે !”

થોડા સમય સૂધી કૃષ્ણલાલ ચુપ રહ્યો. પછી તારાસિંહ તરફ જોઇને તેણે કહ્યું:–“ શું બીજાઓની સ્ત્રીઓને ખરાબ કરવી એ બહુરૂપીઓનો ધર્મ છે કે ?”

તારાસિંહ:—ના ના–એવો દુરાચાર કરવો એ બહુરૂપીનો ધર્મ નથી. તે સાથે સઘળી તરફના વિચારોનો ત્યાગ કરી માત્ર બાયડીની કમાઈપર તાગડધીન્ના કરવા એ પણ બહુરૂપીનો ધર્મ નથી. મ્હેં તારી સ્ત્રીને ખરાબ વિચારથી અત્રે બોલાવી નથી. તેની ચાલચલણની ખાત્રી કરવા માટે જ મ્હેં આમ કર્યું છે. જે વાતો ત્હારા સંબંધી

મ્હેં સાંભળી છે તથા અહીં આવ્યા પછી જે કાંઇ મ્હારા જાણવામાં આવ્યું છે એ ઉપરથી એમ સ્પષ્ટ સમજી શકાય છે કે તું કમજાત અને નમકહરામ છે. માલિકના કામની તને બિલ્કુલ ચિંતા નથી. એનું પ્રમાણ શોધવા જવું પડે તેમ નથી. મનોરમાની સાથે ત્હેં જે વ્યવહાર ચલાવ્યો છે તે ઉપરથી ત્હારી નમકહરામી માલૂમ પડી આવી છે. એ મનોરમાએ પગની જોડીઓથી ત્હારી પૂજા કરી છે એ સારું કર્યું છે. વળી તેણે ત્હારું તિલિસ્મી ખંજર પણ લઇ લીધું છે.”

કૃષ્ણલાલઃ–બહુરૂપીઓને દરેક કાર્યમાં સફળતા મળવી જ જોઇએ એમ કાંઈ નથી. જો કે મનોરમાએ તેની માયાજાળમાં મ્હને ફસાવ્યો છે; પરંતુ તેથી હું કાંઇ નમકહરામ ઠરતો નથી. શું તમે તથા તમારા પિતાજી કદાપિ કોઇથી છેતરાયા નથી કે? વળી મ્હારી સ્ત્રીને તમે બદનામ કરો છો એ તમારી ભૂલ છે. તે પોતે એમ કહે છે કે, ‘મ્હને તમારું નામ દઇને જ હનમન્ત અત્રે તેડી લાવ્યો છે.’ મ્હારી સ્ત્રી પાપીયસી નહિ પરંતુ સતી સાધ્વી છે. ખરી રીતે તો તમે જ બદમાશ છો કે, પારકી સ્ત્રીને છેતરીને તમારે ત્યાં બોલાવો છો. વળી મ્હને એકલો જાણીને જ તમે મ્હારું અપમાન કરો છો; પરંતુ તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે, હું કોઈ રીતે તમારાથી ઉતરતો નથી.

તારાસિંહઃ—ના ના–તને એકલો સમજીને હું ત્હારું અપમાન યા તો તિરસ્કાર કરતો નથી. હું તને અપરાધી સમજીને જ ત્હારો તિરસ્કાર કરું છું. જો વળી મ્હારી સાથે યુદ્ધ કરવાનો ત્હારો વિચાર હોય તો હું એકલો જ યુદ્ધમાં ઉતરવાને તૈયાર છું. ત્હારી સ્ત્રીને તું સતી સાધ્વી સમજ અથવા તો ત્હારી માતા કરતાં પણ વિશેષ ચઢી-આતી સમજ, તેમાં મ્હને કાંઈ અડચણ નથી. વાસ્તવિક રીતે હું

અત્રે જે કાર્ય કરવાને આવ્યો હતો તે કરી ચુક્યો છું. અહીંથી જઈને મહારાણાજીને હું સઘળી સત્ય હકીકત નિવેદન કરીશ, અને તે સાથે ત્હારા પિતાજીને પ્રસન્ન કરવાના વિચારથી ત્હારા ગંભીર સ્વભાવની પ્રશંસા પણ કરીશ. દુરાત્મા ! તને ખબર છે કે, ત્હારા પિતાજી પોતાની એક સામાન્ય ભૂલ માટે અત્યારે ઘણો પશ્ચાત્તાપ કરે છે, તથા પોતાના શિરપરનું કલંક દૂર કરવાનો તેઓ જીવજાનથી પ્રયત્ન કરે છે; છતાં ત્હારા જેવા કુપુત્રને લીધે તેઓ કાંઈ કરી શકતા નથી. વળી આવી કલંકિની સ્ત્રીને સતી સાધ્વી સમજનાર પોતાને એક બહુરૂપી કહેવડાવે છે એ આશ્ચર્યયુક્ત પ્રકાર છે.

કૃષ્ણલાલઃ—ત્યારે હું બહુરૂપી છું એ વિશે તમને કાંઈ શંકા છે કે ?

તારાસિંહઃ—હા હા–એ વિશે મ્હને સંપૂર્ણ શંકા છે.

કૃષ્ણલાલઃ—તમે ગમે તેમ સમજો તેમાં મ્હને કાંઇ નુકસાન નથી. મહારાણા વીરસિંહજી પાસે જઇ મ્હારો અસત્ય નિન્દા કરવા ઉપરાંત બીજું કાંઇ તમે કરી શકો તેમ નથી. પરંતુ તમારે એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે, હું કોઇનો તાબેદાર નથી.

તારાસિંહે અતિશય ક્રોધે ભરાઇને પૂછ્યું:–" શું તું કોઇનો તાબેદાર નથી ? "

તારાસિંહને ક્રોધે ભરાયલો જોઇને કૃષ્ણલાલ ડરી ગયો. તે એ સ્થળે એકલો હોવાથી જ તેને ડર લાગ્યો. સમયનો વિચાર કરી તે ચુપ થઇ ગયો; છતાં અંતઃકરણથી તે તારાસિંહનો કટ્ટો શત્રુ બની ગયો. તેણે કોઇ પણ રીતે પ્રસંગ આવ્યે તેનો જીવ લેવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો. તેણે આ પ્રસંગે સ્વગત કાંઇ વિચાર કરી મૌન ધારણ કર્યું. તારાસિંહે તેના તરફ જોઇને તિરસ્કારસૂચક સ્વરે

કહ્યું:—" થયું-હવે તું જા, તથા ત્હારી સાધ્વી સહધર્મિણી અને નોકરને લઇ જા."

કૃષ્ણલાલે આ આજ્ઞાનુસાર વર્તવું વ્યાજબી વિચાર્યું. તે ચુપકીદીથી ત્યાંથી રવાના થઇ ગયો. તેની સ્ત્રી તથા નોકર પણ તેની પાછળ પાછળ ચાલ્યાં ગયાં.

વાંચકબંધુઓ! કૃષ્ણલાલને તેની સ્ત્રી શ્યામા તારાસિંહને ત્યાં ગઇ હતી એ ખબર કેવી રીતે માલૂમ પડી એ વિશે અત્રે થોડો ખુલાસો કરીને આ પ્રકરણ પૂર્ણ કરવામાં આવશે. પહેલાં અમે જણાવી ચુક્યા છીએ કે, કૃષ્ણલાલને ત્યાં જે દાસી હતી તે શ્યામાને તેની વિષયલંપટતાના વ્યવસાયમાં સહાયતા કરતી હતી. તે દાસીની માર્ફત સઘળી ગોઠવણ નક્કી કર્યા પછી શ્યામા પોતાના આશકોને સંકેતસ્થળે મળતી હતી; પરંતુ તારાસિંહ સાથેની ગોઠવણ એ દાસીની માર્ફત નહિ થતાં હનમન્તસિંહ માર્ફત થઇ હતી. તારાસિંહ પાસેથી શ્યામને જે કાંઇ મળે તેની દલાલી આ પ્રકારમાં હનમન્તસિંહને મળે તેમ હતી. પોતાને આ પ્રકારમાંથી એક પાઇ પણ મળવાની નથી એવી જ્યારે પેલી દાસીને ખબર પડી ત્યારે તે શ્યામાને ફસાવવાને તૈયાર થઇ. શ્યામા એ દાસીનાથી કાંઇ પણ વાત છુપાવી રાખતી નહોતી, તેથી તેણે તેને તારાસિંહ સંબંધીની તેમ જ તેને મળવા જવાની સઘળી હકીકત એ દાસીને પ્રથમથી જ જણાવી દીધી હતી. પછીથી શ્યામા જ્યારે તારાસિંહને મળવા ચાલી ગઇ અને થોડા કાળના અંતરે કૃષ્ણલાલ ઘેર આવ્યો ત્યારે પોતાનું નામ કોઇને નહિ કહેવાની કબુલત કરાવ્યા પછી એ દાસીએ શ્યામાની સઘળી હકીકત તેને જણાવી દીધી, તથા તે કૃષ્ણલાલને તારાસિંહનું મકાન બતાવવા જવાને પણ તૈયાર થઇ. પોતાની સ્ત્રી એક પરદેશીને

ઘેર ગઇ છે. એવું જાણવામા આવતાં કૃષ્ણલાલના અંતરમાં અપાર ક્રોધ ઉપજ્યો. પોતાની પત્ની તારાસિંહને ત્યાં ગઈ છે એવું જો પ્રથમથી તેના જાણવામાં આવ્યું હોત તો આવી રીતે તે એકલો તેની પાસે જાત નહિ. એક સ્ત્રીનો વેશ ધારણ કરી તે ઘેરથી બ્હાર નીકળી પડ્યો, તથા તારાસિંહના મકાન પાસે જઇ પહોંચી ચંદન-ઘોની મદદથી તેણે એ મકાનમાં પ્રવેશ કર્યો. જે ઓરડામાં તારા-સિંહ અને શ્યામા વાતચિત કરતાં બેઠાં હતાં એ ઓરડાની બ્હાર પોતાના નોકર હનમન્તસિંહને તારાસિંહના શિષ્ય પાસે બેઠેલો જોતાં જ તેણે તેની કમરપર જોરથી લત્તાપહાર કર્યો. એ લત્તાપ્રહારથી હન-મન્તસિંહ અધમુઓ થઇ ગયો, તથા તેણે એક બૂમ પાડી. તેની બૂમ સાંભળીને જ તારાસિંહ ઓરડાની બ્હાર આવ્યો હતો.

---

## પ્રકરણ ૯ મું.

---

### નિષ્ફળ પ્રયત્ન.

માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી વગેરેને લઇ મહારાણો વીરસિંહ ઘણા રસાલા સાથે કનકગઢ તરફ વિદાય થયો. માયાસુંદરી અને બંસરીબાલાની આધીનતામાં આ પ્રસંગે એકસો પંદર દાસીઓ કિંવા સેવિકાઓ હતી. એમાંની વીસ તો રાણા દિગ્વિજયની રાણીની દાસીઓ હતી. તેઓ શ્યામગઢ જીતાયા પછી મહારાણા વીરસિંહની નોકરીમાં રહી હતી. બીજી દાસીઓ નવી રાખેલી હતી. એ ઉપરાંત શ્યામગઢની કેટલીક નવાઇની વસ્તુઓ પણ વીરસિંહે પોતાની પાસે રાખી હતી. વળી જે બહુરૂપીઓને રાજ-

ગૃહી તથા ગયાજીની દેખરેખ રાખવાને નિયુક્ત કર્યા હતા તેમને પણ કનકગઢ આવવાનો હુકમ મોકલવામાં આવ્યો હતો. મહારાણો વીરસિંહ રાત્રિના સમયે કનકગઢથી નીકળ્યો હતો. તેના રસાલામાં પાંચ હજાર શસ્ત્રધારી સૈનિકો ઉપરાંત ચાર હજાર કામકાજ કરનારા માણસો પણ હતા. આ રસાલામાં સામાન્ય દાસીનો વેશ ધારણ કરીને મનોરમા પણ ભળી ગઇ હતી. માયાસુંદરી અથવા બંસરીબાલાની જો કોઈ દાસી પાછળ રહી જાય તો પોતાનો ઉદ્દેશ સફળ થાય એવા વિચારથી સુયોગ શોધતી તે રસાલા સાથે માર્ગક્રમણ કરતી હતી. એક પ્રહર જેટલો દિવસ ચઢતાં સૂધી રસાલાએ કૂચ કર્યા કરી. ત્યાર પછી એક અરણ્યમાં છાવણી નાખવામાં આવી. ત્યાં પ્રથમથી જ છાવણીનો બંદોબસ્ત કરાવવામાં આવેલો હોવાથી તંબૂઓ ઠોકાઇ ગયા હતા. વળી બીજે દિવસ જે સ્થળે છાવણી નાંખવાની હતી ત્યાં સઘળી વ્યવસ્થા કરવા માટે સામાન લાદેલાં ઊંટો સાથે કેટલાક માણસોને આ સ્થળેથી રવાના કરવામાં આવ્યા. તે આખો દિવસ ઉપરોક્ત અરણ્યમાં જ રાણા વીરસિંહનો મુકામ રહ્યો. રાત્રિના ત્રણ પ્રહર સૂધી વિશ્રાન્તિ લીધા પછી કૂચ કરવાનો છાવણીમાં હુકમ કરેલો હોવાથી રાત્રિનો વખત વિશ્રાન્તિમાં વ્યતીત કર્યા પછી પ્રભાતકાળે લશ્કરે કૂચ કરી.

આવી રીતે કૂચ કરતું કરતું મહારાણા વીરસિંહનું લશ્કર કનકગઢ તરફ આગળ વધવા લાગ્યું. ત્રણ દિવસ સૂધી તો મનોરમાનું કાંઇ કામ થયું નહિ. ચોથે દિવસે એને પોતાનું કામ કરવાનો સુયોગ મળ્યો. માયાસુંદરીની એક દાસી કે જેનું નામ દયામયી હતું તે હાથમાં લોટો લઇને જંગલ જવા ગઇ. એ સમયે રાત્રિનો થોડો સમય વીતી ગયો હતો, અને ચોતરફ અંધકારનો ફેલાવો થઇ ગયો હતો. દયામયી શ્યામગઢના રાણા દિગ્વિજયસિંહની દાસીઓમાંની જ હતી તથા

માયાસુંદરીનો તેનાપર ઘણો પ્રેમ હતો. કેમ કે પોતાના દુર્દૈવના સમયે માયાસુંદરી જ્યારે સ્યામગઢમાં બંદિની થઈ પડી હતી ત્યારે દયામયી તેને દરેક પ્રકારની સહાયતા કર્યા કરતી હતી.

દયામયીને હાથમાં લોટો લઇને જતી જોઇ મનોરમા પણ છુપી રીતે તેની પાછળ પાછળ જવા લાગી. પછી તેને જ્યારે એમ લાગ્યું કે, હવે દયામયી આગળ જશે નહિ ત્યારે તે એ સ્થળે એક વૃક્ષના થડ પાછળ છુપાઇ રહી. થોડા સમય પછી દયામયી જરૂરી કાર્યથી નિવૃત્ત થયા પછી પાછી ફરી ત્યારે મનોરમા બેધડક તેની પાસે ગઇ, તથા તેણે ઘણી સ્ફુર્તિથી પોતાની પાસેના ખંજરનો તેના મ્હોંપર સ્પર્શ કર્યો. મનોરમાએ તેને ઘસડીને ઝાડીમાં નાંખી દીધી, તથા પોતાના મનમાં એવો નિશ્ચય કર્યો કે, પાછલી રાત્રે મહારાણા વીર-સિંહજીનું લશ્કર જ્યારે કૂચ કરશે એટલે રાતની રાત ત્યાં જ છુપાઇ રહી, સ્હવાર થતાં દયામયીનો વેશ ધારણ કરી તેને જીવથી મારી નાખી સહજ ઉતાવળથી ચાલી પોતે લશ્કરમાં ભળી જશે; જેથી કોઇને પોતાનાપર સંશય આવશે નહિ.

હમ્મેશાંના નિયમ પ્રમાણે પાછલી રાત્રે મહારાણા વીરસિંહના લશ્કરે કૂચ કરી, તથા એક પ્રહર જેટલો દિવસ ચઢતાં મુકામ કરવામાં આવ્યો. એ સમયે માયાસુંદરી પોતાની દાસીઓને દયામયી વિશે પૂછ-પરછ કરવા લાગી. ઘણી દાસીઓ દયામયીને શોધવા લાગી; પરંતુ કોઇ સ્થળે તેનો પત્તો લાગ્યો નહિ. મધ્યાન્હકાળના અરસ્સામાં મનો-રમા દયામયીનો વેશ ધારણ કરી છાવણીમાં આવી પહોંચી. તે જ્યારે માયાસુંદરી પાસે ગઈ ત્યારે માયાસુંદરીએ તેને પૂછ્યું:—" તું પાછળ કેમ રહી ગઈ હતી ? બધી દાસીઓ તો ત્હારી શોધ કરીને થાકી ગઇ છે. "

"કુમારીબા! આપણા લશ્કરે જ્યારે કૂચ કરવાની તૈયારી કરી ત્યારે એકાએક મ્હારા પેટમાં ચુંક આવવા લાગી. એ ચુંકના દુઃખની દરકાર કર્યા વગર થોડે સૂધી તો હું લશ્કર સાથે આવી; પરંતુ પછી એ ચુંકનું દુઃખ એટલું બધું વધી ગયું કે હું ચાલવાને માટે પણ અશક્ત બની ગઈ. માર્ગમાં એક વાવ આવતાં હું ત્યાં રોકાઇ. ત્યાં મ્હને એકદમ ત્રણ દસ્ત થઇ ગયા તથા એ વખત ઉલટી થઇ. મ્હારું શરીર તદ્દન અવશ બની ગયું. મ્હને તો એમ જ લાગ્યું કે હવે હું જીવતી છાવણીમાં પહોંચી શકીશ નહિ. અધમુઆ જેવી સ્થિતિમાં ઘણા સમય સૂધી હું વાવની પાળપર પડી રહી ત્યારે જ મ્હારા જીવને થોડી શાન્તિ વળી. ખરેખર! ઇશ્વરે આજે આ અભાગિની ઉપર દયા કરી છે! પછી મહા મુશિબતે ચાલીને હું છાવણીમાં આવી શકી છું."

વેશધારિણી મનોરમાનાં આ વચનો ઉપર પણ સરળ હૃદયની માયાસુંદરીએ વિશ્વાસ મૂક્યો. તેણે તેને રાજવૈદ્ય પાસેથી ઔષધ લેવાની ભલામણ કરી. એ ચાર દિવસમાં જ મનોરમા માયાસુંદરી સાથે હળી ગઇ, તથા તેણે માયાસુંદરીનો પ્રેમ પ્રાપ્ત કરી લીધો.

શ્યામગઢથી કનકગઢ જવાને જોકે સારી સડક હતી; પરંતુ મહારાણા વીરસિંહનું લશ્કર એ સીધી સડકનો ત્યાગ કરી જંગલો તથા મયદાનોના માર્ગે આગળ વધતું હતું; કેમ કે હજારો મનુષ્યો જંગલો તથા મયદાનોમાં સહેલાઇથી આરામ મેળવી શકે એવી વ્યવસ્થા થઇ શકે તેમ હતી. સડકના રસ્તે એટલી બધી જગ્યા વિશ્રાન્તિ માટે મેળવવાનું કાર્ય મુસ્કેલી ભર્યું હતું.

એક દિવસે મહારાણા વીરસિંહના લશ્કરે અત્યંત રમણીય તેમ જ મનોરંજક જંગલમાં મુકામ કર્યો હતો. સંધ્યાકાળના

અરસ્સામાં વીરસિંહ અને જ્યોતિસિંહ ફરતા ફરતા છાવણીથી થોડે દૂર નીકળી જઇ એક ઉંચા પહાડ પર ચઢી અસ્તાચળમાં ઉતરી પડેલા સૂર્ય ભગવાનના રંગબેરંગી પ્રકાશમાં પ્રકૃતિનું નયનરંજક શોભા-સૌન્દર્ય જોયા કરતા હતા. એવામાં છાવણીમાંથી પોતાના તરફ ઝડપથી ઘોડો દોડાવીને આવતા એક સવાર તરફ તેમની નજર પડી. બન્ને જણા એકાગ્રદષ્ટિથી એ સવાર તરફ જોઇ રહ્યા. થોડા સમયમાં જ એ સવાર પહાડ પાસે આવી પહોંચ્યો તથા પોતાના અશ્વને ફેરવી તે એ પહાડપર ચઢવા લાગ્યો. વીરસિંહ પાસે ઉપસ્થિત થઇ અશ્વપરથી નીચે ઉતરી પડી એ સવારે પ્રણામ કરીને એક પત્ર તેના હાથમાં મૂક્યો. વીરસિંહે એ પત્ર ઉખેડી વાંચી જોયા પછી તે જ્યોતિસિંહને વાંચવા માટે આપ્યો જ્યોતિસિંહે પત્ર વાંચી રહ્યા પછી વીરસિંહ તરફ જોઇ ગંભીરતાથી કહ્યું:–" ખરેખર, એવું જ છે ! "

" પરંતુ તમે તો એ વિશે મ્હને કાંઇ કહ્યું નહોતું. " વીરસિંહે કહ્યું.

" કહેવાની જરૂર જેવું નહોતું. હું પોતે હમણાં એ સંબંધીના જ વિચારો કર્યા કરતો હતો."

" આ સલાહ મ્હને ઠીક લાગે છે તેથી પત્રનો પ્રત્યુત્તર પણ તમે હમણાં જ લખી આપો." વીરસિંહે આજ્ઞા કરી.

તરત જ જ્યોતિસિંહે લેખનસામગ્રી બ્હાર કાઢી આવેલા પત્રની પાછળ જ ઉત્તર લખી નાખ્યો. એ ઉત્તરની હકીકત વીરસિંહને વંચાવી એ પત્ર તેણે આવેલા સવારને આપી દીધો. ત્યાર પછી વીરસિંહ અને જ્યોતિસિંહ પણ કોઈ ગુપ્ત વિષયની વાતચિત કરતા કરતા છાવણી તરફ જવા લાગ્યા, અને થોડા સમયમાં જ પોતાના તંબૂમાં જઇ પહોંચ્યા. આ મુસાફરી દરમ્યાન હમ્મેશાં એક વખત

રાણો વીરસિંહ માયાસુંદરી અને બંસરીબાલાના તંબૂમાં જતો હતો. તેમની પાસે થોડો વખત બેસી તેમને સમજાવી આશ્વાસન આપીને તે હમ્મેશાં પોતાના તંબૂમાં પાછો આવતો હતો. આવી રીતે જ્યોતિસિંહ પણ હમ્મેશાં બે વખત તેમની પાસે જઈ આવતો હતો. વળી જ્યારે વીરસિંહ અને જ્યોતિસિંહ માયાસુંદરી તથા બંસરીબાલા પાસે જતા હતા ત્યારે સઘળી દાસીઓને બ્હાર કાઢવામાં આવતી હતી, તથા માત્ર નારંગીને તેમની બન્નેની પાસે રહેવા દેવામાં આવતી હતી. આજે પણ પહાડ ઉપર ફરી આવ્યા પછી થોડા સમય વિશ્રાન્તિ લઇને વીરસિંહ માયાસુંદરી તથા બંસરીબાલાના તંબૂમાં ગયો, તથા ત્યાં એક પ્રહર સુધી બેઠા પછી પોતાના તંબૂમાં પાછો આવી જ્યોતિસિંહ સાથે કાંઇ વાતચિત કરવા લાગ્યો. કેટલોક વખત વીત્યા પછી તે નિદ્રાધીન થવા માટે પલંગમાં પડયો ત્યારે જ્યોતિસિંહ તેના તંબૂમાં ચાલ્યો ગયો, તથા વિચારમગ્ન સ્થિતિમાં તેણે પણ શયન કર્યું. તેને નિદ્રા આવવાની તૈયારી હતી એવામાં ચોપદારે આવી માયાસુંદરીની બે દાસીઓના આવવાની તેને ખબર આપી. તત્કાળ જ્યોતિસિંહે બેઠા થઇ એ દાસીઓને પોતાની પાસે લઇ આવવાની ચોપદારને આજ્ઞા કરી. વિના વિલંબે તે બ્હાર જઇ બે દાસીઓને તંબૂમાં તેડી લાવ્યો. એ બે દાસીઓની એક તો દયામયીનો વેશ ધારણ કરનાર મનોરમા હતી. રાત્રિના સમયે તેમને પોતાની પાસે ઉપસ્થિત થયેલી જોઇને જ્યોતિસિંહે આશ્ચર્ય પામી તેમના આગમનનું કારણ પૂછ્યું. ઉત્તરમાં મનોરમાએ કહ્યું કેઃ—“ માયાસુંદરીએ એવું કહેવડાવ્યું છે કે, અહીંથી થોડે છેટે એક મકાન આવેલું છે. તેમાં તિલિસ્મી હોવાની હકીકત તેમણે સાંભળી છે. વળી તેઓ જ્યારે શ્યામગઢના રાજમહાલયમાં એક બંદિની તરીકે પોતાના દિવસો પસાર કરતાં હતાં ત્યારે

એ ઈમારતની અજાયબી સંબંધીની હકીકત તેમણે મહારાણા દિગ્વિજયસિંહના મુખેથી પણ સાંભળી હતી. આમ હોવાથી એ ઈમારત જોવા જવાની તેમની ઈચ્છા છે.”

આ વાક્યો સાંભળી થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી જ્યોતિસિંહે કહ્યું:–“ખરેખર, એ ઈમારત કાંઇ વિશેષ દૂર નથી. એમાં અનેક પ્રકારની અદ્ભુત બાબતો જોવા જેવી છે. મ્હેં પોતે એ ઇમારતનું દર્શન કર્યું છે; છતાં એક સાથે વિશેષ માણસો એ ઈમારતમાં જઇ શકે તેમ નથી. ઠીક છે, તમે તમારે જાઓ; હું મહારાણાજી પાસેથી ત્યાં જવાની આજ્ઞા મેળવી ઘણી ત્વરાથી માયાસુંદરી પાસે આવું છું”

દયામયી:–જેવી આજ્ઞા.

બન્ને દાસીઓ જ્યોતિસિંહને પ્રણામ કરી માયાસુંદરી પાસે ચાલી ગઈ, તથા જ્યોતિસિંહે તેમને જે કાંઈ કહ્યું હતું તે તેમણે માયાસુંદરીને કહી સંભળાવ્યું. આ સમયે માયાસુંદરીની પાસે બંસરીબાલા તથા નારંગી પણ બેઠેલી હતી, તથા કેટલીક દાસીઓ પણ ત્યાં હાજર હતી.

થોડા વખત પછી જ્યોતિસિંહના આગમનના સમાચાર મળ્યા, તથા નારંગી તેને લઈ આવવા માટે તંબૂની બહાર નીકળી. જ્યોતિસિંહ જ્યારે તંબૂમાં આવ્યો ત્યારે તેને જોઈ માયાસુંદરી અને બંસરીબાલા વિનયપૂર્વક ઉઠી ઉભી થઈ તથા જ્યોતિસિંહના આસનપર બેઠા પછી તેઓ પણ આસનપર બેસી ગઇ.

જ્યોતિસિંહે માયાસુંદરીને પૂછ્યું:–“એ અદ્ભુત ઈમારતની વાત એકાએક તમને ક્યાંથી યાદ આવી ?”

માયાસુંદરીએ ઉત્તરમાં કહ્યું:–“ખરેખર, એ ઇમારતની વાત મ્હને એકાએક યાદ આવી છે. વળી બંસરીબાલા બ્હેન પણ એ ઈમા-

રત જોવાની ઇચ્છા રાખે છે. આવો પ્રસંગ પુનઃ પ્રાપ્ત થાય તેમ નથી. એ ઈમારત આટલામાં આપણા રસ્તામાં જ આવેલી હોવાથી જો આપ કૃપા કરો તો અમે તે જોઇએ.”

જ્યોતિર્સિંહઃ-તમારું કહેવું કાંઈ ખોટું નથી. એ ઇમારત જોવા જેવી જ છે. હું તમને ત્યાં લઇ જઇ શકું એ માટે મ્હેં મહારાણા-જીની આજ્ઞા મેળવી છે; પરંતુ તમે કોઈ પણ દાસીને એ સ્થળે તમારી સાથે લઈ જઇ શકશો નહિ.

માયાસુંદરીઃ-બંસરીબાલા બ્હેન અને નારંગીને તો ત્યાં લઈ જવાની જરૂર છે; કેમ કે જો તેઓ સાથે નહિ આવે તો એ ઈમાર-તના દર્શનથી મ્હને આનન્દ નહિ થાય.

જ્યોતિર્સિંહઃ-તેમને બન્નેને સાથે રાખવાની હું મનાઇ કરતો નથી. રથ જોડવાનો હુકમ હું કરી આવ્યો છું. હમણાં જ રથ આવશે એટલે તમે તેમાં બેસી જજો. હું પોતે જ રથ હાંકવા બેસી તમને એ ઈમારતમાં લઈ જઇશ. આપણા ચાર સિવાય વિશેષમાં એક પણ મનુષ્યને આપણે સાથે રાખવાનું નથી.

માયાસુંદરીઃ-જયારે આપ જ તકલીફ ઉઠાવીને અમારી સાથે આવવાની કૃપા કરો તેમ છો ત્યારે પછી બીજાં મનુષ્યોને સાથે લેવાની શી જરૂર છે ?

જ્યોતિર્સિંહઃ-જો હમણાં જ આપણે રથમાં બેસી ઘોડાંને લગાર તેજીથી હાંકીશું તો એક કલાકમાં જ એ સ્થળે જઇ પહોંચીશું. ૭ સાત કલાકમાં તો આપણે એ ઇમારતને બરાબર જોઇશું. પછીથી અત્રે આપણને પાછાં આવવાની જરૂર રહેશે નહિ. આગળ જે ઠેકાણે છાવણી નાખવાની છે ત્યાં જ આપણે ચાલ્યાં જઇશું. આપણું લશ્કર

અહીંથી કૂચ કરી એ સ્થળે જઈ પહોંચશે ત્યાં સૂધીમાં આપણે પણ એ સ્થળે જઇ શકીશું.

માયાસુંદરીઃ—જેવી આપની ઈચ્છા.

થોડા સમય પછી એવી ખબર મળી કે બે ઘોડાનો રથ તૈયાર છે. જ્યોતિસિંહ ઉઠી ઉભો થયો તથા તેણે પર્દાનો બંદોબસ્ત કર્યો. માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને એ રથમાં બેસાડવામાં આવી. જ્યોતિસિંહે ઘોડાઓની રાસ હાથમાં લીધી એટલે ઘોડાઓ ઝડપથી માર્ગક્રમણ કરવા લાગ્યા.

રાત્રિ વીતી ગઇ. એક પ્રહર જેટલો દિવસ ચઢ્યા પછી મહારાણા વીરસિંહનું લશ્કર આગળ જે ઠેકાણે છાવણી કરવાની હતી તે ઠેકાણે જઈ પહોંચ્યું. ત્યાર પછી લગભગ એક કલાકના અંતરે જ્યોતિસિંહ પણ રથ લઇને ત્યાં પહોંચી ગયો. રથને જનાનાના તંબૂ પાસે ઉભો રાખવામાં આવ્યો. ત્યાં માયાસુંદરી બંસરીબાલા અને નારંગીને નીચે ઉતાર્યા પછી રથ નોકરોને સ્વાધીન કરીને જ્યોતિસિંહ મહારાણા વીરસિંહની પાસે ચાલ્યો ગયો.

આજે છાવણીમાં આપણાથી ઘણા દિવસથી છૂટા પડેલા બહુરૂપીઓ કપટશંકર, પંડિત બદ્રિનાથ વગેરે પણ આવી ચઢ્યા; કેમ કે તેમને વીરસિંહના રામગઢ જવાના સમાચાર પ્રથમથી જ જણાવવામાં આવ્યા હતા. એ લોકો વીરસિંહ અને જ્યોતિસિંહ જે તંબૂમાં બેસીને વાતચિત કરતા હતા એ તંબૂ પાસે ઉપસ્થિત થયા. એ બહુરૂપીઓ વીરસિંહની સાથે રામગઢ જવાની આશા રાખતા હતા; પરંતુ તેમની એ આશા સફળ થઈ નહિ. એ સમયે જ તેમને કેટલાંક કાર્યો સોંપવામાં આવ્યાં તથા વીરસિંહની આજ્ઞાનુસાર તેઓ તત્કાળ પૂર્વ દિશા તરફ વિદાય થઈ ગયા.

રાણા વીરસિંહ તથા જ્યોતિસિંહ એવું જાણી ગયા કે, મનોરમા વેશ બદલીને તેમની સાથે કૂચ કરે છે, તથા ધીમે ધીમે તેના મદદગારો પણ વેશ બદલીને લશ્કરમાં દાખલ થતા જાય છે; છતાં એમને સર્વેને કેદ કરવાનો સુયોગ જ્યોતિસિંહને મળતો નહોતો. તે એટલું તો સારી રીતે સમજતો હતો કે, મનોરમા દાસીનો વેશ ધારણ કરીને પોતાની સાથે સાથે આવતી હશે; પરંતુ અસંખ્ય દાસીઓમાંથી વેશધારિણી ધુર્ત્ત મનોરમાને ઓળખી શકવાનું કાર્ય મુશ્કેલી ભર્યું હતું. વળી જ્યોતિસિંહના સાંભળવામાં એ વાત આવી ગઈ હતી કે, મનોરમાએ બેવકૂફ કૃષ્ણલાલ પાસેથી તિલિસ્મી ખંજર લઇ લીધું છે. મનોરમા તિલિસ્મી ખંજરને પોતાની પાસે રાખતી હોવી જ જોઇએ એવો જ્યોતિસિંહનો વિશ્વાસ હતો. જો કે રાણા વીરસિંહના જનાનખાનાની ઘણી દાસીઓ પોતાની પાસે ખંજર રાખતી હતી; પરંતુ જે દાસી પાસે તિલિસ્મી ખંજર હોય એ દાસીને શોધી કાઢવાનું કાર્ય જ્યોતિસિંહને ઘણું સહેલું લાગતું હતું. આમ હોવાથી તેની નજર વારંવાર સઘળી દાસીઓની આંગળીઓ તરફ આકર્ષાતી હતી. જે દાસીની આંગળીપર તિલિસ્મી ખંજર સાથે સંબંધ ધરાવતી મુદ્રિકા જોવામાં આવે તેની પાસે જ તિલિસ્મી ખંજર હોવું જોઇએ એ સ્પષ્ટ પ્રકાર હતો.

એક તરફથી જ્યારે જ્યોતિસિંહ ચાલાકીથી મનોરમાને શોધી કાઢવાનો પ્રયત્ન કરતો હતો ત્યારે બીજી તરફથી કપટકળામાં કુશળતા ધરાવનાર ધુર્ત્ત મનોરમા પણ ઘણી સાવધાનતાથી પોતાનો ઉદ્દેશ પાર પાડવાનો પ્રયત્ન કરતી હતી. તેણે જ્યોતિસિંહ જેવા વયોવૃદ્ધ અનુભવી, સાહસિક અને સુચતુર બહુરૂપીને પણ ભૂલથાપ ખવડાવી દીધી. મનોરમા પ્રથમથી જ સમજી ગઇ હતી કે જો પોતાની આંગળીપર તિલિસ્મી ખંજર સાથે સંબંધ ધરાવતી મુદ્રિકા જ્યોતિસિંહના

જોવામાં આવશે તો તે તત્કાળ પોતાને કેદ કર્યા સિવાય રહેશે નહિ. આમ હોવાથી તેણે ઘણું સાહસિક કામ કર્યું. એ મુદ્રિકા આંગળીપર નહિ રાખતાં શરીરના બીજા કોઈ સ્થળે રાખવાથી તેનો ઉપયોગ થઇ શકે છે કે કેમ એ વિષયની વીરસિંહના લશ્કરમાં ભળતાં પૂર્વે જ તેણે અજમાયશ કરી લીધી હતી. અજમાયશ કરતાં જ્યારે તેને એમ માલૂમ પડયું કે, એ તિલિસ્મી મુદ્રિકા શરીરના ગમે તે સ્થળે રાખવા છતાં પણ પોતે પોતાનું કાર્ય કરી શકે તેમ છે ત્યારે તેણે પોતાની જંઘા ચીરીને એ મુદ્રિકાઓમાં રાખી હતી. જંઘાનો જે ભાગ ચીરવામાં આવ્યો હતો તેને પાછળથી સીવી લઇ તેના પર મલમપટ્ટાઓ મારીને મનોરમા એ સ્થળે રૂઝ લાવી શકી હતી. આ કારણથી તેની પાસે હમણાં પણ તિલિસ્મી ખંજર હોવા છતાં જ્યોતિસિંહ તેને ઓળખી શકયો નહિ. આમ છતાં મનોરમા પોતાના લશ્કરમાં હોવી જોઇએ એ વિષે તેના અંતરમાં સહજ પણ શંકા ઉત્પન્ન થઇ નહિ.

આજે જ્યોતિસિંહે એવો હુકમ કાઢયો કે, માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી જેઓ એક જ તંબૂમાં સૂઇ રહે છે તેઓ જ્યારે સૂઇ રહેલી હોઇ ત્યારે તેમની પાસે કોઇએ પણ જવું નહિ. જ્યાં સૂધી તેઓ જાગતી હોય ત્યાં સૂધી જ દાસીઓએ તેમની પાસે આવજા કરવી. તેઓની જ્યારે સૂઇ રહેવાની ઇચ્છા થાય ત્યારે કોઇ પણ દાસીએ તેમના તંબૂમાં રહેવું નહિ. વળી જ્યાં સૂધી નારંગી ઘંટડી વગાડીને કોઇ દાસીને બોલાવવાનો સંકેતન કરે ત્યાં સૂધી કોઇ પણ દાસીએ તંબૂમા પ્રવેશ કરવો નહિ. આવો હુકમ કર્યા પછી જ્યોતિસિંહે એ તંબૂની આસપાસ સખ્ત પહેરાનો બંદોબસ્ત કરી દીધો.

ઉપરનો હુકમ સાંભળવામાં આવતાં તથા પહેરાનો સખ્ત બંદોબસ્ત જોવામાં આવતાં મનોરમા વિશેષ ઉશ્કેરાઈ. તે પોતાના મન

સાથે કહેવા લાગી:–" જ્યોતિસિંહ પણ ઘણો એવકૂફ માણસ છે ! તેની આ સઘળી ગોઠવણથી હું કાંઇ નિરાશ થઇ જાઉં તેમ નથી! હવે હું મ્હારૂં કામ ઝડપથી કરીશ. હું કાંઈ માત્ર માયાસુંદરી અને બંસરી-બાલાને મારી નાખીને ચાલી જવા માટે જ આ લશ્કરમાં આવી નથી. તેમના બન્નેના જીવનનો અંત લાવવા ઉપરાંત મ્હારે બીજું ઘણું કામ કરવાનું છે. ઠીક છે, આજે ગમે તે કોઇને આ મનોરમા પોતાની અદ્ભુત શક્તિનો પરિચય કરાવ્યા સિવાય રહેવાની નથી. નાલાયક જ્યોતિસિંહ ! મ્હારી સાથે હરિફાઇમાં તું ફાવે છે કે હું એ હવે આપણે જોવાનું છે. " પોતાના મન સાથે આમ કહી મનોરમા પોતાનો નિશ્ચય પાર પાડવાનો પ્રયત્ન કરવા લાગી.

મધ્યરાત્રિનો વખત પસાર થઇ ગયો હતો. જે તંબૂમાં માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી સૂઇ રહેલી હતી એ તંબૂની આસપાસ સખ્ત પહેરો ફર્યા કરતો હતો. માયાસુંદરી, નારંગી અને બંસરીબાલા ગાઢ નિદ્રાને આધીન થઇ ગયેલી હતી. એમના તંબૂની બન્ને બાજૂએ બે મ્હોટા તંબૂઓ આવેલા હતા. એ તંબૂમાં સઘળી દાસીઓ હોઈ તેની આસપાસ પણ હથિયારબંધ પહેરેગીરો પહેરો ભર્યા કરતા હતા. મનોરમા ચુપકીદીથી પોતાના બિછાનામાંથી ઉઠી બેઠી થઇ અને તંબૂની કનાતને ઉંચી કરી ચોપગા જાનવરની માફક પેટથી ઘસડાતી ઘસડાતી માયાસુંદરીના તંબૂ તરફ જવા લાગી. દૂરથી તેણે ચાર સિપાહીઓને હાથમાં નાગી તલ્વારો લઇ એ તંબૂની આસપાસ પહેરો ભરતા જોયા. મનોરમા હાથમાં તિલિસ્મી ખંજર લઇને તંબૂની પાછળ ચાલી ગઇ તથા એક મ્હોટા વૃક્ષના થડ પાછળ ઉભી થઈ ગઇ. પહેરો ભરનાર સિપાહીએ ફરતા ફરતા જ્યારે આગલી બાજૂએ ગયા ત્યારે તેણે આગળ જઇ તિલિસ્મી ખંજર મ્યાનમાંથી બહાર કાઢી તેમના રસ્તામાં મૂકી

દીધું તથા તે પાછી ઝાડના થડની પાછળ ઉભી રહી. ત્યાં ઉભી રહીને તે પહેરેગીરો તરફ ધ્યાનથી જોવા લાગી. પહેરેગીરો પાછા જ્યારે મનોરમાએ જે સ્થળે તિલિસ્મી ખંજર મૂકી રાખ્યું હતું તે સ્થળે આવ્યા ત્યારે તેમની નજર એ તિલિસ્મી ખંજરપર પડી. તિલિસ્મી ખંજર જ્યોત્સ્નાના પ્રકાશમાં વિશેષ પ્રકાશી રહ્યું હતું. પ્રથમ જે પહેરેગીરની નજર ખંજરપર પડી તેણે ખંજરને ઉપાડી લેવાનો પ્રયત્ન કર્યો તથા એ પ્રયત્નના પરિણામે બેહોશ બની જઇ તે ઉંધે માથે પૃથ્વીપર પટકાઈ પડ્યો. તેની આવી સ્થિતિ થયેલી જોઇ તેના સાથીદારોને ઘણું આશ્ચર્ય લાગ્યું તથા બીજા એક પહેરેગીરે ખંજરને ઉપાડી લેવાનો પ્રયત્ન કર્યો જેથી તેની પણ પેલા પહેરેગીરના જેવી સ્થિતિ થઇ. તિલિસ્મી ખંજરની હકીકત તેમ જ તેના ગુણ માત્ર અમુક ગણ્યાં ગાંઠયાં માણસો જ જાણતાં હતાં તથા એ માણસો ખંજર સંબંધીની સઘળી હકીકત પોતાના મનમાં જ છુપાવી રાખતાં હતાં. બિચારા સિપાહીઓ પણ એ વિષયથી સર્વથા અજ્ઞાત હોવાથી એક પછી એક ચારે પહેરેગીર એ તિલિસ્મી ખંજરને સ્પર્શ કરી, શુદ્ધિ બુદ્ધિ ગૂમાવી બેહોશ બની ગયા. તેમના સર્વના બેહોશ બની ગયા પછી મનોરમા તેમની પાસે ગઇ તથા તેણે પોતાનું તિલિસ્મી ખંજર ઉપાડી લઇ તેનાથી તંબૂની કનાતમાં મ્હોટું છિદ્ર કરી ઘણી સાવધાનતાથી તંબૂમાં પ્રવેશ કર્યો. એ સમગ્રે માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી ગાઢ નિદ્રામાં હતી તથા મનોરમા તેમનો સર્વનો જીવ લેવાનો વિચાર ધરાવતી હતી. જે બાજૂ તરફ તેમનાં મસ્તકો હતાં તે તરફ ઉભી રહીને રાક્ષસી મનોરમા સ્વગત વિચારવા લાગીઃ–
" આ સમયે મ્હારું કામ પાર ઉતર્યા સિવાય રહેવાનું નથી.

છે શાન્ત રાત્રિ શાન્ત તારા શાન્ત વિશ્વ જણાય છે,
જડ ને જીવન સૃષ્ટિ સકળ નિદ્રા વિશે લય થાય છે,

છે એક બાજૂ મોત ને આફત રાહે મોતનો;
દૃઢ થા, વધ આગળ જીગર કે જો શું હવે અહીં થાય છે!
ચુપ, ડર નહિ! ભર તું કદમ સિદ્ધિ નજીક દેખાય છે;
કર દૂર કાંટો માર્ગનો મેળવ સદા જે ચ્હાય છે.
છું વીર બાળા, વીર જાયા વીરની વીરાંગના;
કુળ તારનારી હું કટારી તીવ્ર તેજ કુલાંગના.
વીર દર્પ મ્હારો જાગતાં, નથી હૃદય મ્હારું હાથમાં;
તત્પર બની છું સફળ કરવા કાર્ય સઘળું સાથમાં.
છે લોહની તીખી કટારી, લોહ છાતીમાં ભરી;
વીંધું જીગર પળ વારમાં, લઉં પ્રાણ શત્રુ તણા હરી.
પીવું અને પીવડાવવું છે લોહી શત્રુ જાતનું;
જોશે જગત્ વીરાંગનાનું કાર્ય કાળી રાતનું.

તિલિસ્મી ખંજરના એક જ ઘાથી મ્હારું કામ તમામ થાય તેમ છે. મ્હારા પાસા પોબાર છે—દુશ્મનો લાચાર છે. પ્રથમ હું તિલિસ્મી ખંજરથી આ ત્રણે જણીઓને બેહોશ બનાવી દઉં એટલે પછી કોઇ જાગી ઉઠી જીવ બચાવવાનો પ્રયત્ન કરી શકે નહિ.”

સ્વગત આમ કહીને નિષ્ઠુર મનોરમાએ પોતાના તિલિસ્મી ખંજરનો માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીના અંગ સાથે સ્પર્શ કર્યો અને પછી તે તેમનાં મસ્તક કાપી નાખવાને તૈયાર થઇ. તેણે તિલિસ્મી ખંજરનો એક જબરદસ્ત ઘા માયાસુંદરીની ગરદનપર કર્યો એટલે એ બિચારીનું મસ્તક ધડથી જૂદું થઇ ગયું. બીજી વખતે તેણે બંસરીબાલાની ગરદનપર ઘા કર્યો તથા તેનું મસ્તક કાપી નાખ્યા પછી નારંગીનું મસ્તક પણ તેણે ધડથી જૂદું કરી નાખ્યું. ત્યાર પછી પ્રસન્ન દૃષ્ટિથી તે એ ત્રણે જણીઓના મૃતદેહ તરફ જોઇ

રહી તથા ધીમેથી સ્વગત તેણે કહ્યું:–"આ ત્રણે જણીઓને લીધે જ આજ સૂધી અમારે દુ:ખ ભોગવવું પડયું છે. આજે જેવી રીતે આ ત્રણે જણીઓનો જીવ લઇને હું પ્રસન્ન થઈ છું તેવી જ રીતે હવે હું બની શકે એટલી ઝડપથી, વીરસિંહ, ઇન્દ્રજીત, આનન્દસિંહ તથા ગોપાલસિંહનો જીવ લઇ પ્રસન્નતાયુક્ત દૃષ્ટિથી તેમના મૃતદેહનું દર્શન કરીશ. ત્યાર પછી માયાવિની અને મનોરમા સિવાય કોઇ પણ પ્રતાપી વ્યક્તિ વિશ્વમાં રહેશે નહિ." મનોરમાએ ધીમેથી આટલાં વાકયો ઉચ્ચાર્યા એવામાં કોઇનું એવું વાકય તેણે સાંભળ્યું કે, "ના ના, એમ કદાપિ બનશે નહિ."

## પ્રકરણ ૧૦ મું.

## પિશાચપતિની ચિંતા.

હવે અમે ઇન્દ્રદેવની થોડી હકીકત લખીએ છીએ. લક્ષ્મીદેવી, પદ્માવતી, અલકકિશોરી તથા બનાવટી બલભદ્રસિંહને સાથે લઇ ઇન્દ્રદેવ પોતાના ઘર તરફ વિદાય થયો હતો તથા તેની સાથે થોડે સૂધી પિશાચપતિ પણ ગયો હતો એ હકીકત વાંચકબંધુઓ જાણે છે.

બનાવટી બલભદ્રસિંહને હાથકડી અને બેડીથી કબ્જે રાખી એક ડોલીપર બેસાડવામાં આવ્યો હતો. તેની આસપાસ કેટલાક લશ્કરી સિપાહીઓને રાખવામાં આવ્યા હતા. લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને પાલખીમાં બેસાડવામાં આવી હતી. એ ત્રણે પાલખીઓની આગળ પાછળ ઘણા હથિયારબંધ સિપાહીઓ હતા.

ઇન્દ્રદેવ એક ઉમદા ઘોડાપર સવાર થયો હતો તથા પિશાચપતિ પગે ચાલતો તેની સાથે જતો હતો. મધ્યાન્હકાળે તેમણે સર્વેએ જ્યારે એક રમણીય અરણ્યમાં મુકામ કર્યો ત્યારે પિશાચપતિએ ઇન્દ્રદેવ પાસે વિદાય માગી. ઇન્દ્રદેવે તેને કહ્યું:-"તમે જાઓ એમાં મ્હને અડચણ નથી; પરંતુ તમારે લક્ષ્મીદેવી અને પદ્માવતી પાસે પણ વિદાય લેવાની જરૂર છે. તમે મ્હારી સાથે ચાલો એટલે તેમની પાસે હું તમને વિદાય અપાવું."

લક્ષ્મીદેવી પદ્માવતી અને અલકકિશોરીની પાલખીઓ એક ઘટાદાર વૃક્ષની છાયા નીચે રાખવામાં આવી હતી તથા તેની ચારે તરફ કનાતનો ઘેરાવો કરવામાં આવ્યો હતો. ઇન્દ્રદેવ પિશાચપતિની સાથે એ ત્રણેની પાસે ગયો તથા પદ્માવતી તરફ જોઇને તેણે કહ્યું:- "પિશાચપતિ વિદાય થવાની આજ્ઞા માગે છે."

ઇન્દ્રદેવને જોતાંની સાથે ત્રણે બ્હેનો ઉઠી ઉભી થઇ તથા ઇન્દ્રદેવ જ્યારે બેઠો ત્યારે તેઓ પણ બેઠી. પછી પદ્માવતીએ પિશાચ-પતિને પોતાની સ્હામે બેસવાનો ઇશારો કર્યો. તે બેઠો એટલે પછી તેમની વચ્ચે વાતચિત ચાલૂ થઈ.

પદ્માવતીએ પિશાચપતિ તરફ જોઇને કહ્યું:-"પિશાચપતિ ! તમારા મામલાથી અમે ઘણું આશ્ચર્ય પામ્યાં છીએ. પ્રથમ તો મ્હારી એવી માન્યતા થયેલી હતી કે, તમે જ મ્હારા પિતાના ઘાતક છો અને આ વિજયપાલસિંહ ખરી રીતે મ્હારા પિતા છે; એ માન્યતા હવે દૂર થઇ ગઇ છે; છતાં હજી તમે નિરપરાધ સાબિત થયા નથી."

પિશાચ:-હું અપરાધી તો છું જ. પ્રથમથી જ મ્હેં તમને કહ્યું છે કે મ્હારે હાથે કેટલાંક ખોટાં કામ થયેલાં છે તથા એ માટે હવે મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે. વળી હવે હુ પ્રામાણિક કાર્યો

કરી મ્હારા કપાળમાં લાગેલું કલંક દૂર કરવાનો પ્રયત્ન કરું છું. તમે પણ મ્હને સહાયતા કરવાની પ્રતિજ્ઞા કરી હતી. આજ કાલ તમારા કલ્યાણાર્થે હું કેવાં સાહસિક કાર્યો જીવનનું જોખમ ખેડીને કરું છું. એ તમે સારી રીતે જાણો છો. વળી આ પ્રસંગે હું તમને એ પણ કહી દેવાની જરૂર ધારું છું, કે મ્હેં કદાપિ તમારાં માતાપિતાનું તથા તમારા ત્રણેમાંથી કોઇનું કાંઇ અનિષ્ટ કર્યું નથી. એમ હોવાથી જ આવા કટાકટીના પ્રસંગે કૃષ્ણયક્ષે મ્હારાપર કૃપા કરી છે. તેઓ મ્હારી સઘળી હકીકત જાણતા હોય એમ મ્હને લાગે છે."

પદ્માવતી:—એ સઘળી વાત તો જ્યારે તમારા કાર્યની સંપૂર્ણ તપાસ થશે ત્યારે જાણવામાં આવશે જ. કૃષ્ણયક્ષ કોણ છે, તેમણે તમારો પક્ષ શામાટે સ્વીકાર્યો છે તથા રાણા વીરસિંહજીએ શા માટે કૃષ્ણયક્ષની વાત માની તમને છૂટા કર્યા છે એ સંબંધી હું કાંઇ જાણતી નથી.

લક્ષ્મીદેવીએ આ સમયે પિશાચપતિ તરફ જોઇને કહ્યું:—"છતાં મ્હને એમ લાગે છે કે, તમે કૃષ્ણયક્ષને સારી રીતે ઓળખો છો."

પિશાચ:—ના ના, હું મ્હારું ખંજર હાથમાં લઈ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, કૃષ્ણયક્ષ કોણ છે એ હું જાણતી નથી. હું એમનો કાર્ય વ્યવસાય જોઇ વિસ્મિત બની જાઉં છું તથા મ્હારા મનમાં તેમનો ઘણો ભય રહે છે. જો કે તેમણે મ્હને કેદમાંથી છોડાવ્યો છે; છતાં પલાયન કરી જઇને જીવ બચાવવાની મ્હારી ઇચ્છા નથી એ તમે જાણો છો. ઘણી વખત સ્વતંત્રતા મળવા છતાં મ્હેં તમારા પ્રત્યેનું મ્હારું કર્ત્તવ્ય બજાવવામાં પાછી પ્હાની કરી નથી. કેટલીક વખત તમારે માટે હું મ્હારો પ્રાણ પણ આપવાને તૈયાર થયો છું.

પદ્માવતી:—બરાબર છે. આ વખતે શ્યામગઢ પહોંચીને તમે

અત્યંત મહત્વનું કાર્ય બજાવ્યું છે; પણ એ વિષયમાં મ્હને એક પ્રકારનું આશ્ચર્ય લાગે છે.

પિશાચઃ-શું આશ્ચર્ય ?

પદ્માવતીઃ-તમે તમારી હકીકતનું વર્ણન કરતાં એવું કહ્યું હતું કે 'મ્હેં તિલિસ્મી ખંજરથી સમશેરખાનને સહાયતા કરી હતી.'

પિશાચઃ-હા, મ્હેં એમ કહ્યું હતું.

પદ્માવતીઃ-જે ખંજર મ્હેં તમને આપ્યું હતું તે તિલિસ્મી ખંજર તમે જ્યારે જમાનીઆના કિલ્લામાં જવાની સુરંગમાંથી જતા હતા ત્યારે તમને બેહોશ બનાવી દઇ માયાવિનીએ લઇ લીધું હતું. તેણે રાણા ગોપાલસિંહજીનું તિવિસ્મી ખંજર લઈ લઇને નાગરને આપી દીધું હતું. નાગરવાળું તિલિસ્મી ખંજર તેજસિંહે ઈન્દ્રદેવ પાસેથી લીધું હતું કે જે હજી સૂધી મ્હારી ઇચ્છાનુસાર તેજસિંહની પાસે જ છે. મ્હને આશ્ચર્ય એટલા માટે જ લાગે છે કે, તમારું તિલિસ્મી ખંજર તમને પુનઃ કેવી રીતે પ્રાપ્ત થયું ?

પિશાચઃ—તમને એ તો યાદ હશે કે, મ્હારું જે ખંજર માયાવિનીએ લઈ લીધું હતું તે શ્યામગઢના કિલ્લામાં કૃષ્ણયક્ષે માયાવિની પાસેથી પડાવી લીધું હતું.

પદ્માવતીઃ-બરાબર છે. ત્યારે શું એ તિલિસ્મી ખંજર કૃષ્ણયક્ષ પાસેથી તમને પાછું મળ્યું હતું ?

પિશાચપતિએ આ પ્રશ્નનો ઉત્તર આપતાં તિલિસ્મી ખંજર અને તેની સાથે સંબંધ ધરાવતી મુદ્રિકા પદ્માવતી પાસે મૂકીને કહ્યુંઃ- "જો તમારી ઇચ્છા હોય તો તમે તમારું ખંજર તથા મુદ્રિકા લઇ લ્યો."

પદ્માવતીએ પોતાના મન સાથે કાંઇ વિચાર કરીને કહ્યુંઃ-"ના

ના—હવે આ તિલિસ્મી ખંજર તમે તમારી પાસે જ રાખો. કૃષ્ણપક્ષની પ્રત્યેક વાત જ્યારે રાણા વીરસિંહજી અને જ્યોતિસિંહજી માને છે ત્યારે પછી તેમની ઇચ્છા સિવાય આ ખંજર પાછું લેવાની મ્હારી ઇચ્છા નથી. તમારો વિષય એવો છે કે, તેમાં મ્હારી અક્કલ કાંઇ કામ કરી શકતી નથી. ”

ઇન્દ્રદેવઃ—પિશાચપતિ ! તમે જાણો છો કે, બનાવટી બલભદ્રસિંહને હું મ્હારી સાથે લઈ જાઉં છું. જો તમે પણ મ્હારી સાથે આવીને તેની જોડે વાતચિત કરત તો......

ઇન્દ્રદેવનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ પિશાચપતિ બોલી ઉઠયોઃ—“ ના ના, મ્હને તમે તમારી સાથે લઇ જશો નહિ. બનાવટી બલભદ્રસિંહ નજરે પડતાં જ જાણે કે મ્હારો જીવ ઉડી જાય છે. એટલું તો હું અવશ્ય માનું છું કે, ભવિષ્યમાં એક દિવસે મ્હારા મનમાંથી તેનો ભય દૂર થઇ જનાર છે તથા મ્હેં જે કાંઈ ગુન્હા કર્યા છે તે ખુલ્લા થનાર છે; પરંતુ આપ કૃપા કરી મ્હને મ્હારા બચાવપક્ષને દઢ કરવા માટે થોડા દિવસની રજા આપો. ત્યાં સુધીમાં ખરા બલભદ્રસિંહજીનો પત્તો પણ લાગશે. તેઓ મ્હને પણ સહાયતા કરશે એવી હું આશા રાખું છું. જો આપ મ્હારી પ્રાર્થના ન સ્વીકારતા હો તો લાચારીથી હું આપની સાથે આવવાને તૈયાર છું.

ઇન્દ્રદેવઃ—ના ના, તમને નારાજ કરવાની જરૂર નથી. તમે જાઓ અને બલભદ્રસિંહજીને શોધી કાઢવાનો પ્રયત્ન કરો. તે સાથે તમે ઇન્દિરાદેવીનો પત્તો પણ મેળવો. તમે હવે મ્હને ક્યારે મળશો ?

પિશાચઃ—આઠ દશ દિવસ પછી મ્હને જ્યારે અવકાશ મળશે ત્યારે હું આપને અવશ્ય મળીશ.

ઇન્દ્રદેવઃ—ભલે જાઓ; પરંતુ જે કાર્ય તમારે કરવાનું છે તે ઘણુંજ ધ્યાનથી કરજો.

પિશાચઃ-જો શ્રીમાન્ બલભદ્રસિંહજીને શોધી કાઢવાની સર્વેથી વિશેષ ચિંતા આ સમસ્ત વિશ્વસંસારમાં કોઇને હોય તો તે મ્હને જ છે એમ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.

આમ કહી પિશાચપતિ ઉઠી ઉભો થયો તથા પોતાના અડ્ડા તરફ રવાના થઇ ગયો. ત્રીજે દિવસે જે પહાડપર તેનો અડ્ડો હતો ત્યાં તે પહોંચી ગયો. ત્યાં તેણે પોતાના અનુચર ચંપકસિંહના મુખે કૃષ્ણલાલની સઘળી હકીકત સાંભળી તથા ક્રોધથી ઉન્મત્ત બની જઈ માત્ર બે કલાક જ પોતાના અડ્ડામાં રહી તે જે સ્થળે સુંદરસિંહ અને ભગવાની સાથે બનાવટી બલભદ્રસિંહનો મેળાપ થયો હતો તે સ્થળ તરફ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૧ મું.

### વિજયપાલની દુર્દશા.

લક્ષ્મીદેવી, પદ્માવતી તથા બનાવટી બલભદ્રસિંહને સાથે લઇ ઇન્દ્રદેવ પોતાના ગુપ્તસ્થાનમાં પહોંચી ગયો. મધ્યાન્હકાળ થયો હતો. ઇન્દ્રદેવ સુસાર્જીત ઓરડામાં બિછાવેલી એક સુકોમળ ગાદીપર બેઠો હતો. તેની પાસે જ બીજી એક ગાદી બિછાવેલી હોઇ તેના પર લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરી બેઠી હતી. તેમની સ્હામે હાથકડી, બેડી અને દોરડાંઓથી બંધાયલો તેમજ જકડાયલો બનાવટી બલભદ્રસિંહ બેઠો હતો. તેની પાછળ ઇન્દ્રદેવનો સુચતુર બહુરૂપી સરયુસિંહ હાથમાં નગ્ન તલ્વાર લઈ ઉભો રહ્યો હતો.

બનાવટી બલભદ્રસિંહે ઇન્દ્રદેવને કહ્યું:-"જે સમયે મ્હારી

પિશાચપતિની સાથે મુલાકાત થઇ હતી એ સમયે પિશાચપતિની કેવી શોચનીય સ્થિતિ થઈ ગઈ હતી એ જ્યોતિસિંહ જોઇ ચુકયા છે. જો પિશાચપતિ સાચો હોત તો તે મ્હારો ભય શા માટે રાખત? કૃષ્ણયક્ષના કહેવાથી રાણા વીરસિંહજીએ તેને છોડી દીધો છે એ ઘણા જ અફસોસનો વિષય છે. જે પેટી મ્હેં હાજર કરી હતી તે ઉઘાડવામાં આવી નથી; જો તેને ઉઘાડવામાં આવી હોત તો પિશાચપતિનો સઘળો ભેદ ખુલ્લો થાત."

ઇન્દ્રદેવ:–ગમે તેમ હો. હું રાજા સાહેબના કાર્યમાં દાખલ કરી શકું તેમ નથી; પણ હું કેવળ એટલું કહી શકું છું કે, પિશાચપતિએ તમારી સાથે હદથી વિશેષ બુરાઇ કરી હશે તો પણ તેણે લક્ષ્મીદેવી સાથે કાંઇ બુરાઇ કરી નથી. તે ઉપરાંત પિશાચપતિને છૂટો કરવામાં આવેલો હોવા છતાં તે પલાયન કરી જવાનો પ્રયત્ન કરતો નથી. હજી પણ પ્રસંગ ઉપસ્થિત થતાં તે અમને મદદ કરવામાં પાછી પ્હાની કરે તેમ નથી.

બનાવટી બલભદ્ર:–જો કદાચ પિશાચપતિ આપનું કામકાજ ન કરે તો આપ તેના ઉપર દયા કરો નહિ એમ સમજીને જ......

ઇન્દ્રદેવે ચ્હીડાઇને કહ્યું:–"આ સઘળી અર્થહીન વાતો છે. હું તમારી સાથે બકવાદ કરવાને ઇચ્છતો નથી. તમે મ્હને એટલું કહો કે, તમારું નામ વિજયપાલ છે કે નહિ?"

બનાવટી બલભદ્રસિંહે વિના વિલંબે કહ્યું:–"ના ના, હું ખરો બલભદ્રસિંહ છું."

ઇન્દ્રદેવે આ ઉત્તર સાંભળી અપાર ક્રોધે ભરાઇને કહ્યું:–"બદમાશ! હજી પણ તું ત્હારી જૂઠું બોલવાની પ્રકૃતિનો ત્યાગ કરી શકતો નથી? મ્હને એમ લાગે છે કે, ત્હારું મૃત્યુ હવે તદ્દન નજીક

આવી પહોંચ્યું છે. ઠીક છે, તું જો કે, કેવી દુર્દશા કરીને હું ત્હારા જીવનનો નાશ કરૂં છું! (સરયુસિંહ તરફ જોઇને) સરયુસિંહ! પ્રથમ તમે એની જમણી આંખ આંગળી નાખી કાઢી નાખો."

બનાવટી બલભદ્રસિંહે ભયભીત બની જઈ લક્ષ્મીદેવી તરફ દીનતાયુક્ત દૃષ્ટિથી જોઇને કહ્યું:-" જો તો ખરી કે ત્હારા પિતાની વિનાપરાધે કેવી દુર્દશા થાય છે?!"

લક્ષ્મીદેવીએ પણ કિંચિત્ ક્રોધમિશ્રિત સ્વરે કહ્યું:-" મ્હારો પણ હવે એવો દૃઢ નિશ્ચય થઇ ગયો છે કે, તું અમારો જન્મદાતા પિતા નથી. હવે હું જ્યારે જ્યારે પૂર્વકાળના બનાવોનું સ્મરણ કરૂં છું ત્યારે ત્યારે ત્હારી તથા દારોગાની બેઇમાની મ્હને સ્પષ્ટ માલૂમ પડી આવેછે. સર્વથી પ્રથમ જે દિવસે કેદખાનામાં ત્હારી સાથે મ્હારી મુલાકાત થઇ હતી તે દિવસે જ ત્હારા માટે મ્હારા મનમાં શંકા ઉપજી હતી; પરંતુ 'ઝેરી દવાથી મ્હારું શરીર ખરાબ થઈ ગયું છે.' એવા ત્હારા અસત્ય શબ્દોપર વિશ્વાસ મૂકીને હું તમારી પ્રપંચજાળનો ભોગ થઇ પડી હતી."

બનાવટી બલભદ્ર:-ત્યારે મ્હારા મ્હોંપરનું આ નિશાન ?

લક્ષ્મીદેવી:-એ નિશાન પણ બનાવટી છે. ઠીક છે, ખરી રીતે જો તુ મ્હારો પિતા જ હોય તો હું તને જે પ્રશ્નો પૂછું તેનો ઉત્તર આપ.

બનાવટી બલભદ્ર:-ઠીક પૂછ.

લક્ષ્મીદેવી:-જે પ્રસંગે મ્હારું લગ્ન થવાનું હતું તથા જમાનીઆ જવા માટે જ્યારે હું પાલખીમાં બેસવા જતી હતી ત્યારે મ્હારી કેવી દુર્દશા થઇ હતી અને મ્હને કેવી રીતે પાલખીમાં બેસાડવામાં આવી હતી ?

બનાવટી બલભદ્રે સહજ ચિંતામગ્ન બની ગયા પછી કહ્યું:—
' એટલી બધી જુની વાત હમણાં મ્હારા સ્મરણમાં નથી; પરંતુ હું
ખરું કહું છું કે હું ખરો બલભદ્રસિંહ જ છું. ”

ઇન્દ્રદેવે ક્રોધયુક્ત દૃષ્ટિથી સરયુસિંહ તરફ જોઇને કહ્યું:—“ હવે
વિલંબ કરવાની બિલ્કુલ આવશ્યક્તા નથી. ”

આ શબ્દો સાંભળતાં જ સરયુસિંહે એક ધક્કો મારીને બલભદ્ર-
સિંહને જમીનદોસ્ત કરી નાખ્યો તથા એક તીક્ષ્ણ હથિયારથી તેણે
તેની જમણી આંખ બ્હાર કાઢી નાખી. બનાવટી બલભદ્રસિંહ કે
જેને અમે હવે વિજયપાલસિંહના નામથી જ ઓળખાવીશું તેણે પ્રાણહારક
દર્દની વ્યથાથી તરફડતાં તરફડતાં કહ્યું:—“ અફસોસ કે મ્હારા હાથપગ
બાંધેલા છે. તે જો છૂટા હોત તો હું તમને સર્વને મ્હારી શક્તિનો
સંપૂર્ણ પરિચય કરાવત. ”

ઇન્દ્રદેવ:—હજી પણ તું ત્હારી બદમાશી બતાવવાનો પ્રયત્ન કરે
છે કે ? થોડા વખતમાં જ ત્હારી બીજી આંખ પણ કાઢી નાખવામાં
આવશે અને ત્યાર પછી ત્હારા અંગનો પ્રત્યેક અવયવ કાપીને અલગ
કરી નાખવામાં આવશે. ( સરયુસિંહ તરફ જોઇને ) સરયુસિંહ ! આ
બદમાશની બીજી આંખ પણ કાઢી નાખો અને ત્યાર પછી તેના
હાથને પગ શરીરથી જૂદા કરી નાખો.

હવે વિજયપાલે અતિશય ગભરાઇ જઇને કરુણાજનક કંઠે કહ્યું:—
“ સબુર કરો—સબુર કરો, હું તમને શ્રીમાન્ બલભદ્રસિંહજીની ખરી
હકીકત કહું છું. ”

ઇન્દ્રદેવ—ઠીક, જલ્દી કહે.

વિજયપાલ:—પ્રથમ મ્હારી આંખમાં કાંઈ દવા લગાવો કે જેથી

મ્હને જે પ્રાણહારક વ્યથા થાય છે તે ઓછી થાય; પછી હું તમને સઘળી હકીકત કહીશ.

ઇન્દ્રદેવઃ-એમ બની શકશે નહિ. ત્હારે જે હકીકત કહેવી હોય તે જલ્દી કહે; નહિ તો ત્હારી બીજી આંખની પણ દુર્દશા થશે-ત્હારી દૃષ્ટિશક્તિ ચિરકાળ માટે અદૃશ્ય થઇ જશે.

વિજયપાલઃ-ઠીક છે, હું કહું છું. દારોગાએ તેમને પોતાના મકાનમાં કેદ કરી રાખ્યા હતા; પણ અફસોસ કે માયાવિનીએ એ મકાનને દારુગોળાથી ઉડાવી દીધું છે. મ્હને લાગે છે કે બલભદ્રસિંહ પણ એ કમનસીબ પ્રસંગનો ભોગ થઇ પડયા હશે.

ઇન્દ્રદેવ બોલી ઉઠયોઃ-"સરયુસિંહ! આ બદમાશ પોતાની બદમાશી છોડવાનો નથી. ઠીક છે, તમે એક કામ કરો. એની જે આંખ તમે ફોડી નાખી છે તેમાં મરચાંની ભુકી ભરી દો!"

આ શબ્દો સાંભળતાંની સાથે જ વિજયપાલ બૂમ પાડી બોલી ઉઠયોઃ-"ક્ષમા આપો-ક્ષમા આપો. હવે હું એક પણ અસત્ય શબ્દ ઉચ્ચારીશ નહિ-તમારાથી કોઇ પણ વાત છુપાવીશ નહિ. એ ઘડી મ્હને દમ લેવા દો; પછી હું સઘળી સત્ય હકીકત કહી સંભળાવું છું. આવી રીતે તરફડી તરફડીને જીવન ગૂમાવવાની મ્હારી બિલ્કુલ ઇચ્છા નથી. મ્હારે દારોગાને માટે શા સારું આવી શોચનીય રીતે મ્હારું જીવન ગૂમાવવું જોઇએ? હવે હું તમારી પાસે એક પણ શબ્દ જૂઠો બોલીશ નહિ."

ઇન્દ્રદેવઃ-ઠીક છે, ત્હારે એ ઘડી દમ લેવો હોય તો બેલાશક લે. જો તું શ્રીમાન્ બલભદ્રસિંહજી સંબંધી સઘળી સત્ય હકીકત કહીશ તો તને વિશેષ સતાવવાનો મ્હારો વિચાર નથી.

વિજયપાલે થોડા વખત સૂધી દમ લીધા પછી કહ્યુંઃ-"બલભદ્ર-

સિંહજી હજી જીવતા છે એમાં કિંચિન્માત્ર પણ શક નથી તેમજ ઇન્દિરા અને તેની માતા પણ હજી સુધી જીવતાં હોવાં જોઇએ એવી મ્હારી ધારણા છે."

ઇન્દ્રદેવઃ-બલભદ્રસિંહજીના જીવનના અસ્તિત્વની તો ત્હારી ખાત્રી છે; પણ ઇન્દિરા અને તેની માતાના જીવન માટે તું જે ધારણા શબ્દનો ઉપયોગ કરે છે તેનો શો અર્થ છે?

વિજયપાલઃ-ઇન્દિરા તથા તેની માતાને દારોગાએ તિલીસ્મિમાં કેદ કરવાનો વિચાર કર્યો હતો. એ સમયે કોણ જાણે કે શા ઉપાયથી ઇન્દિરા તો છૂટી ગઇ; પરંતુ તેની માતા જમાનીઆના તિલિસ્મીના ચોથા ભાગમાં દુર્ભાગ્ય યોગથી બંદિની થઇ પડી. આમ હોવાથી તેના સંબંધી હું કાંઇ ચોક્કસ ઉત્તર આપી શકતો નથી; પરંતુ દારોગો જે મકાનમાં રહેતો હતો એ મકાનમાં હજી બલભદ્રસિંહજી એક કેદી તરીકે પડી રહેલા છે. જો આપ મ્હને રજા આપો અગર તો મ્હારી સાથે આવો તો હું તેમને છોડાવું અને તેમ ન કરવું હોય તો આપ આપને ફાવે એવી રીતે એમને છોડાવો.

ઇન્દ્રદેવઃ-ત્હારાં આ વાક્યોપર પણ હું વિશ્વાસ મૂકી શકતો નથી.

વિજયપાલઃ-ના ના, આ વખતે મ્હેં જે કાંઇ કહ્યું છે તે સાચું જ કહ્યું છે.

ઇન્દ્રદેવઃ-હું ત્યાં જાઉં અને બલભદ્રસિંહજી ન મળે તો?

વિજયપાલઃ-તેઓ તમને મળે અગર ન મળે એ સાથે મ્હને બિલ્કુલ સંબંધ નથી કેમકે એ મકાનમાંથી તેમને શોધી કાઢવા એ આપનું કામ છે. જો આપ તેમને શોધી કાઢવામાં ફતેહમંદ ન થાઓ તો એમાં મ્હારો શો અપરાધ છે? વળી આ પ્રસંગે મ્હારે એક બીજી વાત પણ કહેવી જોઇએ. એ વાત એ છે કે, હમણાં થોડા દિવસમાં

દારોગાએ તેમને બીજી કોઇ જગ્યાએ કેદ કર્યા હોય તો તે સંબંધી હું કાંઇ જાણતો નથી; પરંતુ જો દારોગાની રોજનીશી આપને મળી જાય તો બલભદ્રસિંહજી અવશ્ય છૂટા થાય.

ઇન્દ્રદેવઃ-દારોગો પોતાની રોજનીશી બરાબર લખ્યા કરતો હતો કે?

વિજયપાલઃ-જી હા, તે પોતાની સઘળી દૈનિક હકીકત રોજનીશીમાં લખ્યા કરતો હતો.

ઇન્દ્રદેવઃ-એ રોજનીશી કેવી રીતે મળી શકે તેમ છે?

વિજયપાલઃ-જમાનીઆના પાકા ઘાટ ઉપર એક તેલી રહેતો હોઇ તેનું મકાન ઘણું મ્હોટું છે. દારોગાને લીધે એ પણ એક મ્હોટો અમીર બની ગયો છે. એનું નામ પણ વિજયપાલ હોઇ તેની પાસે દારોગાની રોજનીશી છે. જો આપ એ રોજનીશી મેળવી શકો તો સારી વાત છે, નહિ તો જો આપ કહેતા હો તો એના નામપર હું એક પત્ર લખી આપું.

ઇન્દ્રદેવે સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યુંઃ-"બેશક, ત્હારે તેના નામનો એક પત્ર લખી આપવો પડશે; પરંતુ એટલું અવશ્ય યાદ રાખજે કે જો ત્હારા આ શબ્દો અસત્ય નિવડશે તો ઘણી દુર્દશાથી હું ત્હારો જીવ લઇશ.

વિજયપાલઃ-અને મ્હારા શબ્દો સત્ય નિવડશે તો મ્હને છોડી દેવામાં આવશે કે?

ઇન્દ્રદેવે સ્મિતહાસ્ય કરીને કહ્યુંઃ-"હા, જો ત્હારી મદદથી અમે બલભદ્રસિંહજીને મેળવી શકીશું તો તને જીવતો છોડી દેવામાં આવશે; પરંતુ ત્હારા બન્ને પગ કાપી નાખવામાં આવશે અગર ત્હારી બીજી આંખ ફોડી નાખવામાં આવશે."

વિજયપાલઃ-એમ કરવાનું શું પ્રયોજન છે?

ઇન્દ્રદેવઃ-પ્રયોજન એ જ છે કે તું પુનઃ આ વિશ્વસંસારમાં કોઇ પણ કાર્ય કરવાને લાયક રહે નહિ તથા કોઇનું કાંઇ અનિષ્ટ કરવાની શક્તિ ત્હારામાં રહે નહિ.

વિજયપાલઃ-એવી સ્થિતિમાં હું મ્હારી ખોરાકી કોની પાસેથી મેળવી શકીશ?

ઇન્દ્રદેવઃ-મ્હારા તરફથી તને ખોરાકી મળશે.

વિજયપાલઃ-ઠીક, આપની ઇચ્છા મ્હને માન્ય છે; પણ આ વખતે મ્હારી આંખમાં કાંઇ ઔષધ નહિ નાખો તો હું મરી જઇશ.

ઇન્દ્રદેવઃ-ત્હારી આંખનો ઇલાજ પણ કરવામાં આવશે. પ્રથમ તું પેલા તેલીના નામપરનો પત્ર લખી આપ.

વિજયપાલઃ-હું લખી આપું છું. આપ મ્હારા હાથપગ છૂટા કરી ખડીઓ, કલમ વગેરે લેખનસામગ્રી મ્હારી પાસે મૂકો.

જો કે આંખમાં અપાર વેદના થતી હતી તોપણ વિજયપાલ પાષાણ કિંવા કઠોર હૃદયનો પુરુષ હતો. તેનો એક હાથ છૂટો કરીને લેખનસામગ્રી તેની પાસે મૂકવામાં આવી. વિજયપાલે તેલીના નામપર એક પત્ર લખી આપી તેના પર પોતાની નિશાની કરી એ પત્રમાં તેણે લખ્યું કેઃ—

"મ્હારા પ્યારા મિત્ર વિજયપાલ ચક્રી!

દારોગાજીવાળી લાલ નોંધપોથી આ પત્ર લઇ આવનારને આપશો તો જ અમારા બન્નેના જીવનનું રક્ષણ થશે કેમ કે અમે બન્ને એમના પંઝામાં સપડાયલા છીએ."

ઇન્દ્રદેવે આ પત્ર લઇને પોતાના ખીસ્સામાં મૂક્યો તથા વિજય-

પાલને બીજી ઓરડીમાં લઇ જઇને કેદ કરવાની તેણે સરયુસિંહને આજ્ઞા કરી. તેની આંખમાં ઔષધ નાખવાનું પણ તેણે જણાવ્યું. ત્યાર પછી બીજે દિવસે લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને વિવિધ પ્રકારે સમજાવીને પ્રભાતકાળે ઇન્દ્રદેવ જમાનીઆ તરફ વિદાય થયો.

## પ્રકરણ ૧૨ મું.

### બલભદ્રસિંહનો ઉદ્ધાર.

હવે અમે અમારા વાંચકબંધુઓને કાશીપુરીમાં આવેલા એક ચાર મજલાવાળા મકાનમાં લઇ જઇએ છીએ. એ મકાન ઘણું મનોહર, વિશાળ અને મજબૂત દેખાતું હતું. મકાનનો બ્હારનો ભાગ ભગવા રંગથી રંગેલો હોવાથી એ કોઇ ગોંસાઇનું નિવાસસ્થાન કિંવા સાધુ સંન્યાસીનો મઠ હોય એવો સ્વાભાવિક રીતે ભાસ થતો હતો. કાશીપુરીના મઠધારી ગોંસાઇ માત્ર નામના જ ગોંસાઇ અગર સાધુ સંન્યાસી હોય છે. વાસ્તવિક રીતે જોવા જતાં કિંવા તેમના આચાર વ્યવહારનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરતાં તેમની સંપત્તિ, તેમનો વ્યાપાર, તેમની રહેણી કરણી તથા વ્યવહાર કોઇ પણ રીતે સંસારી મનુષ્યથી ઉતરતી પંક્તિનો જોવામાં આવતો નથી. ઉલટું તેઓ વિલાસ ભોગવવામાં સંસારી મનુષ્યોથી પણ ચઢી જાય એવા હોય છે. જો કોઇ ગોંસાઇજી કિંવા સાધુ મહાશય ધર્મશાસ્ત્ર ઉપર કૃપા કરીને પોતાના સાધુત્વની કાંઇ

નિશાની રાખે છે તો તે એટલી જ કે તેમના માથાપરનો ફેંટો અને શરીરપરનું વસ્ત્ર ભગવા રંગનું હોય છે; પરંતુ એ ફેંટો તથા વસ્ત્ર પણ મુખ્યત્વે કરીને બહુમૂલ્ય અથવા કિમતી જોવામાં આવે છે; અસ્તુ. આ સમયે અમે અમારા વાંચકબંધુઓને જે મકાનમાં લઇ જઇએ છીએ એ મકાનને બ્હારથી જોનાર વ્યક્તિ ગોંસાઇજીનો મઠ જ કહી શકે એમ હતું; પરંતુ વસ્તુસ્થિતિ સર્વથા વિભિન્ન પ્રકારની હતી. એ મકાનમાં કોઇ વિચિત્ર વ્યક્તિ રહેતી હોઇ તેનાં કાર્યો પણ અત્યંત અદ્‌ભુત હતાં.

એ મકાન ચાર મજલાનું હતું એમ અમે લખી ચુકયા છીએ. નીચેના ત્રણ મજલાઓનો ત્યાગ કરી આપણે ચોથા મજલા તરફ દૃષ્ટિ ફેરવવાની છે. એ મજલાના એક ઓરડામાં ત્રણ સુન્દરીઓ એક બીજીની સાથે બેસી અરસ્પરસ કાંઇ વાતચિત કરતી હતી. મધ્યરાત્રિ વીતિ ગઇ હતી. એ ઓરડામાં દીપપાત્ર હોવા છતાં એક હાંડીમાંનો દીપક જ માત્ર સળગતો હતો. તે ઉપરાંત એક આસનપર પીત્તળની દીવીપર એક ક્ષીણતેજ દીપક સળગતો હતો. એ દીવીની પાસે જ ઉપરોક્ત સુન્દરીઓ બેઠેલી હતી. એ ત્રણ સુન્દરીઓમાંની એક અત્યંત રૂપવતી કોમળાંગી હતી. જો કે તેની ઉમ્મર લગભગ ચાળીસેક વર્ષ સૂધી જઇ પહોંચી હશે; પરંતુ અદ્યાપિ તેનું યૌવન પૂર્ણતેજથી પ્રકાશી રહ્યું હતું. તેનું મુખમંડળ અત્યંત આકર્ષણીય તથા ચિત્તાકર્ષક હતું. તેનાં વિશાળ નયનયુગલ હજી પણ યૌવનસુલભ ચપળતાનો પરિચય કરાવતાં હતાં. તેના અંગનો પ્રત્યેક અવયવ ઘાટદાર હતો. વળી તેણે જે અલંકારો પહેર્યા હતા તેના દર્શનથી તે લક્ષ્મીસંપન્ના હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો. એ સુન્દરીની પાસે બેઠેલી બીજી બે સુન્દરીઓ જો કે એ લક્ષ્મીસંપન્ના સુન્દરીના સૌન્દર્યની

હરિફાઈ કરી શકે તેમ નહોતી તો પણ તેઓ કાંઇ કદરૂપી તો નહોતી જ. જે લક્ષ્મીસંપન્ના સુન્દરી આ મકાનની અધીશ્વરી હતી તેનું નામ બેગમ હતું અને બીજી બે સુન્દરીઓનાં નામ રત્નવતી અને જયવતી હતાં. બેગમ નામ ઉપરથી તે યવન રમણી હોવી જોઇએ એમ હમણાં કોઇએ ધારવું નહિ. જો કે બેગમના નામમાં કાંઇ ભેદ ભરેલો હતો; કિન્તુ એ ભેદનો સ્ફોટ યથા પ્રસંગે થશે.

બેગમે કહ્યું:-" જો કે વિજયપાલસિંહ કેદ પકડાયો છે; પરંતુ પિશાચપતિ તેની હરિફાઇ કરી શકે તેમ નથી."

જયવતીઃ-પરંતુ એ ખરો બલભદ્રસિંહ નથી એ પ્રકાર મહારાણા વીરસિંહ, લક્ષ્મીદેવી વગેરેના જાણવામાં આવી ગયો છે. તેની લુચ્ચાઇ બ્હાર પડી ગયેલી હોવાથી તેઓ તેને જીવતો છોડે એ સર્વથા અશક્ય છે.

બેગમઃ-તેણે પોતાને બલભદ્રસિંહ તરીકે ઓળખાવ્યો છે એટલા જ તેના અપરાધ માટે તેને શું મૃત્યુની શિક્ષા થશે ?

જયવતીઃ-એ કાંઇ તેનો જેવો તેવો અપરાધ નથી. વળી બલભદ્રસિંહનો પત્તો મેળવવા માટે તેઓ તેની દુર્દશા કર્યા સિવાય રહેશે નહિ.

બેગમઃ-પરંતુ નિષ્પક્ષપાત બુદ્ધિથી ન્યાય કરવામાં આવશે તો વિજયપાલ ગદાધરસિંહ કરતાં ગંભીર ગુન્હેગાર ઠરશે નહિ. એવી સ્થિતિમાં રાણા વીરસિંહજી તેને પ્રાણદંડની શિક્ષા કરે એમ મ્હને લાગતું નથી.

રત્નવતીઃ-રાણા વીરસિંહજી એને કદાચ પ્રાણદંડની શિક્ષા નહિ કરે તો પણ ઇન્દ્રદેવ એને જીવતો છોડશે નહિ. વળી રાણા વીરસિંહજીએ તેને ઇન્દ્રદેવને સ્વાધીન કર્યો છે એ ઘણું ખોટું થયું છે.

બેગમઃ–ગમે તેમ હો; પરંતુ જે વખતે હું લોકોની સમક્ષ ઉપસ્થિત થઇશ એ સમયે વિજયપાલને છોડાવી લાવીશ કેમ કે તેને લીધે જ હું અમીરી ભોગવી શકું છું. તેને માટે ગમે તેવું નીચ કાર્ય કરવાને પણ હું તૈયાર છું.

જયવતીઃ–એમ કેમ ? શું તમે ખરા બલભદ્રસિંહ સાથે તેનો બદલો કરશો ?

બેગમઃ–હા, હું ઇન્દ્રદેવ અને લક્ષ્મીદેવીને કહીશ કે ‘ તમે વિજયપાલને મ્હારે સ્વાધીન કરો તો હું ખરા બલભદ્રસિંહને તમારે સ્વાધીન કરું.’ અફસોસ તો એટલો જ છે કે ગદાધરસિંહની માફક વિજયપાલ બહાદુર અને જવાંમર્દ માણસ નથી. જો વિજયપાલના કબ્જામાં બલભદ્રસિંહ હોત તો તે થોડા શ્રમે ઇન્દ્રદેવ અને લક્ષ્મીદેવીને તેનો પત્તો આપત.

જયવતીઃ–ઠીક છે; પણ જો બલભદ્રસિંહ તમારા પંઝામાંથી છૂટો થઇ જશે તો પછી વિજયપાલ તમારું માન સાચવીને તમારી કદર શા માટે કરશે? વળી એવું બનશે તો તે તમારાથી કેવી રીતે દબાશે? તે ઉપરાંત મુખ્ય વાત એ છે કે હવે દારોગો સ્વતંત્ર રહ્યો નથી. વિજયપાલ તેના વિશ્વાસે જ કૂદકા મારીને તમારું ઘર ભરતો હતો.

બેગમે સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યુંઃ–“ હા, બ્હેન ! એ તું સાચું કહે છે. બલભદ્રસિંહને છૂટો કરતાં પહેલાં મ્હારે મ્હારું ઘર ભરી લેવું જોઇએ; પણ એમ કરવામાં બે જાતની અડચણ ઉભી થઇ છે.”

જયવતીઃ-શી અડચણ વારું ?

બેગમઃ–પ્રથમ તો એ કે, રાણા વીરસિંહજીના પક્ષકારો મ્હારા ઉપર એવો દોષ મૂકશે કે, ‘ ત્હેં બલભદ્રસિંહને શા માટે કેદ કરી

રાખ્યો હતો ? બીજી અડચણ એ છે કે, જ્યારથી મનોરમાને તિલિસ્મી ખંજર મળી આવ્યું છે ત્યારથી તેનો મિજાજ આસમાન સૂધી પહોંચી ગયો છે. તે મ્હારી પાસે પ્રતિજ્ઞા લઇને એમ કહી ગઇ છે કે 'થોડા દિવસમાં જ હું રાણા વીરસિંહના તથા તેના પક્ષકારોના જીવનના અસ્તિત્વનો આ વિશ્વસંસારમાંથી વિનાશ કરીશ' જો કદાચ એનું કહેવું સાચું ઠરશે અને તે પુનઃ માયાવિનીને જમાનીઆની ગાદીપર બેસાડશે તો માયાવિની મ્હારાપર એવો દોષ મૂકશે કે, 'ત્હેં વિજયપાલને આટલા દિવસ સૂધી શા માટે છુપાવી રાખ્યો તથા દારોગા સાથે મળી જઇ મ્હને શા માટે ફસાવી?'

રત્નવતીઃ–બેશક એમ જ થશે; પરંતુ એકલી મનોરમા માત્ર તિલિસ્મી ખંજરની મદદ મેળવી રાણા વીરસિંહના બહુરૂપીઓ સાથે મુકાબલો કરે એ અશકય છે. રાણા વીરસિંહજીને તેમના બહુરૂપીઓ સાથે મારી નાખવા એ કાંઇ સામાન્ય કાર્ય નથી. વળી એ લોકોની પાસે પણ તિલિસ્મી ખંજર નહિ હોય કે ?

જયવતીઃ–હું પણ એવું જ કહેવા જતી હતી. આ વિષય ઉપર મ્હેં ઘણો વિચાર કર્યો છે; પરંતુ મ્હારૂં મન એમ જ કહે છે કે રાણા વીરસિંહ તેમના બહુરૂપીઓ તથા રાજકુમારોની સાથે હરિફાઈ કરી શકે એવું એક પણ મનુષ્ય સમસ્ત સંસારમાં છે જ નહિ વળી મ્હોટા તિલિસ્મીનો રાજા ગોપાલસિંહ પણ પ્રકટ થઇ ગયો છે. આવી સ્થિતિમાં માયાવિની અને તેના પક્ષકારોનો વિજય કદાપિ થઇ શકે તેમ નથી.

બેગમઃ–અવશ્ય એમ જ છે. ગદાધરસિંહ પણ કોઇ રીતે પોતાનો જીવ બચાવી લેશે. જુઓ, આટલો બધો બખેડો થવા છતાં લોકોએ ગદાધરસિંહ કે જેણે પોતાનું નામ પિશાચપતિ રાખ્યું છે

તેને છોડી દીધો છે તથા હવે તે ચોતરફ ઉપદ્રવ મચાવી રહ્યો છે. જમીન સુંઘતો સુંઘતો તે અત્રે આવી પહોંચે તો તે કાંઇ અશકય નથી. જો કે આપણા ઠેકાણાની એને બિલ્કુલ માહિતી નથી; પરંતુ એ ઘણો વિચિત્ર માણસ છે. માટી તથા વાયુમાં મળી ગયેલી વસ્તુનો પણ એ પત્તો મેળવી શકે તેમ છે. અરેરે! જો તેની સાથે મ્હારી શત્રુતા ન થઇ હોત તો આજે હું પણ ત્રણ હાથની ઉંચી ગાદીપર બેસવાનું સાહસ કરત; પરંતુ અફસોસ કે પિશાચપતિએ મ્હારી સાથે ઘણું ખોટું કામ કર્યું છે. જો બલભદ્રસિંહને લઇ હું રાણા વીરસિંહ પાસે ચાલી જાઉં તથા પિશાચપતિ માટે ફરિયાદ કરું તો હું ઘણી સારી હાલતમાં રહી શકું. મ્હારી ફરિયાદના સદુત્તર પિશાચપતિ આપી શકે તેમ નથી. તેના અપરાધોનો વિચાર કરી રાણા વીરસિંહજી તેને પ્રાણદંડની જ શિક્ષા કરે તેમ છે. જો બલભદ્રસિંહને છુપાવી રાખવાનો દોષ મ્હારા પર મૂકવામાં આવશે તો હું કહીશ કે, 'જે જમાનામાં જે રાજા થાય છે તેનો જ પક્ષ પ્રજા સ્વીકારે છે. એ નિયમાનુસાર માયાવિની અને દારોગાના જમાનામાં મ્હેં એ લોકોનો પક્ષ સ્વીકાર્યો હતો એ કાંઇ ખોટું કર્યું નથી. રાણા ગોપાલસિંહજીને માયાવિનીએ કેદ કરી રાખ્યા છે એ વાત હું જાણતી નહોતી તેમ જ દારોગા પણ જાણતા નહોતા. અસ્તુ હવે આપનું રાજ્ય થવાથી હું આપની સેવામાં ઉપસ્થિત થઇ છું.'

જયવતીઃ—એ તો ઘણી ઉત્તમ વાર્ત્તા છે. હવે તમે આ પ્રમાણે વર્ત્તવામાં વિલંબ કેમ કરો છો? આ કાર્યને જેમ બને તેમ ત્વરાથી કરશો તેટલું તમારું વિશેષ કલ્યાણ છે.

બેગમે સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:—"સારું, હું કાલે જ અહીંથી રવાના થઇશ."

બરાબર આ સમયે દરવાજાની બ્હારથી અવાજ આવ્યો કેઃ– “પણ પિશાચપતિને સુદ્ધાં પોતાનો પ્રાણ પ્યારો છે. એ તમને અહીંથી રવાના થવા દેનાર નથી.”

ત્રણે સુન્દરીઓએ ચમકી ઉઠીને દરવાજા તરફ જોયું તથા પિશાચપતિને તેમણે અંદર આવતો જોયો. બેગમે તેને જોઇને કહ્યુંઃ– “આવો આવો મ્હારા જુના દોસ્ત! તમે મ્હારી પાસે આવ્યા એ સાહસિક કાર્ય કર્યું છે એમ મ્હારે કહેવું જોઇએ.”

પિશાચઃ–સાહસિક કાર્યો કરવાનો મ્હને અભ્યાસ છે.

બેગમે તેને પોતાની ડાબી બાજૂએ બેસવાનો ઇશારો કરીને કહ્યુંઃ–“ અહીં બેસી જાઓ. જુની વાતોને તમે તદ્દન ભૂલી ગયા હો એમ લાગે છે.”

પિશાચપતિએ બેગમની ડાબી બાજૂએ બેસીને કહ્યુંઃ–“દુનિયામાં આવતાં પહેલાં છ મહિના ઉપરની વાતો પણ આ પિશાચપતિના સ્મરણમાં છે. એ દિવસે તમને તથા વિજયપાલને જોઇને ભયથી મ્હારા શરીરનું લોહી રગોમાં જામી ગયું હતું; પણ હવે એવો દિવસ નથી. આજનો દિવસ એ દિવસથી સર્વથા વિપરીત છે.”

બેગમઃ–અર્થાત્ આજે તમે મ્હને જોઇને પ્રસન્ન થાઓ છો કેમ ?!

પિશાચઃ–બેશક એમ જ છે.

બેગમઃ–ત્યારે હવે તમે મ્હારાથી બિલ્કુલ ડરતા નથી કે ?

પિશાચઃ–ના, બિલ્કુલ નહિ.

બેગમઃ–હું હવે રાણા વીરસિંહજી પાસે જઇ તેમના સમક્ષ તમારી વિરુદ્ધ ફરિયાદ કરીશ તો તેઓ મ્હારી ફરિયાદ નહિ સાંભળે કે ?

પિશાચઃ–પરંતુ હવે તમને મહારાણા વીરસિંહજી પાસે કોણ જવા દેશે ?

બેગમઃ–મ્હને કોણ રોકનાર છે ?

પિશાચઃ—ગદાધરસિંહ. જે તમને બરાબર સતાવી ચુક્યો છે તથા આજે પુનઃ તમને સતાવવાના વિચારથી અત્રે હાજર થયો છે તે.

બેગમે પોતાનો ક્રોધ દબાવી સ્વગત કાંઇ વિચારીને કહ્યું:-“પરંતુ એ તો કહો કે અગાઉથી ખબર આપ્યા સિવાય તમે અહીં કેમ ચાલ્યા આવ્યા? વળી પહેરાપરના સિપાહીઓએ તમને અહીં શા માટે આવવા દીધા?”

પિશાચઃ—મ્હારા આવ્યાના તમને સમાચાર પહોંચાડે અથવા મ્હને રોકે એવું તમારા દરવાજાપર કોણ છે?

બેગમઃ-શું પહેરાપરના સઘળા સિપાહીઓ મરી ગયા છે?

પિશાચઃ—મરી જ ગયા હશે.

બેગમઃ—મુખ્ય દરવાજા પર કોઇ નથી?

પિશાચઃ-ના, ત્યાં કોઇ નથી. વળી મકાનમાં કોઇ ચોર આવી શકે નહિં એટલા માટે અત્રે આવતી વખતે હું દરવાજો બંધ કરી આવ્યો છું. તમે ડરશો નહિ. કોઇ તમારી કાંઇ વસ્તુ ઉઠાવીને લઇ જશે નહિ.

બેગમે સહજ વિરક્ત બની જઇને કહ્યું:—“જયવતિ! તું જરા નીચે જઇને જોઇ આવ તો ખરી કે કમબખ્ત સિપાહીઓ શું કરેછે?”

પિશાચપતિએ જયવતી તરફ જોઇને કહ્યું:—“ખબરદાર! અહીંથી ઉઠશો નહિ. આ સમયે આ મકાન મ્હારી સત્તામાં છે. બેગમ અગર વિજયપાલનો હમણાં આ મકાનપર બિલકુલ અધિકાર નથી. ઠીક, હવે સીધી રીતે બતાવો કે, બલભદ્રસિંહજીને ક્યાં કેદ કરી રાખવામાં આવ્યા છે?”

બેગમઃ—બલભદ્રસિંહજીની મ્હને શી ખબર?

પિશાચ:–ત્યારે હમણાં કોને સાથે લઇને મહારાણા વીરસિંહજી પાસે જવાની તૈયારી કરી હતી ?

બેગમ:–ત્હારા બાપને સાથે લઇને જવાની તૈયારી કરી હતી.

હવે પિશાચપતિ આત્મસંવરણ કરી શકયો નહિ. ક્રોધાધીન બની જઇ તેણે બેગમના ગાલપર જોરથી એક થપ્પડ લગાવી દીધી. થોડા વખત માટે તો બેગમ ગભરાઇ ગઇ; પરંતુ પછીથી તકીઆ નીચેથી ખંજર બ્હાર કાઢી તે પિશાચપતિ ઉપર કૂદી પડી. પિશાચપતિએ પોતાના ડાબા હાથથી બેગમનું કાંડું પકડી લીધું તથા જમણા હાથે તિલિસ્મી ખંજર ખેંચી કાઢી એ ખંજરનો તેણે બેગમના અંગ સાથે સ્પર્શ કર્યો. ત્યાર પછી ઘણી સ્ફુર્તિથી તેણે રત્નવતી અને જયવતીના અંગ સાથે પણ તિલિસ્મી ખંજરનો સ્પર્શ કર્યો. આથી એ ત્રણે જણીઓ તત્કાળ બેહોશ બની જઇ પૃથિવીપર ઢળી પડી. પછી પિશાચપતિએ ચોતરફ સૂક્ષ્મદૃષ્ટિથી જોવા માંડ્યું. એ ઓરડામાં બે આલમારીઓ હતી કે જેને મ્હોટાં તાળાં વાસવામાં આવ્યાં હતાં. પિશાચપતિએ તિલિસ્મી ખંજરથી એક આલમારીનું તાળું તોડી નાખ્યું તથા આલમારી ઉઘાડીને તે અંદરની વસ્તુઓ જોવા લાગ્યો. પહેલાં એક પોટલી પિશાચપતિના જોવામાં આવી. એ પોટલીમા અસંખ્ય પત્રો હતા. પિશાચપતિએ દીપક પાસે જઇ પોટલી છોડી અને ત્યાર પછી તે ક્રમાન્વયે સઘળા પત્રો વાંચી ગયો અને એટલું કાર્ય કર્યા પશ્ચાત્ એ સઘળા પત્રોને તેણે બાળી ભસ્મીભૂત કરી નાખ્યા. આલમારીમાંથી બીજી એક પેટી નીકળી એ પેટીને તાળું વાસેલું નહોતું તથા તેમાં પણ કાગળો ભરેલા હતા. એ કાગળોને ધ્યાનથી વાંચી જોઇ તેમાંના બે ત્રણ કાગળો પોતાની પાસે રાખી બીજા કાગળોને પિશાચપતિએ બાળી નાખ્યા. આ ઉપરાંત એ આલમારીમાંથી તેને ઉપયોગી થઇ પડે એવી બીજી એકે વસ્તુ નીકળી નહિ.

પિશાચપતિએ બીજી આલમારીનું તાળું પણ ખંજરથી તોડી નાખ્યું તથા તેમાંની વસ્તુઓને તે ધ્યાનથી જોવા લાગ્યો. એ આલમારીમાં જો કે ઘણી વસ્તુઓ ભરેલી હતી; પરંતુ પિશાચપતિએ માત્ર ત્રણ જ વસ્તુઓ તેમાંથી કાઢી લીધી. એ ત્રણ વસ્તુઓમાંની એક દશ બાર પૃષ્ઠની ન્હાની ચોપડી હતી. એ ચોપડી પ્રાપ્ત થવાથી પિશાચપતિ અત્યંત પ્રસન્ન થયો તથા દીપક પાસે જઇ ઘણી ઝડપથી તે ચોપડીનાં બે ચાર પૃષ્ઠ વાંચી ગયો. બીજો એક કુંચીઓનો ઝુમખો હતો અને ત્રીજી વસ્તુ એ હીરાની વીંટી હતી. તેની સાથે એક કાગળનો કકડો બાંધેલો હોઇ એ વીંટીને એક દાબડીમાં રાખેલી હતી. પિશાચપતિએ વીંટી સાથેનો કાગળ વાંચી જોયો. પછી તેણે અત્યંત પ્રસન્ન થઇ મૃદુસ્વરે કહ્યું:–" થયું, હવે મ્હને બીજી કોઇ વસ્તુની જરૂર નથી."

આટલું કાર્ય કર્યા પછી પિશાચપતિ બેગમની પાસે આવ્યો. બેગમ હજી સુધી બેશુદ્ધાવસ્થામાં પડી રહેલી હતી. તેના તરફ જોઇને પિશાચપતિએ કહ્યું:–" હવે એ મ્હારું કાંઇ બગાડી શકે તેમ નથી. આવી સ્થિતિમાં એક સ્ત્રીના લોહીથી હાથ રંગવાની જરૂર નથી."

હાથમાં દીવો લઇ પિશાચપતિ વચ્ચેના ખંડમાં ગયો. એ સ્થળે તેના બે સાથીદાર હાથમાં નાગી તલ્વાર લઇ ઉભા રહ્યા હતા. પિશાચપતિએ પોતાના સાથીદારો તરફ જોઇને કહ્યું:–" થયું, હવે આપણું કાર્ય થઇ ગયું છે. બલભદ્રસિંહજીને આ મકાનમાં કેદ કરી રાખેલા છે. તેમને છૂટા કરીને આપણે અત્રેથી ચાલ્યા જવું જોઇએ." આમ કહીને તેણે હાથમાંનો દીવો પોતાના એક સાથીદારના હાથમાં આપી દીધો. પછી તે એક ઓરડીના દરવાજા પાસે ગયો. એ ઓરડીના તાળામાં પોતાની પાસેના કુંચીઓના ઝુમખામાંથી એક કુંચી નાખી તેણે તાળું ઉઘાડી નાખ્યું તથા પોતાના સાથીદારોસહ તે એ ઓર-

ડીમાં જવાનો રસ્તો હતો. એ ઓરડીની સાંકળને પણ તાળું વાસવામાં આવેલું હતું. પિશાચપતિએ કુંચી નાખીને એ તાળું ઉઘાડી નાખ્યું અને તે એ ઓરડીમાં ગયો. એ સ્થળે લક્ષ્મીદેવી પદ્માવતી અને અલકકિશોરીના પિતા બલભદ્રસિંહને કેદ કરી રાખેલો હતો.

દરવાજો ઉઘડતી વખતે સાંકળનો ખડખડાટ થવાથી બલભદ્રસિંહ સાવધાન થઈ ગયો હતો. જે સમયે પિશાચપતિપર તેની નજર પડી કે તરત જ તે ચમકી ઉઠયો અને આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી પિશાચપતિના મ્હોં તરફ જોવા લાગ્યો. પિશાચપતિએ પણ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી બલભદ્રસિંહના મ્હોં તરફ જોયું. બલભદ્રસિંહની સ્થિતિ અતિશય ખરાબ જોવામાં આવતાં તેને ઘણો ખેદ થયો. તેનું શરીર જીર્ણ શીર્ણ બની ગયું હતું. તેના ચ્હેરાપર કરચલીઓ પડી ગઇ હતી. તેના મસ્તકપરના અને દાઢી મુછોના વાળ એટલા બધા વધી ગયા હતા કે, તે એક ભયંકર જંગલી મનુષ્ય જેવો લાગતો હતો. ચિંતા તથા દુઃખની વિશેષતાથી તેની આંખો ઉંડી ઉતરી ગઇ હતી. ઘણા કાળ સુધી અંધારી ઓરડીમાં રહેવું પડેલું હોવાથી તેના શરીરનો રંગ પીળો થઇ ગયો હતો. એક કામળ, એક થાળી તથા એક લોટો એના આ એકાન્તવાસની વસ્તુઓ હતી. તે સિવાય એ ઓરડીમાં બીજી એક પણ વસ્તુ નહોતી. બલભદ્રસિંહને ભયભીત તથા ચમકિત બની ગયેલો જોઈ પિશાચપતિએ પોતાનું મસ્તક નમાવી મૃદુસ્વરે કહ્યું:-" આપ ઉઠો. સત્વર મ્હારી સાથે ચાલો. હું આપને છોડાવવાને આવ્યો છું."

બલભદ્રસિંહે આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:-"શું તું મ્હને છોડાવવાને આવ્યો છે? આ તું સાચું કહે છે?"

પિશાચ:-જી હા.

બલભદ્ર:-ત્હારા કહેવાપર મ્હારો વિશ્વાસ બેસતો નથી.

પિશાચઃ–ઠીક છે, હમણાં તો આપ અહીંથી ચાલી નીકળો. પછી જે કાંઇ પ્રશ્ન પૂછવા હોય તે પૂછજો જેથી આપના અંતરાત્માનું સમાધાન થશે.

બલભદ્રસિંહે ઉઠી ઉભા થઈને કહ્યું:–"મ્હારૂં કહેવું કદાચ ખોટું હોય તો તેથી પણ મ્હને કાંઇ નુકસાન નથી કેમ કે આવી રીતે કેદમાં પડી રહેવા કરતાં સત્વર મરી જવામાં જ હું શ્રેય સમજું છું."

આ વાક્યનો પિશાચપતિએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેણે બલભદ્રસિંહને પોતાની પાછળ આવવાનો સંકેત કર્યો. બલભદ્રસિંહ એટલો બધો કમતાકત બની ગયો હતો કે એ મકાનમાંથી નીચે ઉતરવા જેટલી શક્તિ પણ તેનામાં હોય એમ લાગતું નહોતું. પિશાચપતિ તેનો હાથ પકડી તેને નીચે લઈ ગયો. મકાનની બ્હાર જે ગલી આવેલી હતી ત્યાં નિસ્તબ્ધતા હતી. આ મકાન એવી એકાન્ત ગલીમાં આવેલું હતું કે એ ગલીમાં કોઇ સારો માણસ મહિનામાં એક વખત પણ ભાગ્યે જ જતો હોવો જોઇએ. બ્હાર નીકળ્યા પછી પિશાચપતિએ બલભદ્રસિંહને પૂછ્યું:–" આપ ઘોડા ઉપર સવાર થઇ શકશો કે?"

આ પ્રશ્નના ઉત્તરમાં બલભદ્રસિંહે કહ્યું:–" હું જાતે ઘોડાપર સવાર થઈ શકું એટલી શક્તિ મ્હારામાં નથી; પરંતુ જો મ્હને ઘોડાપર બેસાડવામાં આવશે તો હું પડી જઇશ નહિ."

પિશાચપતિએ દીવાને મકાનમાંના ચૉકમાં મૂકી દીધો હતો. થોડે દૂર બે કસેલા ઘોડાઓની લગામો પકડીને એક માણસ બેસી રહ્યો હતો. એક ઘોડાપર બલભદ્રસિંહને બેસાડીને બીજા ઘોડાપર પિશાચપતિ ચઢી બેઠો. પછી તે પોતાના ત્રણે માણસોને કાંઈ કહીને ત્યાંથી રવાના થયો.

---

# પ્રકરણ ૧૩ મું.

## બેગમ સપડાઇ.

જ્યારે બેગમ, જયવતી અને રત્નવતી શુદ્ધિમાં આવી ત્યારે ઘણી થોડી રાત્રિ બાકી રહી હતી. શુદ્ધિમાં આવ્યા પછી વિસ્મયચકિત દૃષ્ટિથી ચોતરફ જોઈને બેગમ બોલી ઉઠી:-" અરે! આ શું? અહીં તો સંપૂર્ણ અંધકાર ફેલાઈ રહેલો છે. જયવતિ! તું ક્યાં છે?"

રત્નવતી:-જયવતી નીચે ગઈ છે.

બેગમ:-નીચે જવાનું કાંઈ કારણ?

રત્નવતી:-અમે બન્ને જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે અત્રે પુષ્કળ અંધકાર જોઈ ગભરાઇ ગઈ. પછી તપાસ કરતાં નીચે ચૉકમાંથી પ્રકાશ આવતો જણાયો. જે દીપક અત્રે હતો તેને ઉપાડી જઇ કોઈએ ચૉકમાં મૂકી દીધો હતો. થોડા વખત સૂધી ગુપચુપ પડી રહ્યા પછી જ્યારે એવી ખાત્રી થઇ કે નીચે કોઈ નથી ત્યારે જયવતી દીવો લઇ આવવા નીચે ચૉકમાં ગઈ.

બેગમ:-અરે! આ શું થયું?

રત્નવતી:-પ્રથમ દીવો આવવા દો એટલે શું થયું છે તે જણાશે. લ્યો જયવતી પણ દીવો લઇ આ આવી પહોંચી.

બેગમ:-કેમ બ્હેન જયવતિ! નીચે કોઇ નથી.

જયવતીએ દીવો નીચે મૂકીને કહ્યું:-" ના, કોઇ નથી. તમારા માણસો ક્યાં જતા રહ્યા એ સમજી શકાતું નથી."

બેગમ:-હાય હાય! અહીંની બન્ને આલમારીઓનાં તાળાં તોડી

નાખેલાં જણાય છે! સઘળા કાગળોને બાળી ખાકસાર કરી નાખ્યા હોય એમ લાગે છે.

આમ કહી એક આલમારી પાસે જઇ તેને બરાબર તપાસીને એક ગાઢ નિશ્વાસ મૂકી બેગમે કહ્યું:-" અરેરે! સર્વસ્વનો વિનાશ થઇ ગયો છે. એ બદમાશ મ્હને જીવતી શા માટે છોડી ગયો છે એ વિશે હું કાંઇ ચોક્કસ નિશ્ચય કરી શકતી નથી.

બન્ને આલમારીઓ તથા તેમાંની વસ્તુઓની ખરાબી થઈ ગયેલી જોવામાં આવતાં બેગમ ઉન્માદિનીના જેવી બની ગઈ. સજળ નયને તથા અસ્થિર ચિત્તે તે એ સ્થળે ફર્યા કરતી હતી. થોડા સમયમાં જ સ્હવાર થયું અને બેગમ નીચે ઉતરી તો એક ઓરડીમાંથી કેટલાક માણસોનો આર્ત્તનાદ તેના સાંભળવામાં આવ્યો. એ આર્ત્તનાદ સાંભળવામાં આવતાં પોતાના સિપાહીઓને એ ઓરડીમાં કેદ કરી રાખવામાં આવ્યા છે એમ તે સમજી ગઇ. ઓરડીની સાંકળ ઉઘાડવામાં આવતાં તેના માણસો બ્હાર નીકળી ગભરાટથી ચોતરફ જોવા લાગ્યા. બેગમની પાસે જતાં પહેલાં જ પિશાચપતિએ એ માણસોને તિલિસ્મી ખંજરની મદદથી બેહોશ બનાવી દઈ ઓરડીમાં કેદ કર્યા હતા.

બેગમે સર્વને તેમની બેહોશીનું કારણ પૂછ્યું જેના ઉત્તરમાં તેમણે કહ્યું કે:-"એક વિકટ આકૃતિના માણસે આવીને અમારાં શરીરને એક અદ્દભુત ખંજર લગાડ્યું. એ માણસ પાગલ છે કે ચોર તેનો વિચાર કરતાં પહેલાં જ અમે સર્વ બેહોશ બની ગયા અર્થાત્ અમારાં તનબદનની શુદ્ધિ દૂર થઇ ગઇ. પછી શું થયું તે અમે જાણતા નથી. શુદ્ધિમાં આવતાં અમે અમને પોતાને ઓરડીમાં પડી રહેલા જોયા."

ત્યાર પછી બેગમે એ લોકોને કાંઇ પૂછ્યું નહિ. તે રત્નવતી

અને જયવતીને સાથે લઇ જે સ્થળે બલભદ્રસિંહને કેદ કરી રાખ-વામાં આવ્યો હતો એ સ્થળે ચાલી ગઇ. બલભદ્રસિંહને કેદ કરી રાખ્યો હતો એ ઓરડી પણ ખુલ્લી જોવામાં આવતાં અને તેમાં બલભદ્રસિંહ જોવામાં નહિ આવતાં બેગમ સર્વથા નિરાશ બની ગઇ. તેણે જયવતી તરફ જોઇને કહ્યું:-“ બ્હેન! ત્હેં ખરું જ કહ્યું હતું કે, મહારાણા વીરસિંહના પક્ષકારોનું મનોરમા કાંઇ અનિષ્ટ કરી શકે તેમ નથી. પિશાચપતિની પાસે પણ એવું જ તિલિસ્મી ખંજર છે. એ ખંજરની મદદથી તેણે જે કાર્ય કર્યું છે તે પણ ત્હારા જોવામાં આવ્યું છે. હવે પિશાચપતિ પાસે હું તેના કાર્યનો બદલો લેવા માગું તો લઇ શકું તેમ નથી; કેમ કે હવે બલભદ્રસિંહ મ્હારા કબ્જામાં રહ્યો નથી તેમજ જે પ્રમાણોથી હું પિશાચપતિને દબાવતી હતી એ પ્રમાણો પણ મ્હારી પાસે રહ્યાં નથી. બ્હેન! પૂર્વે એક દિવસ એવો હતો કે, મ્હારું મ્હોં જોતાં જ પિશાચપતિ અધમુઓ થઇ જતો હતો અને આજે એવો દિવસ છે કે, હું તેને કાંઇ કરી શકું તેમ નથી! આ મકાનનો તથા મ્હારો પત્તો તેને કેવી રીતે માલૂમ પડયો તથા આટલું કરવા છતાં તેણે મ્હને જીવતી કેમ રહેવા દીધી એ સંબંધી હું કાંઇ વિચાર કરી શકતી નથી. એ વિષયમાં જરૂર કાંઇ ભેદ હોવો જોઇએ. તેણે હું સુખી રહી શકું એવા હેતુથી કાંઇ મ્હને જીવતી રહેવા દીધી નથી; મ્હારા જીવનના અસ્તિત્વથી તેને કોઇ પણ પ્રકારનો લાભ થાય તેમ હશે તેથી જ તેણે મ્હારા જીવનનો વિનાશ કર્યો નથી.”

જયવતીઃ-બેશક એમ જ હોવું જોઈએ. ઇશ્વરનો હજી પણ આભાર માનો કે એ તમારી દ્રવ્ય સંપત્તિ લઇ ગયો નથી; નહિ તો તમારી ઘણી દુર્દશા થાત અને ઉદરનિર્વાહાર્થે તમારે ભિક્ષા માગવી પડત. વળી તમે એવી ખાત્રી રાખજો કે, વિજયપાલનો જીવ હવે

કોઇ પણું રીતે બચી શકે તેમ નથી.

બેગમઃ-ખરું છે. હવે ત્હારો શો અભિપ્રાય છે?

જયવતીઃ-મ્હારો અભિપ્રાય તો એવો છે કે, હવે તમે એક પળ માટે પણ આ મકાનમાં રોકાશો નહિ. તમે તમારી સઘળી દ્રવ્ય સંપત્તિ લઇ સત્વર આ સ્થાનનો પરિત્યાગ કરો. મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓનો અવરજવર ન હોય એવા કોઇ એક શહેરમાં જઇ તમે રહો. તમારી પાસે એટલી બધી દ્રવ્ય સંપત્તિ છે કે જેનાથી તમે સંપૂર્ણ વિભવ વિલાસમાં તમારું અવશિષ્ટ આયુષ્ય પસાર કરી શકશો.

બેગમઃ-ત્હારો અભિપ્રાય ઉત્તમ છે. તમે બન્ને મ્હારી સાથે નહિ આવો કે?

જયવતીઃ-હું તો જરૂર તમારી સાથે આવીશ.

રત્નવતીઃ-આવી સ્થિતિમાં હું પણ તમારા સહવાસનો ત્યાગ કરી શકતી નથી. સુખના સમયમાં હું તમારી સાથે રહેલી હોવાથી દુઃખના સમયે પણ મ્હારે તમારી સાથે રહેવું એ મ્હારું કર્ત્તવ્ય છે. હું તમારો ત્યાગ કરી શકીશ નહિ.

બેગમઃ-ઠીક ત્યારે, આપણે હવે અહીંથી સત્વર પલાયન કરી જવાની તૈયારી કરવી જોઇએ.

જયવતીઃ-બરાબર છે.

બરાબર આ સમયે મકાનની બ્હારથી ઘણા માણસોનો કોલાહલ એ ત્રણે સુન્દરીઓના સાંભળવામાં આવ્યો. બેગમની આજ્ઞા થવાથી પત્તો મેળવવા માટે જયવતી તત્કાળ નીચે ગઇ તથા થોડા વખતમાં જ પરત આવીને તેણે ઉતરી ગયેલા ચ્હેરે કહ્યું:-" અરેરે! ગજબ થઇ ગયો છે! રાજા સાહેબના સિપાહીઓએ આ મકાનને

ઘેરી લીધું છે તથા તેઓ તમને કેદ કરવાના હેતુથી અત્રે આવ્યા છે....

જયવતી વિશેષ કાંઇ બોલે તે પૂર્વે જ ઘણા સરકારી સિપાહીઓ મકાનમાં આવી પહોંચ્યા, તથા તેમણે બેગમ, રત્નવતી અને જયવતીને કેદ કરી.

---

# પ્રકરણ ૧૪ મું.

## પિશાચપતિ અને બલભદ્રસિંહ.

કાશીપુરીમાંથી નીકળીને પિશાચપતિએ સીધો રામગઢનો રસ્તો લીધો. એક પ્રહર દિવસ ચઢતાં સૂધી તે અને બલભદ્રસિંહે ઘોડાપર બેસીને માર્ગ કાપ્યો. એ સમય દરમ્યાન તેમની બન્નેની વચ્ચે કાંઇ વાતચિત થઇ નહિ. તેઓ બન્ને જ્યારે એક જંગલના છેડા પર જઇ પહોંચ્યા ત્યારે બલભદ્રસિંહે પિશાચપતિને કહ્યું:-"હવે હું થાકી ગયો છું; વિશેષ સમય સૂધી મ્હારાથી ઘોડાપર બેસી શકાય તેમ નથી. ઘણાં વર્ષોના કારાગૃહવાસથી હું તદ્દન દુર્બળ બની ગયો છું. હવે મ્હારામાં દશ ડગલાં ચાલવા જેટલી શક્તિ પણ રહી નથી. જો થોડા સમય સૂધી કોઇ સ્થળે રોકાઇને વિશ્રામ લઇએ તો સારું."

પિશાચપતિઃ-બહુ સારું. થોડે સૂધી ચાલો. આ અરણ્યમાં જે સ્થળે પાણી મળી શકે તેમ હશે એ સ્થળે રોકાઇને આપણે થોડા વખત સૂધી વિશ્રામ લઇશું.

બલભદ્રઃ-વારું, પણ હવે તું ત્હારા ઘોડાને તેજીથી ચલાવીશ નહિ.

પિશાચઃ—જેવી આજ્ઞા.

બલભદ્રઃ—કેમ પિશાચપતિ ! ત્હેં મ્હને વાસ્તવિક રીતે કેદખાનામાંથી છોડાવ્યો છે કે તું મ્હને કોઇ નવીન સંકટમાં સપડાવવાનો પ્રયત્ન કરે છે ?

પિશાચપતિએ સ્મિતહાસ્ય કરીને કહ્યું:—"આ મયદાનની હવા હોય એમ આપને નથી લાગતું કે ? વળી આપ એક સ્વતંત્ર ઘોડેસવારની માફક માર્ગક્રમણ કરતા નથી કે ?"

બલભદ્રઃ—એ બધું ખરું છે; પરંતુ હજી હું ત્હારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકતો નથી. પિશાચપતિ મ્હને મદદ કરે એ હું અશક્ય સમજું છું. જો મ્હને મદદ કરવાની જ ત્હારી ઇચ્છા હોત તો હું શા માટે આટલા લાંબા સમય સુધી કારાગૃહમાં પડી રહેત ? હું ક્યાં કેવી સ્થિતિમાં છું એ તું જાણતો નહોતો કે ?

પિશાચઃ—આપ ક્યાં કેવી સ્થિતિમાં છો તત્સંબંધી હું કાંઇ જાણતો નહોતો. આપ એ સઘળી ગઇ ગુજરી ભૂલી જાઓ; પરંતુ હમણાં જ્યારથી મ્હેં આપની પુત્રી શ્યામા ( પદ્માવતી ) ની આધીનતા સ્વીકારી છે ત્યારથી—તે કરતાં પણ વર્ષ દોઢ વર્ષ અગાઉથી આપ ક્યાં છો એ વિષે હું તદ્દન અજાણ્યો હતો. મ્હને એવું સમજાવવામાં આવ્યું હતું કે, આપના જીવનનો અંત આવી ગયો છે. જો કદાચ આજથી બે માસ પૂર્વે પણ મ્હને એમ માલૂમ પડયું હોત કે આપ જીવતા છો તો આપને કેદમાંથી છોડાવીને હું કૃતાર્થ થાત.

બલભદ્રસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"શ્યામા જીવતી છે કે ?"

પિશાચઃ—હા જીવતી છે.

બલભદ્રઃ—ત્યારે તો અલક પણ જીવતી હશે.

પિશાચઃ—હા મહારાજ ! એ પણ જીવતી છે.

બલભદ્ર: બરાબર છે. જ્યારે લક્ષ્મીદેવીનું લગ્ન થવાનું હતું ત્યારે તેઓ બન્ને જમાનીઆમાં આવી નહોતી. પહેલાં મ્હને લક્ષ્મીદેવી જીવતી હશે એવી પણ આશા નહોતી; પરંતુ કેદી થયા પછી થોડા દિવસના અંતરે મ્હેં એમ સાંભળ્યું કે, લક્ષ્મીદેવી જીવતી છે અને જમાનીઆની રાણી કિંવા માયાવિની કહેવાય છે.

પિશાચ:–લક્ષ્મીદેવીના સંબંધમાં આપે જે કાંઈ સાંભળ્યું છે એ સઘળું જૂઠું છે. વચ્ચે એવા એવા બનાવો બની ગયા છે કે જેની આપને બિલ્કુલ ખબર નથી. ખરી રીતે જોવા જતાં માયાવિની કોઇ બીજી જ સ્ત્રી હતી. અને લક્ષ્મીદેવીએ પણ અનેક સંકટ સહન કર્યાં છે; છતાં પરમકૃપાળુ પરમાત્માએ લક્ષ્મીદેવીની ડૂબતી નૌકાને તારી છે એ માટે એ પિતાનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો જોઇએ. હવે આપ આપની ત્રણે પુત્રીઓને સારી સ્થિતિમાં જોઈ સંતોષ પામશો. માયાવિની ખરી રીતે લક્ષ્મીદેવી નથી એ વાત પહેલાં હું પણ જાણતો નહોતો.

બલભદ્ર:–આ શું તું ખરું કહે છે? શું હું મ્હારી ત્રણે સ્નેહશાલિની પુત્રીઓનાં દર્શન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શકીશ? તું મ્હારા ઉપર જુલ્મ કરીશ કિંવા મ્હારો ત્યાગ કરીશ નહિને?

પિશાચ:–મ્હારાં વચનો ઉપર હવે હું કેવી રીતે આપનો વિશ્વાસ સ્થાપી શકું? મ્હેં આપનું કોઇ પણ પ્રકારે અનિષ્ટ કર્યું હોય એવું એક પણ પ્રમાણ આપની પાસે છે કે?

બલભદ્ર:–પ્રમાણ તો એક પણ નથી; પરંતુ માયાવિનીના દારોગા અને વિજયપાલના મુખે મ્હેં ત્હારી વિરુદ્ધ ઘણી વાતો સાંભળી હતી.

પિશાચ:–ત્યારે હવે આપ શત્રુઓની વાતોને સાચી માનશો નહિ. મ્હેં કેટલી મુશ્કેલીથી આપનો પત્તો મેળવી જીવના જોખમે આપને કેદખાનામાંથી છોડાવ્યા છે તેનો જ આપ વિચાર કરી જુઓ.

બલભદ્રસિંહે એક ઉંડો નિશ્વાસ મૂકીને કહ્યું:–"જે હોય તે

ખરું. જો આજે ત્હેં મ્હને નિષ્કપટ ચિત્તે છોડાવ્યો હશે તથા ત્હારી મદદથી કોઇ પણ પ્રકારના પરિશ્રમ સિવાય હું મ્હારી ત્રણે પુત્રીઓને મળી શકીશ તો ત્હારો કદાચ કાંઇ અપરાધ હશે તો તેની તને ક્ષમા મળશે.”

પિશાચઃ–આપની આવી ઉદારતા માટે હું આપને ધન્યવાદ આપું છું. જુઓ, આ જગ્યા ઘણી સારી છે. અત્રે જળની સગવડતા હોઇ વૃક્ષોની ઘટા થઇ રહેલી છે. પગડંડીથી આ સ્થાન જરા દૂર હોવાથી અત્રે વિશ્રામ લેવામાં હરકત નથી.

બલભદ્રઃ–જગ્યા ઘણી સારી છે. પ્રથમ તું ઘોડાપરથી નીચે ઉતરીને પછી મ્હને નીચે ઉતાર.

બન્નેએ પોતાના ઘોડા ઉભા રાખ્યા. પિશાચપતિ તત્કાળ પોતાના ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો તથા તેની લગામ એક ડાળ સાથે બાંધ્યા પછી તેણે બલભદ્રસિંહને નીચે ઉતાર્યો. ઘોડાના જીનને જમીન-પર બિછાવીને તેણે બલભદ્રસિંહને વિશ્રામ લેવા કહ્યું. ત્યાર પછી બન્ને ઘોડાઓને તેણે ચરવા માટે છૂટા મૂકી દીધા.

આ સ્થળે પિશાચપતિએ બલભદ્રસિંહની ઘણી સેવા શુશ્રુષા કરી. પોતાના વાટવામાંથી અસ્તરો બ્હાર કાઢીને તેણે પોતાના હાથે જ બલભદ્રસિંહની હજામત કરી, દાઢી મુછી અને મસ્તકપરના વાળ કાતરથી કાતરી બરાબર કર્યા. પછી સ્નાન કરાવીને તેણે તેને બદલવા માટે યજ્ઞોપવિત આપી. આજે ઘણા દિવસ પછી બલભદ્રસિંહે ઝરાને કિનારે બેસીને સંધ્યાવંદન કર્યું તથા ઘણા સમય સૂધી તેણે ઇશ્વરની સ્તુતિ કર્યા કરી. જ્યારે બન્ને જણા સર્વ પ્રકારે નિશ્ચિંત થયા ત્યારે એક ડબ્બામાંથી થોડો મેવો બ્હાર કાઢી પિશાચપતિએ બલભદ્રસિંહને ખાવા માટે આપ્યો અને થોડો મેવો તેણે પોતે પણ ખાધો.

હવે બલભદ્રસિંહનો એવો નિશ્ચય થઇ ગયો કે, પિશાચપતિ તેની સાથે લુચ્ચાઇ કરતો નથી; પરંતુ તેણે પ્રામાણિક વિચારથી જ પોતાનો કારાગૃહમાંથી ઉદ્ધાર કર્યો છે. બલભદ્રસિંહે કહ્યું: " ગદાધરસિંહ ! હું ધારું છું કે, થોડા દિવસથી જ ત્હેં ત્હારું નામ પિશાચપતિ રાખ્યું હશે ?!"

પિશાચ:-હા જી, હાલ હું આ નવીન નામથી જ પ્રખ્યાત છું.

બલભદ્ર:-ઠીક, હું તને હવે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું, કેમ કે મ્હારો એવો નિશ્ચય થઇ ગયો છે કે, તું મ્હારો દુશ્મન નથી.

પિશાચપતિએ ધન્યવાદના બદલામાં નમન કરીને કહ્યું:-"પરંતુ મ્હારા દુશ્મનોએ મ્હારે માટે આપના કાન ઘણા ભંભેર્યા છે તથા એ વાતો એવી છે કે, જો તે આપ મહારાણા વીરસિંહજીને કહેશો તો તેમની નજરે હું હલકો ઠરીશ."

બલભદ્ર:-ના, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, ત્હારું નુકસાન થાય એવી વાત કોઇના સમક્ષ હું કરીશ નહિ.

પિશાચપતિએ પુનઃ નમન કરીને કહ્યું:-" હું એવી આશા રાખું છું કે, જરૂરી પ્રસંગે આપ મ્હને સહાયતા પણ કરશો."

બલભદ્ર:-જો કે હું સહાયતા કરવાને યોગ્ય નથી; પરંતુ મ્હારાથી બનશે તેટલી સહાયતા તો હું અવશ્ય કરીશ.

પિશાચ:-મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓએ વિજયપાલને કેદ કર્યો છે. એ બદમાશ આપનું સ્વરૂપ ધારણ કરી લક્ષ્મીદેવીને ફસાવવા ગયો હતો; અંતે તેની પ્રપંચજાળનો સ્ફોટ થઇ ગયો અને પોતાના બચાવનો એક પણ માર્ગ જણાયો નહિ ત્યારે તેણે આપની હત્યાનો અપરાધ મ્હારા શિરપર મૂકયો. સ્વપ્નમાં પણ હું એમ વિચારી શકતો નહોતો કે, આપ જીવતા છો. ઇશ્વરને ધન્યવાદ આપવો જોઇએ કે, એકાએક આપ જીવતા હશો એવો મ્હને સંશય આવ્યો થયો અને

ધીમે ધીમે મ્હારો એ સંશય દઢ થતો ગયો. પછી હું આપની તપાસ કરવા લાગ્યો. હવે મ્હારા તરફથી આપ જ વિજયપાલનું મ્હોં બંધ કરશો એવી હું આશા રાખું છું.

બલભદ્રસિંહે ક્રોધાધીન બની જઇને કહ્યું:–"વિજયપાલ મ્હને મારી નાખવાનો અપરાધ ત્હારાપર મૂકી પોતાનો બચાવ કરવાને ઇચ્છે છે ?"

પિશાચઃ–જી હા.

બલભદ્રઃ–એ માટે તું બિલકુલ ચિંતા કરીશ નહિ. એણે મ્હને કેવાં દુઃખ દીધાં છે એ કેવળ મ્હારો આત્મા જ જાણે છે. હવે ત્યાં શું શું બન્યું છે તથા મહારાણા વીરસિંહજીને જમાનીઆ સૂધી કેમ આવવું પડયું છે તે તું મ્હને કહે તો ખરો.

પિશાચપતિએ જ્યારથી પદ્માવતીની આધીનતા સ્વીકારી હતી ત્યારથી તેણે યુવરાજ ઇન્દ્રજીતસિંહ, રાજકુમાર આનન્દસિંહ, માયાવિની, દારોગો, મનોરમા, પદ્માવતી, દિગ્વિજયસિંહ અને રાણા ગોપાલસિંહ વગેરેની હકીકતનું વર્ણન કર્યું. તેણે પોતાની તથા વિજયપાલ સંબંધીની હકીકતમાં થોડો વધારો ઘટાડો કર્યો. બલભદ્રસિંહે ઘણા જ લક્ષ્ય તથા આશ્ચર્યથી સઘળી હકીકત સાંભળી તથા પિશાચપતિની પ્રામાણિકતા અને બહાદુરીની તેણે ઘણી પ્રશંસા કરી. થોડા સમય સૂધી બીજી વાતચિત ચાલી. પછી તેઓ બન્ને ઘોડેસવાર થઇ રામગઢ તરફ રવાના થયા તથા એક પ્રહર પછી તેઓ જે તિલિસ્મી રામગઢથી થોડા અંતરે આવેલું હતું ત્યાં જઇ પહોંચ્યા. એ તિલિસ્મીપર મહારાણા વીરસિંહજીએ વિજય મેળવ્યો હતો એ વાંચકબંધુઓ જાણે છે.

જો કે કાશીથી રામગઢ વિશેષ દૂર નહિ હોવા છતાં પિશાચ-

પતિ અને બલભદ્રસિંહને ત્યાં પહોંચતાં ઘણો વખત લાગ્યો. વખ વધારે લાગવાનું કારણ એ હતું કે, માર્ગમાં શત્રુઓની મુલાકાત થાય એ ઉદ્દેશથી પિશાચપતિ ચક્રવાળા રસ્તેથી બલભદ્રસિંહ રામગઢ લઈ ગયો હતો. વળી રસ્તામાં તેઓ બન્ને ઘણા વખત સૂ રોકાયા હતા. ત્રીજું કારણ એ હતું કે, દુર્બળતાને લીધે બલભદ્રસિં પોતાના ઘોડાને તેજીથી ચલાવી શકતો નહોતો.

પાઠક! ઉપરોક્ત તિલિસ્મીની પ્રથમ આપણે જેવી સ્થિતિ જો હતી તેવી તેની હમણાંની સ્થિતિ નહોતી. આજે તેની ચોતરફ રાણ દેવીસિંહની આજ્ઞાનુસાર ઘણી મ્હોટી ઇમારત બની ગઈ હતી, ઇમારતનું બીજું કેટલુંક કાર્ય હજી ચાલૂ હતું. એ ઇમારતને અજી સિંહે પોતાની ઇચ્છાનુસાર તૈયાર કરાવી હતી. એમાં મ્હોટાં મ્હો ભોંયરાં, સુરંગો, ગુપ્ત ઓરડીઓ કે જેનાં દ્વારનો પત્તો લાગવો મુશ્કે હતો-અરે અસંભવ હતો તે બનેલી હતી. સુન્દર સુસજ્જિત દિવા ખાનાં, ઓરડાઓ, શયનગૃહો વગેરેનો પણ એમાં સમાવેશ થયે હતો. એ સઘળું અજીતસિંહની અલૌકિક બુદ્ધિનું જ પરિણામ હ ખંડેરની આસપાસ વહેતો ઝરો બનાવવામાં આવ્યો હતો. ખંડેર તૂટેલી ઇમારતનું સમાર કામ સમાપ્ત થઇ ગયું હતું તથા હવે ખંડેરનું પૂર્વસ્વરૂપ સર્વથા બદલાઈ ગયું હતું. અંદરની ઇમારતનું કા સમાપ્ત થઇ ગયું હતું અને બ્હારનું કામ દશ પંદર દિવસમાં સમાપ્ત થ જાય તેમ હતું. જે સમયે બલભદ્રસિંહની સાથે પિશાચપતિ ત્યાં જ પહોંચ્યો. એ સમયે અજીતસિંહ ત્યાં હાજર હતો અને ભૈરવના અઘોરનાથ તથા બદ્રીનાથની સાથે દરવાજા બ્હાર ફર્યા કરતો હતે ભૈરવનાથ, અઘોરનાથ અને બદ્રીનાથ તો પિશાચપતિને સારી રી પિછાનતા હતા; પરંતુ અજીતસિંહે પૂર્વે તેને જોયો નહોતો; છ

જ્યોતિસિંહે પિશાચપતિની તસ્વીર પોતાના હાથે તૈયાર કરીને અજીતસિંહ અને દેવીસિંહ પાસે મોકલી હતી તથા તે સાથે તેણે તેની વિચિત્ર ઘટનાના સમાચાર પણ લખ્યા હતા. પિશાચપતિને દૂરથી આવતો જોઇને ભૈરવનાથે અજીતસિંહને કહ્યું:–" જુઓ, પિશાચપતિ આ તરફ આવે છે."

અજીતસિંહે ધ્યાનથી પિશાચપતિ તરફ જોઇને કહ્યું:–" પરંતુ તેની સાથે બીજું કોણ છે?"

ભૈરવ:–બીજી વ્યક્તિને હું પિછાનતો નથી.

અજીતસિંહે બદ્રીનાથને પૂછ્યું:–" તમે પિછાનો છો?"

બદ્રીનાથ:–ના જી.

એટલામાં પિશાચપતિ અને બલભદ્રસિંહ ત્યાં જઇ પહોંચ્યા. પિશાચપતિએ ઘોડાપરથી નીચે ઉતરી અજીતસિંહને નમન કર્યું; કેમ કે તે અજીતસિંહને સારી રીતે ઓળખતો હતો. ત્યાર પછી તેણે બલભદ્રસિંહને પણ ઘોડાપરથી નીચે ઉતાર્યો તથા અજીતસિંહ તરફ ઇશારો કરીને કહ્યું:–" આ શ્રીમાન્ જ્યોતિસિંહજીના પિતા અજીતસિંહ છે." ત્યાર પછી તેણે બીજા બહુરૂપીઓનો પણ બલભદ્રસિંહને પરિચય કરાવ્યો. બલભદ્રસિંહની ઓળખાણ સર્વેને કરાવ્યા પછી પિશાચપતિએ અજીતસિંહને કહ્યું:–" જે બલભદ્રસિંહજીનો પત્તો લગાડવાનું કાર્ય મ્હને સોંપવામાં આવ્યું હતું તેઓ આ જ છે. ઇશ્વરે મ્હારી આબરુનું રક્ષણ કરી મ્હારા હાથે તેમનો કારાગૃહમાંથી ઉદ્ધાર કરાવ્યો છે. આપના સાંભળવામાં તો સઘળી હકીકત આવી હશે?"

અજીતસિંહ:–હા, સઘળી હકીકત મ્હારા સાંભળવામાં આવી છે. તમારા પ્રકારે અમારું સર્વેનું ધ્યાન એટલું બધું આકર્ષ્યું છે કે

રાત્રિ દિવસ અમે એ પ્રકારનો જ વિચાર કર્યા કરીએ છીએ. તમે એકાએક અહીં ક્યાંથી આવી ચઢ્યા ? વળી શ્રીમાન્ બલભદ્રસિંહજી તમને ક્યાંથી મળી આવ્યા ?

પિશાચઃ–હું તેમને કાશીપુરીમાંથી છોડાવી અત્રે લઇ આવ્યો છુ. માર્ગમાં શત્રુઓ સાથે મુલાકાત થાય નહિ એટલા માટે મ્હારે ચક્કર ખાઇને આવવું પડયું છે અને તેથી જ અત્રે આવવામાં અમને વિલંબ થયો છે; નહિ તો આટલો સમય થતાં પૂર્વે જ હું રામગઢ જઇ પહોચ્યો હોત. મહારાણા વીરસિંહજીની સવારી રામગઢ તરફ રવાના થઈ ચુકી હતી અને તેથી હું પણ શ્રીમાન્ બલભદ્રસિંહજીને સાથે લઇ રામગઢ તરફ આવ્યો છું.

અજીતસિંહઃ–તમે આ તરફ આવ્યા છો એ ઘણું ઉત્તમ કર્યું છે. આવતી કાલે વીરસિંહજી પણ અત્રે આવી પહોંચશે તથા તેમનો મુકામ આ મકાનમાં થશે. માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી સંબંધીના ખેદજનક સમાચાર તો તમારા સાંભળવામાં આવ્યા હશે ?

પિશાચપતિએ ચમકી ઉઠીને કહ્યું:–"જલ્દી કહો કે શું થયું છે ? એ વિષય સંબંધી હું કાંઇ જાણતો નથી."

અજીતસિંહે કાંઇ વિચાર કરીને કહ્યું:–"તમે હમણાં થોડો વખત આરામ લ્યો. પછીથી હું તમને સઘળી હકીકત કહી સંભળાવીશ. બલભદ્રસિંહજી કારાગૃહના અને પ્રવાસના કષ્ટથી અત્યંત દુર્બળ બની ગયેલા હોવાથી હમણાં તેમને વિશ્રામ આપવાની જરૂર છે."

પછીથી ભૈરવનાથ તરફ જોઇને અજીતસિંહે કહ્યું:–"પૂર્વ તરફના બીજા નંબરના ઓરડામાં આ લોકોના મુકામની વ્યવસ્થા કરી

આપો. એમને કોઇ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડે નહિ એ સંબંધીની સઘળી સંભાળ રાખવાનું કાર્ય હું તમને સોંપું છું."

ભૈરવનાથઃ—જેવી આજ્ઞા.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### અભાગિની ઇન્દિરાની આત્મકથા. (ચાલૂ)

હવે અમે અમારા વાંચકબંધુઓને પુનઃ જમાનીઆના તિલિસ્મીમાં લઇ જઇએ છીએ અને અભાગિની ઇન્દિરાની આત્મકથા જે અપૂર્ણ રહેલી છે તે તેના મુખે જ સંભળાવીએ છીએ.

ઇન્દિરાએ એક ઉંડો નિશ્વાસ મૂકી પોતાની અપૂર્ણ રહેલી આત્મકથા કહેવા માંડીઃ—"જ્યારે મ્હારાં માતાજીનો લખેલો પત્ર મ્હારા વાંચવામાં આવ્યો ત્યારે હું પ્રસન્ન બની જઇને વિચારવા લાગી કે; જો ઇશ્વરેચ્છા હશે તો હવે હું સત્વર મ્હારાં માતાજીને મળી શકીશ, અને અમારો બન્નેનો આ કારાગૃહમાંથી ઉદ્ધાર થશે. હવે દારોગો અત્રે આવે અને તે જે કાંઈ કહે તે હું કરીશ એટલે મ્હારી ઇચ્છા પૂર્ણ થશે. થોડા વખત સૂધી સ્વગત વિચાર કર્યા પછી મ્હેં દાસીને કહ્યું, 'દારોગો આવીને જે કાંઇ કરવાનું કહે તે વિના વિલંબે આપણે કરવું જોઇએ.' દાસીએ કહ્યું, 'ના બ્હેન! એમ આપણે કરવું જોઇએ નહિ. તું ભૂલે છે. હજી ત્હારી ઉમ્મર ન્હાની હોવાથી લુચ્ચા લોકોની લુચ્ચાઇ તું સમજી શકે

તેમ નથી. જો તું દારોગાના કહેવા પ્રમાણે કરીશ તો ત્હારો તેમજ ત્હારાં માતાજીનો જીવ જશે. દારોગાએ આ પત્ર ત્હારાં માતાજી પાસે બળાત્કારે લખાવેલો છે એમાં બિલ્કુલ શક નથી.' દાસીનાં આ વાક્યો સાંભળી સહજ વિચારમાં પડી જઇને મ્હેં કહ્યું, 'ત્યારે આ પત્રના સંબંધમાં તમે એમ શા માટે કહ્યું હતું કે, હું ખુશખબર લઈ આવી છું?' દાસીએ કહ્યું; 'મ્હેં જે ખુશ-ખબર શબ્દનો ઉપયોગ કર્યો હતો તેનો ભાવાર્થ ભિન્ન પ્રકારનો હતો. મ્હારું એ પ્રસંગે એવું કહેવું હતું કે, ત્હારાં માતાજી હજી સુધી જીવતાં જાગતાં છે. એ સંબંધીનો પત્તો મળી ગયો છે. શું હજી સૂધી તને માલૂમ પડયું નથી કે દારોગાએ જ તને કેદ કરી રાખી છે?' મ્હેં કહ્યું, 'એ તો હું પોતે તમને કહી ચુકી છું. દારોગાએ જ મ્હને લુચ્ચાઇથી કેદ કરી છે.' દાસીએ કહ્યું, 'ત્યારે તને છોડી દેવાથી દારોગાનો જીવ બચશે એમ તું ધારે છે? શું દારોગો એમ જાણતો નથી કે, છૂટી થતાંની સાથે જ તું રાણા ગોપાલસિંહજી પાસે ચાલી જઇશ તથા તેમને તું ત્હારા તેમ જ લક્ષ્મીદેવીના ભેદથી માહિતગાર કરીશ? હવે કહે જોઇએ કે એવું બને તો દારોગાની કેવી સ્થિતિ થાય?' મ્હેં કહ્યું, 'બરાબર છે, દારોગો મ્હને કદાપિ છોડશે નહિ.' દાસીએ કહ્યું, 'એમ જ છે. કમબખ્ત દારોગાએ અત્યાર સુધીમાં તને મારી નાખી હોત; પરંતુ હજી તે ત્હારી પાસેથી પોતાની કોઇ મતલબ પાર પાડવાની ઇચ્છા રાખે છે તેથી જ તેણે આપણને બન્નેને કેદ કરી રાખ્યાં છે. જે દિવસે એની મતલબ પાર પડશે તે દિવસે તે તમને બન્નેને તથા મ્હને મારી નાખશે. જ્યાં સુધી તેની મતલબ પાર નહિ પડે ત્યાં સુધી તે આપણને જીવતાં રાખશે. (પત્ર બતાવીને) તું એનું કાર્ય જલ્દી કરે એવી મતલબથી જ તેણે આ પત્ર લખાવ્યો છે.' આ વાક્યો

સાંભળી. મ્હેં કહ્યું, 'ત્હારૂં કહેવું સર્વાંશે સત્ય છે. દારોગો મ્હને કદાચ મારી નાખશે તો પણ હું તેના કહેવા પ્રમાણે કરીશ નહિ.' દાસીએ કહ્યું, 'જો તું મ્હારા કહેવા પ્રમાણે કરીશ તો ત્હારો જીવ બચશે તથા ભવિષ્યમાં ગમે તે એક દિવસે તમારો બન્નેનો તથા મ્હારો કેદખાનામાંથી છુટકારો થશે.' મ્હેં કહ્યું, 'હું જાણું છું કે તું મ્હારું ભલું ઇચ્છનાર છે. તું કહે તે પ્રમાણે કરવાને હું નિરંતર તૈયાર છું.' દાસીએ શંકાશીલ મુખે કહ્યું, 'પરંતુ મ્હને એવો ભય રહે છે કે જો દારોગો તને ધમકાવશે કિંવા ત્હારાપર જુલ્મ ગુજારશે તો તું તેના કહેવા પ્રમાણે કરીશ.' મ્હેં દૃઢતાસૂચક સ્વરે કહ્યું, 'ના ના, કદાપિ નહિ. તે કદાચ મ્હારા શરીરના સેંકડો કકડા કરી નાખશે તો પણ હું ત્હારી અનુમતિ સિવાય તેના કહેવા પ્રમાણે વર્તીશ નહિ.' દાસીએ કહ્યું, 'તું જેમ બને તેમ દારોગાની વાતને ઉડાવતી જજે. આજકાલના વાયદા આપી તું બે ત્રણ દિવસ કાઢી નાખજે. એ સમય દરમ્યાન આપણો છુટકારો થવાનો સંભવ છે."

"દાસી સાથે મ્હારી ઉપર પ્રમાણે વાતચિત થઇ એવામાં જ્યોતિર્મયી ઉષાના પ્રકાશનો વસુંધરાપર વિસ્તાર થયો અને દારોગો દરવાજો ઉઘાડી અમારી પાસે આવ્યો. દારોગાએ મ્હારી પાસે બેસીને કહ્યું, 'ઇન્દિરા! તને એમ લાગતું હશે કે, મ્હેં ત્હારી સાથે દગાબાજી કરીને તને કેદ કરી છે; પરંતુ હું ધર્મના સોગંદ ખાઇને કહું છું કે, ખરી રીતે તેવું કાંઇ નથી. સત્ય વાત એ છે કે, સ્વયં રાણા ગોપાલસિંહ જ ત્હારા શત્રુ થયા છે તથા તને કેદ કરી મારી નાખવાનો તેમણે જ મ્હને હુકમ કર્યો હતો. તેમના હુકમ પ્રમાણે હું તેમના બેઠકખાનામાં બેસીને તને કેવી રીતે કેદ પકડવી તો સંબંધીનો વિચાર કર્યા કરતો હતો. એવામાં દૈવયોગે તું આવી

ચઢી જેથી મ્હેં તત્કાળ તને કેદ કરી લીધી. રાણા ગોપાલસિંહજીની આજ્ઞાનો ભંગ મ્હારાથી થઇ શકે તેમ નહિ હોવાથી હું લાચાર છું; પરંતુ તે સાથે તને મારી નાખવાનો વિચાર કરું છું ત્યારે મ્હારા મનમાં ઘણી દયા ઉપજે છે અને ત્હારો જીવ કેવી રીતે બચાવવો તત્સંબંધીની ચિંતા હું કર્યા કરું છું. રાણા ગોપાલસિંહજી ત્હારા શત્રુ કેમ થયા છે એ વિષે તને અત્યંત આશ્ચર્ય લાગતું હશે; પરંતુ હું ત્હારા આશ્ચર્યને દૂર કરું છું. ખરી વાત એ છે કે, રાણાસાહેબની લક્ષ્મીદેવી સાથે લગ્ન કરવાની ઇચ્છા નહોતી. તથા જે ખૂબસૂરત સુન્દરી સાથે તેઓ લગ્ન કરવાને ઇચ્છતા હતા એ સુન્દરી વિધવા થઇ ચુકી હતી. સઘળા લોકોના જાણતાં તેઓ એ વિધવા સાથે લગ્ન કરી શકે તેમ નહોતા તેથી જ લક્ષ્મીદેવીના બદલામાં એ બીજી સુન્દરી બેસાડી દેવામાં આવી હતી. રાણા ગોપાલસિંહજીની આજ્ઞાથી લક્ષ્મીદેવીને મારી નાખવામાં આવી તથા જે માણસો એ ભેદથી માહિતગાર હતાં તેમને પણ મારી નાખવાની રાણાજીએ આજ્ઞા કરી. ત્હારી માર્ફત લક્ષ્મીદેવીના ભેદનો સ્ફોટ થઇ જાય એવો ભય હોવાથી જ એમની આજ્ઞાનુસાર તને કેદ કરવામાં આવી છે."

આ વાક્યો સાંભળી અત્યંત ક્રોધાધીન બની જઇને રાણો ગોપાલસિંહ બોલી ઉઠયોઃ—"બદમાશ દારોગાએ મ્હારો માટે તને આવું હડહડતું જૂઠું સંભળાવ્યું હતું?"

ઇન્દરાઃ—હા જી. વળી એ વાક્યો તેણે એવા કરૂણાદર્શક હાવભાવથી કહ્યાં હતાં કે, મ્હારો તેમ જ મ્હારી દાસીનો થોડા વખત માટે તેના કહેવાપર પૂર્ણ વિશ્વાસ બેઠો હતો. ત્યાર પછી પણ ઘણા સમય સુધી તેણે આપની અસત્ય નિન્દા કરી હતી.

ગોપાલઃ—બીજી તરફથી એ બદમાશ મ્હારી પાસે ત્હારી અસ-

ત્યે નિન્દા કર્યા કરતો હતો. બરાબર છે, મ્હને મળતાં તને શા માટે ભય લાગતો હતો એ હું હવે સમજી શક્યો છું. વારું, પછી શું થયું?

ઇન્દિરાઃ—દારોગાની વાત સાંભળી દાસીએ કહ્યું કે, 'આપને જો ઇન્દિરાપર દયા આવતી હોય તો ઇન્દિરા અને તેનાં માતાજીનો જીવ બચી જાય એવી કોઇ યુક્તિ આપે શોધી કાઢવી જોઇએ.' એ વાક્યોના ઉતરમાં દારોગાએ કહ્યું,–'હું પોતે પણ એ સંબંધીની જ ચિંતા કર્યા કરું છું. ઇન્દિરાનાં માતાજીને તો બદમાશોએ કેદ કર્યાં હતાં; પરંતુ પરમાત્માની કૃપાથી તેઓ બચી ગયાં છે. મ્હેં શયતાનોના સપાટામાંથી તેમનો છુટકારો કર્યો છે.' દાસીએ દારોગાને કહ્યું, 'પરંતુ તેઓ સુદ્ધાં લક્ષ્મીદેવીને પિછાને છે અને તેમની દ્વારા પણ લક્ષ્મીદેવીનો ગુપ્ત ભેદ ખુલ્લો થઇ જવાનો સંભવ છે!' દારોગાએ કહ્યું, 'તમારું કહેવું બરાબર છે; પરંતુ એ ભેદ ખુલ્લો ન થઈ જાય એ માટે મ્હેં બીજો બંદોબસ્ત કરેલો છે.' દારોગાએ શો બંદોબસ્ત કર્યો હતો એ વિષે દાસીએ જ્યારે પ્રશ્ન કર્યો ત્યારે ઉત્તરમાં તેણે કહ્યું, 'જુઓ, સરયુદેવી પાસે મ્હેં એક પત્ર લખાવી લીધો છે. પ્રથમ તમે આ પત્ર વાંચી જુઓ.' આમ કહીને દાસીના હાથમાં દારોગાએ એક પત્ર આપ્યો. મ્હેં તથા દાસીએ એ પત્ર વાંચી જોયો. તેમાં એવું લખેલું હતું કે, 'મ્હારી વ્હાલી લક્ષ્મીદેવિ! ત્હારા લગ્ન પ્રસંગમાં હું અમુક મુખ્ય કારણને લીધે આવી શકી નથી તેથી મ્હને ઘણો ખેદ થાય છે. રુબરુ મુલાકાત થતાં હું મ્હારી ગેરહાજરીનું કારણ જણાવીશ; છતાં મ્હારી પુત્રી ઇન્દિરાના મુખે એવું સાંભળીને મ્હને ઘણો હર્ષ થયો છે કે, તે લગ્ન પ્રસંગે ત્હારી પાસે હતી તથા લગ્ન થઇ ગયા પછી પણ એક દિવસ સુધી તે ત્હારા સહવાસમાં રહી હતી.' હું જ્યારે આ પત્ર વાંચી રહી ત્યારે દારોગાએ મ્હને કહ્યું,–

'થયું. હવે તું મ્હને લક્ષ્મીદેવીના નામનો એક પત્ર લખી આપ. તે પત્રમાં તું એમ લખ કે, 'ત્હારું લગ્ન થયા પછી હું ત્હારા સહવાસમાં એક કરતાં વિશેષ દિવસ સૂધી રહી શકી નથી એ માટે મ્હને ઘણી દિલગિરી થાય છે; પરંતુ ત્હારી જે મૂર્ત્તિ લગ્ન પછીના બીજા દિવસે મ્હેં જોઈ હતી તેને હું કદાપિ ભૂલી શકું તેમ નથી.' આવો પત્ર તું લખી આપીશ એટલે બન્ને પત્રો હું રાણા ગોપાલસિંહને આપી તમારો બન્નેનો છુટકારો કરવા માટે હું તેમને મજબૂત ભલામણ કરીને તેમને એવું સમજાવી દઇશ કે, 'હવે સરયુદેવી અને ઇન્દિરાના મુખે લક્ષ્મીદેવીનો ભેદ કોઇ સાંભળી શકે તેમ નથી. જો તેઓ કોઇને એ વિષય પરત્વે કાંઇ કહેશે તો આ પત્રોના પ્રમાણથી તેઓ અસત્યવાદિની ઠરશે.' દારોગાની આ વાત સાંભળીને મ્હેં કહ્યું,—'આપે આ ઘણી સારી વાત કહી છે. ઠીક છે. આપના કહેવા પ્રમાણે હું આપને આવતી કાલે પત્ર લખી આપીશ.' આ શબ્દો સાંભળી દારોગાએ કહ્યું, 'આ કાર્યમાં વિલંબ કરવાની બિલકુલ જરૂર નથી. તું આ કાર્ય જેટલું જલ્દી કરીશ તેટલો જલ્દીથી ત્હારો છુટકારો થશે.' મ્હેં કહ્યું, 'આજે તો મ્હારું માથું પુષ્કળ દુઃખતું હોવાથી હું એક અક્ષર પણ લખી લખી શકું તેમ નથી.' છેવટે દારોગાએ મ્હારું કહેવું કબૂલ કરી પત્ર લખવાનું કાર્ય બીજા દિવસ ઉપર મુલતવી રાખ્યું અને તે બ્હાર ચાલ્યો ગયો. ત્યાર પછી હું અને દાસી પુનઃ વાર્તાચિત કરવા લાગ્યાં. મ્હેં દાસીને કહ્યું, 'કેમ, તને શું લાગે છે? મ્હને તો દારોગાનાં વચનોપર વિશ્વાસ બેસે છે.' દાસીએ કાંઇ વિચાર કરીને કહ્યું, 'દારોગો ત્હારી પાસે જે પત્ર લખાવવાને ઇચ્છે છે એ પત્ર રાણા ગોપાલસિંહને લોકોની નિન્દાથી બચાવી શકે એમ તો મ્હને લાગતું નથી. ઉલટું જો દારોગો સ્વયં અપરાધી હશે

તો એ પત્ર તેને જ વિશેષ ઉપયોગી થઇ પડશે.' મ્હેં કહ્યું, 'ઠીક છે; પણ આશ્ચર્યનો વિષય તો એ છે કે જે રાણાજી મ્હને પોતાની પુત્રીથી પણ વિશેષ પ્રિય સમજતા હતા તેઓ જ મ્હારો જીવ લેવાને તૈયાર થયા છે.' દાસીએ કહ્યું, 'વિશ્વસંસારમાં અમુક વ્યક્તિના વિચારો ક્યારે બદલાઇ જશે તેનો કાંઈ નિશ્ચય નથી. જો રાણાજીના વિચારોનું પરિવર્તન થયું હોય તો એ કાંઇ અશક્ય નથી. સંપૂર્ણ વિચાર કરી જોતાં મ્હને એમ લાગે છે કે, દારોગો ત્હારી પાસે જે પત્ર લખવાની ઇચ્છા રાખે છે તે ત્હારે ન જ લખી આપવો જોઇએ. રાણા ગોપાલસિંહજી અપરાધી હોય કે દારોગો અપરાધી હોય–ગમે તે હોય–છતાં એટલું ચોક્કસ છે કે જો તું પત્ર લખી આપીશ તો વિના વિલંબે ત્હારો જીવ જશે.'

"દાસીનાં આ વચનો સાંભળી હું રડવા લાગી તથા હવે મ્હારો જીવ બચશે નહિ એમ મ્હને લાગ્યું. દારોગાના કહેવા પ્રમાણેનો પત્ર મ્હારાં માતાજીએ લખી આપેલો હોવાથી તેમના જીવન રક્ષણના માટે મ્હારા મનમાં પ્રબળ શંકા ઉપજી. થોડા વખત સુધી દાસીએ પણ મ્હારી સાથે રુદન કર્યા કર્યું; પરંતુ પછીથી આત્મસંવરણ કરી કેટલાક વખત સુધી સ્વગત કાંઇ ચિંતા કર્યા પછી તેણે મ્હને કહ્યું, 'બ્હેન! આપણે આ કારાગૃહમાંથી પલાયન કરી શકીએ એવો માર્ગ આપણને મળી આવશે એમ મ્હને લાગે છે. હું પ્રથમથી કહી ચુકી છું તથા હમણાં પણ હું કહું છું કે, રાત્રે (ઓરડી તરફ ઇશારો કરીને) આ ઓરડીમાં માથાપરથી ગાંસડી નીચે પટકાયા જેવો અવાજ સાંભળીને હું જાગી ઉઠી હતી. પછી જ્યારે હું એ ઓરડીમાં ગઇ ત્યારે એક ગાંસડીપર મ્હારી નજર પડી. હવે હું જ્યારે વિચાર કરું છું ત્યારે મ્હને એમ લાગે છે કે, એ ઓરડીમાં બ્હારનો કોઇ

માણુસ આવી શકે તથા એમાંથી બ્હાર જઇ શકે એવું કોઈ દ્વાર હોવું જોઇએ. તે ઉપરાંત એ ઓરડીમાં ચ્રસબંધી દિવાલ છે. એમાં ગમે તે સ્થળે ગુપ્તદ્વાર હોવાનો સંશય હરેક મનુષ્યને આવી શકે તેમ છે. આજનો દિવસ તો તું કોઈ પણ રીતે પસાર કર. રાત્રે હું દ્વાર શોધી કાઢવાનો પ્રયત્ન કરીશ."

"દાસીનાં આવાં વચનો સાંભળવામાં આવતાં મ્હારા મનમાં પણ સાહસનો સંચાર થયો. થોડા સમય પછી ઓરડાનું દ્વાર ખુલ્યું તથા ભિન્ન ભિન્ન પ્રકારની કેટલીક વસ્તુઓ લઇને ત્રણ માણુસો ઓરડાની અંદર આવી પહોંચ્યા. તેઓમાંના એકના હાથમાં પાણીનો ઘડો, લોટો અને પ્યાલો હતો. બીજાના હાથમાં કપડાંની એક પોટલી હતી અને ત્રીજાના હાથમાં ખાવાની વસ્તુઓ હતી. ત્રણેએ સઘળી વસ્તુઓ અમારી પાસે મૂકી દીધી તથા તેઓ પહેલાંની વધેલી વસ્તુઓ લઇ ચાલ્યા ગયા. જતી વખતે તેઓ એમ કહી ગયા કે, "તમે સ્નાન કરી ભોજન કરો. તમારી સઘળી આવશ્યકીય વસ્તુઓ હાજર છે."

"આવી મુશ્કિલતમાં કોને ખાવા પીવાનું સૂઝે ? છતાં દાસીના સમજાવ્યાથી કેવળ શરીરનો નિર્વાહ કરવા માટે સઘળું કરવું પડ્યું.

"આખો દિવસ વીતિ ગયો. સંધ્યાકાળ વીતિ ગયા પછી પુનઃ અમારા ઓરડામાં ભોજનાદિ વસ્તુઓ પહોંચાડવામાં આવી તથા દીપક પણ સળગાવવામાં આવ્યો; પરંતુ અમે બન્નેએ કાંઈ ખાધું પીધું નહિ.

"કેદખાનામાંથી પલાયન કરી જવાનો અમારો વિચાર હોવાથી અમને બિલ્કુલ નિદ્રા આવી નહિ. જે રસ્તેથી માણુસો આવજા કરતા હતા એ રસ્તો કિંવા દ્વાર બંધ કર્યાં પછી દાસીએ મ્હને ઉઠી

પોતાની સાથે પેલી ઓરડીમાં આવવા કહ્યું. એ ઓરડીમાં જ કપડાંની પોટલી અને મ્હારાં માતાજીના હાથનો લખેલો પત્ર મળી આવ્યો હતો. હું તત્કાળ ઉઠી ઉભી થઇ અને દાસીની પાછળ પાછળ ચાલવા લાગી. દાસીએ દીવો પોતાના હાથમાં લઇ લીધો તથા ધીમે ધીમે પગલાં ભરતી એ ઓરડીમાં ગઇ. પ્રથમ હું કહી ચુકી છું કે, એમાં બીજી ત્રણ ઓરડીઓ હતી. એક ઓરડીમાં પાયખાનું હતું અને બીજી બે ઓરડીઓ ખાલી હતી. એ બન્ને ઓરડીઓની ચોતરફની દિવાલ પણ લાકડાનાં ચોકઠાંઓની હતી. હાથમાં દીવો લઇને દાસી તેમાંની એક ઓરડીમાં ગઇ તથા એ લાકડાના કડકાવાળી દિવાલને ધ્યાનથી જોવા લાગી. એ લાકડાંનાં ચોકઠાંની દિવાલ ઘણા સમય પૂર્વે બનેલી હોય એમ લાગતું તતું; કેમ કે પાટીઆંના કકડા ખરાબ થઇ ગયા હતા તથા કેટલાક લાકડાના કકડા એવા જીર્ણ થઇ ગયા હતા કે એક સામાન્ય લાત વાગતાં ભાગી જાય. ઉપલક દૃષ્ટિથી જોતાં જ આવું લાગવાનો સંભવ હતો; બાકી વાસ્તવિક રીતે તેમ નહોતું. કેમ કે, દિવાલનાં પાટીઆંના કકડા પાંચ છ આંગળથી મ્હોટા નહોતા. દાસીએ લાત મારી એક બે કકડાને તોડી નાખવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ એ પ્રયત્નમાં તેને સફળતા પ્રાપ્ત થઈ નહિ.

"અમે બન્ને જણીઓ ઘણા ધ્યાનથી ચારે તરફની દિવાલ જોઇ રહી હતી. એવામાં એકાએક એક ન્હાના વસ્ત્રપર દાસીની દૃષ્ટિ પડી. એ વસ્ત્ર લાકડાના બે ન્હાના કડકા કિંવા ચોકઠાં વચ્ચે ભરાયલું હતું. વાસ્તવિક રીતે તે એક રુમાલ હોઇ તેનો અર્દ્ધ ભાગ દિવાલની પેલી તરફ અને અર્દ્ધ ભાગ અમારા તરફ હતો. એ વસ્ત્રને બરાબર જોઇને દાસીએ મ્હને કહ્યું,–'બ્હેન! જો, અહીં જરૂર એક દ્વાર છે. (હાથથી નિશાની બતાવીને) આ ચોતરફની દિવાલ દ્વારને સ્પષ્ટતાથી

બતાવે છે. કોઇ મનુષ્ય અત્રે આવ્યું છે; પરંતુ પાછા ફરતાં દ્વાર બંધ કરતી વખતે એનો રુમાલ દ્વારમાં ભરાઈ ગયેલો છે. કદાચ અંધકારમાં તેને આ પ્રકાર માલૂમ નહિ પડ્યો હોય. વળી આ રુમાલ ભરાઇ જવાનું કારણ એ છે કે, દ્વાર પણ બરાબર બંધ થયેલું નથી અને તેથી દ્વારને બંધ કરવાની ગુપ્ત ચાંપ પણ બરાબર નહિ બેઠી હોય.' આમ કહી દાસીએ રુમાલનો છેડો મજબૂતાઇથી પકડીને જોરથી અમારા તરફ ખેંચ્યો જેથી એ રુમાલ સાથે પાટીઆનું ચોકઠું પણ અમારા તરફ ખસી આવ્યું અને બીજી તરફ જવાનો માર્ગ અમારા જોવામાં આવ્યો. અમે બન્ને જણીઓ એમાં થઇને એક ઓરડામાં જઇ પહોંચી. બીજી બાજૂએ લાકડાનો એક ગોળાકાર હાથો બેસાડેલો હતો. એ હાથાને દાસીએ પકડીને ખેંચ્યો એટલે ખુલ્લું થયેલું લાકડાનું ચોકઠું પાછું બરાબર બંધ થઈ ગયું. આ વખતે અમે બન્ને જે ઓરડામાં ગઇ હતી તેમાં સ્હામેની બાજૂએ એક દ્વાર આવેલું હતું. એ સ્થળે જઇને તપાસ કરતાં ત્યાંથી નીચે ઉતરવાની નિસરણી જણાઈ. એ ઓરડાની બન્ને બાજૂની દિવાલમાં કેટલીક બારીઓ હતી. જમણી તરફની એક બારી ઉઘાડી હતી. એમાંથી જોતાં નીચે એક ચૉક જોવામાં આવ્યો. એ ચૉકમાં આરસપત્થરની લાદીઓ જડી લીધેલી હતી. એ ચૉકમાં એક ઉંચી ગાદી ઉપર દારોગો બેઠો હતો. તેની પાસે દીપક સળગતો હતો તથા તેની સ્હામે બીજો એક માણસ બેસીને કાગળપર કાંઇ લખતો હતો. અમે દારોગાને જોઇ ચમકી ઉઠી અને પાછળ ખસી ગઇ. તે ઉપર આવી શકે નહિ એટલા માટે નિસરણીના દ્વારને પણ અમે ઉપરથી બંધ કરી દીધું તથા હાથમાંનો દીપક પણ એક ખુણામાં મૂકી દીધો. પછી પાછી અમે બન્ને જણીઓ એ ખુલ્લી બારીમાંથી દારોગાનો

કાર્યવ્યવસાય જોવા લાગી. દારોગાના સ્થાનથી અમારું સ્થાન માત્ર એક માળ જેટલી ઉંચાઇપર આવેલું હોવાથી તેમની વાતચિત અમારાથી સાંભળી શકાતી હતી. સ્હામે બેઠેલા માણસે પોતાના હાથમાંનો એક લખેલો પત્ર દારોગાને બતાવીને કહ્યું, " આ પત્ર લખવામાં મ્હેં મ્હારાથી બની શકે એટલો પરિશ્રમ કર્યો છે! ' દારોગાએ એ પત્રને પોતાના હાથમાં લઇ તેનું દર્શન કરીને કહ્યું, ' વાહ! તમે બરાબર મળતા જ અક્ષરો લખ્યા છે. આ અક્ષર સરયુના નથી એવો સંશય કોઇને આવે તેમ લાગતું નથી. આ પત્ર જ્યારે મ્હેં ઇન્દિરાને બતાવ્યો ત્યારે પણ તેને એમ જ લાગ્યું હતું કે, આ પત્ર તેની માતાએ લખ્યો છે. ઘણી સૂક્ષ્મદૃષ્ટિથી જોવા જનારને જ આ અક્ષરોના મરોડમાં થોડો ફર્ક લાગે તેમ છે. ઇન્દિરા હજી સૂધી અજ્ઞેતી બાળિકા છે. તે વિશ્વસંસારના છળપ્રપંચોથી સર્વથા અજ્ઞાત હોવાથી આપણી પ્રપંચજાળને પિછાની શકી નથી. જો ઇન્દ્રદેવના જોવામાં આ પત્ર આવે તો તેઓ તત્કાળ સમજી શકે કે આ પત્ર સરયુનો લખેલો નહિ પણ બનાવટી છે. તમે હજી વિશેષ ધ્યાન આપશો તો જે સામાન્ય ફર્ક અક્ષરોના મરોડમાં જોવામાં આવે છે તે દૂર થઈ જશે. તમને હું શું કહું? કમબખ્ત સરયુ કોઇ પણ રીતે માનતી નથી તથા મ્હારા શબ્દોપર તે બિલ્કુલ વિશ્વાસ મૂકતી નથી; છતાં હું આવતી કાલે તેને દમદિલાસો આપીશ. જો તે મ્હારા દમથી નમ્ર બની જઇને પોતાના હાથે પત્ર લખી આપશે તો આપણું કાર્ય થઇ જશે અને તેમ નહિ બને તો તમારે પુનઃ મહેનત કરવી પડશે. જો સરયુ અને ઇન્દિરા મ્હારા કહેવા પ્રમાણે પત્રો લખી આપશે તો વિના વિલંબે હું તેમને બન્નેને મારી નાખીને સર્વ વિષયની ચિંતા દૂર કરીશ. મ્હને ગદાધરસિંહનો ઘણો ભય રહે છે. તે સરયુ અને

ઇન્દિરાની શોધ કર્યા કરે છે તથા વારંવાર તેને મ્હારા ઉપર શક જાય છે. જો કે હું તેના સમક્ષ સોગંદ ખાઇને એમ કહી ચુકયો છું કે, 'હું સરયુ અને ઇન્દિરા સંબંધી કાંઇ જાણતો નથી.' છતાં તે મ્હારા આ શબ્દો ઉપર વિશ્વાસ મૂકતો નથી. શું કરું ? લાખો રૂપિયા આપવા છતાં હું એની મુઠીમાં ફસાયલો છુ. સરયુ અને ઇન્દિરાને મ્હેં કેદ કરી રાખી છે એવી જો તેને ગંધ પણ આવશે તો તે ઘણી ગરબડ કરશે અને મ્હારી પાયમાલી કરી નાખ્યા સિવાય રહેશે નહિ.' પેલા સ્હામે બેઠેલા માણસે કહ્યું, 'ગદાધરસિંહ કિંવા પિશાચપતિ તો મ્હને આજે પણ મળ્યો હતો.' આ શબ્દો સાંભળી ચમકી ઉઠીને દારોગો બોલ્યો, 'ત્યારે એ લુચ્ચો પુનઃ આ શહેરમાં આવ્યો છે કે ? મ્હને તો તે એમ કહી ગયો હતો કે, 'બે ત્રણ માસ માટે હું કોઈ સ્થળે ચાલ્યો જાઉં છું.' પરંતુ માત્ર બે ત્રણ દિવસ માટે પણ એ ગેરહાજર રહ્યો નહિ.' પેલા માણસે કહ્યું, 'એ ઘણો બદમાશ માણસ છે, એના શબ્દો ઉપર સહજ પણ વિશ્વાસ મૂકી શકાય તેમ નથી, તે શું કરે છે, શું કરશે અને શાની ખટપટમાં એ પડેલો છે જાણી શકવાનું કાર્ય ઘણું કઠિન છે."

દારોગાએ સાથીદારને પૂછ્યું:-"ઠીક, તેની સાથે મુલાકાત થયા પછી શી વાતચિત થઇ ?"

સાથીદાર:-હું મ્હારા ઘર તરફ જતો હતો એવામાં તેણે પાછળથી મ્હને બૂમ મારી કે, "ઓ રઘુવીરસિંહ ! ઓ વિજયપાલસિંહ !"*

દારોગો:-એ ઘણો બદમાશ છે. કોઇને માન આપવાનું તો જાણે કે એ શિખ્યો જ નથી. ઠીક, પછી શું થયું ?

* વિજયપાલસિંહ, બાલાસિંહ અને રઘુવીરસિંહ એ સર્વ નામ બનાવટી બલભદ્રસિંહનાં હતાં.

રઘુવીરઃ—એનો અવાજ સાંભળી હું ઉભો રહ્યો. પછી જ્યારે તે પાસે આવ્યો ત્યારે તેણે કહ્યું, ' આજે મધ્યરાત્રે હું દારોગા સાહેબને મળવા માટે જનાર છું. એ સમયે તમારે પણ તેમની પાસે હાજર રહેવું જોઇએ.' આટલું કહીને તે ઝડપથી ચાલ્યો ગયો.

દારોગોઃ—ત્યારે હમણાં તે આ તરફ આવતો જ હશે.

રઘુવીરઃ—જરૂર આવતો હશે.

દારોગોઃ—એ કમબખ્તે આપણને હયરાન કરવામાં બાકી રાખી નથી.

એવામાં બ્હારથી ઘંટડી વાગ્યાનો અવાજ સંભળાયો. એ અવાજ સાંભળી દારોગાએ રઘુવીરસિંહને કહ્યું, "જાઓ જોઇએ કે દરવાન શું કહે છે? મ્હને એમ લાગે છે કે ગદાધરસિંહ આવ્યો હશે!"

રઘુવીરસિંહ ઉઠીને બ્હાર ચાલ્યો ગયો તથા થોડા સમયમાં જ ગદાધરસિંહને સાથે લઇને તે દારોગા પાસે આવી પહોંચ્યો. ગદાધરસિંહને જોતાંની સાથે જ દારોગો ઉઠી ઉભો થયો તથા ઘણું સંમાન દર્શાવીને તેણે તેને પોતાની પાસે બેસાડયો. પછી તેણે પૂછ્યું:— " આપ ક્યારે પધાર્યા ? "

ગદાધરઃ—હું ક્યાં ગયો હતો કે પધારું ?

દારોગોઃ—આપે જ એમ કહ્યું હતું કે, ' બે ત્રણ માસ માટે હું કોઇ સ્થળે જાઉં છું. '

ગદાધરઃ—હા, કહ્યું હતું ખરું; પરંતુ એક જરૂરી કારણ ઉપસ્થિત થવાથી લાચારીથી મ્હારે રોકાઈ જવું પડયું છે.

દારોગોઃ—એ કારણ મ્હને જણાવવામાં કાંઇ હરકત તો નથીને ?

ગદાધરઃ—હરકત કાંઇ જ નથી. એ કારણ આપે જાણવા લાયક છે, કેમ કે તેના કર્ત્તા આપ જ છો.

દારોગોઃ–ત્યારે તો જલ્દી કહો ?

ગદાધરઃ–હું અહીંથી વિદાય થનાર હતો એવામાં એક માણસે મ્હને એવી ખાત્રી આપી કે, સરયુ તથા ઇન્દિરા આપના જ કબ્જામાં છે. આપે જ તેમને બન્નેને કેદ કરી કોઇ ગુપ્ત સ્થળે છુપાવી રાખ્યાં છે.

દારોગાએ પોતાના બન્ને કાન ઉપર હાથ રાખીને કહ્યુંઃ–" રામ રામ ! કયા કમબખ્તે મ્હારા ઉપર આવું કલંક મૂક્યું છે ? નારાયણ–નારાયણ ! મ્હારા જીગરજાન દોસ્ત ! વારંવાર સોગંદ ખાઇને હું આપની પાસે કહી ચુકયો છું કે, સરયુ અને ઇન્દિરા સંબંધી હું કાંઇ જાણતો નથી; આમ છતાં તમે મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ મૂકી શકતા નથી તેથી મ્હને ઘણો ખેદ થાય છે."

ગદાધરઃ–આપે મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ મૂકવો જોઇએ નહિ તેમ જ આપનાં વાકયોને મ્હારે બ્રહ્મવાક્ય સમજવાં જોઇએ નહિ. મુખ્ય વાત એ છે કે, શ્રીમાન્ ઇન્દ્રદેવને હું મ્હારા સગાભાઈ કરતાં પણ વિશેષ સમજું છું. જો કે મ્હેં કદાચ આપની પાસેથી લાંચ લઇને કાંઇ ખોટું કાર્ય કર્યું હોય તો પણ મ્હારાથી મ્હારા સ્નેહી ઇન્દ્રદેવને કોઈ પણ પ્રકારનું નુકસાન થયેલું જોઇ શકાશે નહિ. સરયુ અને ઇન્દિરાના સંબંધી વારંવાર સોગંદ ખાઇ આપ મ્હારી પાસે ચાલાકી કરો છો; કેમ કે, હું એ વિષયની વિશેષ તપાસ કરું છું તો તેઓ બન્ને આપના કબ્જામાં છે એવો મ્હારો દૃઢ વિશ્વાસ થતો જાય છે; અસ્તુ. આજે હું આપને એક છેવટની વાત કહેવાને આવ્યો છું. મ્હારી વાતનો આપ સંપૂર્ણ વિચાર કરીને જ ઉત્તર આપજો.

દારોગોઃ–કહો કહો, આપ શું કહો છો ? હું હરેક રીતે આપના મનનું સમાધાન કરવાને તૈયાર છું.

ગદાધરઃ—આજે હું એવો નિશ્ચય કરીને જ આવ્યો છું કે, સરયુ અને ઇન્દિરાની હકિકત આપ જાણો છો. હું આપને સ્પષ્ટતાથી કહું છું કે, જો તેઓ બન્ને તમારા કબ્જામાં હોય તો હજી પણ મ્હને બતાવો. તેમનો છુટકારો થયા પછી એ કાર્યના બદલામાં આપ જે કાંઇ કહો તે કરવાને હું તૈયાર છું. જો આપ હજી પણ આ વાતનો ઇન્કાર કરશો અને કાળક્રમે એવું માલૂમ પડશે કે, આપે જ તેમને બન્નેને કેદ કરી હતી તો સર્વથી ભયંકર મૃત્યુ જેને કહેવામાં આવે છે તેના આપને શિકાર થવું પડશે જ એમ હું સોગંદ ખાઇને કહું છું.

દારોગોઃ—જરા જીભને સંભાળીને વાત કરો. હું જેમ જેમ વિશેષ નમ્રતાથી આપની સાથે વાત કરૂં છું તેમ તેમ આપ વિશેષ રુઆબ બતાવો છો !

ગદાધરઃ—આપની નમ્રતા મ્હારાથી અજાણી નથી. વળી જે આપને માત્ર દારોગા સમજતું હોય તેને જ આપ આપના સોગંદોની ખાત્રી કરાવજો. હું તો આપને હડહડતા જૂઠા, અપ્રમાણિક, નમકહરામ અને વિશ્વાસઘાતક સમજું છું. આપની કોઇ પણ બાબત મ્હારાથી છુપી નથી. પેલી કલમદાન મ્હેં જ્યારે આપને પાછી આપી હતી ત્યારે પણ આપે સોગંદ ખાધા હતા કે, 'હું આપની તેમ જ આપના મિત્રોની સાથે કદાપિ બુરાઇ કરીશ નહિ.' આમ છતાં આપ લુચ્ચાઇ કર્યા સિવાય રહ્યા નહિ.

દારોગોઃ—એ સઘળું ઠીક છે; પરંતુ એક વખત હું આપને જ્યારે એમ કહી ચુક્યો છું કે, સરયુ અને ઇન્દિરા સંબંધી હું કાંઈ જાણતો નથી ત્યારે પછી આપે એ વિષયની મ્હારી સાથે વિશેષ ચર્ચા કરવી જોઇએ નહિ. હા, જો આપ આપનું કહેવું સાબિત કરો તો હું ગમે

એવો દંડ ભોગવવા તૈયાર છું; પરંતુ આવી અન્યાયી રીતે મ્હારી સાથે આપને લઢવું જ હોય તો એ જૂદી વાત છે. વળી હવે આપને જે કાંઈ કહેવું હોય તે ઘણો વિચાર કરીને કહો કે, આપ કેટલા માણસો લઇને આ મકાનમાં આવ્યા છો ?

આટલું બોલ્યા પછી ઇન્દિરા બોલતી અટકી તથા તેણે એક ગાઢ નિશ્વાસ મૂકી રાણા ગોપાલસિંહ અને બન્ને કુમારને કહ્યું:– "ગદાધરસિંહ અને દારોગા વચ્ચે આવી વાતચિત ચાલતી હતી તથા હું મ્હારી દાસી સાથે બારી પાસે ઉભી રહીને તેમની વાતચિત સાંભળી રહી હતી. મ્હને એવું જાણીને અત્યંત હર્ષ થયો કે, ગદાધરસિંહ અમને માતા પુત્રીને છોડાવવાનો પ્રયત્ન કરે છે. મ્હેં દાસીના કાન પાસે મ્હારું મ્હોં લઈ જઈ મૃદુસ્વરે તેને કહ્યું કે, 'જો, દારોગો આપણા સંબંધી કેટલું બધું જૂઠું બોલે છે ? નીચે ઉતરવાનો માર્ગ તૈયાર છે. ચાલ, આપણે બન્ને જણીઓ નીચે ઉતરીને પિશાચપતિની સમક્ષ હાજર થઇએ.' આ શબ્દોના ઉત્તરમાં દાસીએ કહ્યું, 'હું પણ એ વિષયનો જ વિચાર કર્યા કરું છું; છતાં એકલા પિશાચપતિ આપણને છોડાવી શકશે કે કેમ એ વિચારવા જેવો પ્રશ્ન છે. આપણને પોતાની સમક્ષ હાજર થયેલી જોઇને દુષ્ટબુદ્ધિ દારોગો જો ગદાધરસિંહને પણ કેદ કરે તો આપણો છુટકારો કરનાર કોઇ રહે નહિ.' દાસી નીચે ઉતરતાં સંકોચાતી હતી પરંતુ મ્હેં તેના સંકોચ તરફ લક્ષ્ય આપ્યું નહિ; જેથી છેવટે નિરુપાય બની જઇ મ્હારો હાથ પકડીને તે નીચે ઉતરી તથા ગદાધરસિંહ પાસે હાજર થઇને તેણે કહ્યું:–"દારોગો તદ્દન જૂઠો છે. આ ઇન્દિરાને તેણે કેદ કરી રાખી છે તથા તેનાં માતાજીને પણ દારોગાએ જ કોઇ ગુપ્ત સ્થળે છુપાવી રાખ્યાં છે."

મ્હારા ઉપર નજર પડતાં જ દારોગાનું મ્હોં લેવાઇ ગયું તથા ગદાધરસિંહનાં નેત્રો અત્યંત ક્રોધથી લાલચોળ બની ગયાં. પછી ગદાધરસિંહે દારોગાને કહ્યું:–"કેમ રે હરામજાદા! હજી પણ તું ત્હારા સોગંદપર વિશ્વાસ મૂકવાને કહે છે કે?"

આ વાક્યના ઉત્તરમાં દારોગો કાંઇ બોલ્યો નહિ. તે આમતેમ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. આ સમયે જે કલમદાન ઉપર મ્હારી તસ્વીર હતી તથા જેને લાંચ લઇ ગદાધરસિંહે દારોગાને આપી દીધી હતી તે પણ ત્યાં પડેલી હતી. ગદાધરસિંહની દૃષ્ટિ એ કલમદાનપર પડી છે કે કેમ એ જાણવાનો દારોગો પ્રયત્ન કરતો હતો; પરંતુ ખરી રીતે તો એ કલમદાન ક્યારનીય ગદાધરસિંહના જોવામાં આવી હતી. દારોગાની સ્થિતિનું દર્શન કરીને ગદાધરસિંહે ઘણી જ સ્ફુર્તિથી એ કલમદાન ઉપાડી લીધી તથા બીજા હાથે મ્યાનમાંથી તેજોમયી તલ્વારને બ્હાર ખેંચી કાઢી તેઓ દારોગાની સ્હામે ઉભા રહ્યા. હવે દારોગાની એવી ખાત્રી થઈ ગઇ કે તે કોઇ પણ રીતે પોતાના જીવનનું રક્ષણ કરી શકે તેમ નથી. જો કે રઘુવીરસિંહ તેની પાસે જ હતો; પરંતુ તે સારી રીતે સમજતો હતો કે, તેના જેવા દશ માણસો પણ ગદાધરસિંહનો એક વાળ સુદ્ધાં વાંકો કરી શકે તેમ નથી. દારોગાએ ગદાધરસિંહ સાથે યુદ્ધ કરવાનું સાહસ કર્યું નહિ. તે પોતાની જગ્યા. એથી ઉઠી પલાયન કરી જવા લાગ્યો; પરંતુ તે પલાયન કરી શક્યો નહિ. ગદાધરસિંહે તેને એક એવી લાત લગાવી દીધી કે, તે તત્કાળ ધરાશાયી થઇ ગયો તથા તેણે કહ્યું:–"મ્હને શા માટે મારો છો? મ્હેં તમારૂં શું બગાડયું છે? હું પોતે જ અહીંથી ચાલ્યો જવાને તૈયાર છું."

ગદાધરસિંહે કલમદાનને સંભાળથી પોતાની પાસે રાખીને કહ્યું:–

" તું શા માટે પલાયન કરી જાય છે એ હું સારી રીતે સમજું છું. તું ત્હારો જીવ બચાવવાને પલાયન કરી જતો નથી; પરંતુ પહેરાપરના સિપાહીઓને સાવધાન કરવા માટે પલાયન કરી જાય છે. ખબરદાર! જો તું ત્હારી જગ્યાએથી એક પગલું પણ આઘો પાછો ખસીશ તો તે જ ક્ષણે ત્હારું મસ્તક આ તલ્વારની ધારથી ધડથી જૂદું થઇ જશે. ( રઘુવીરસિંહ તરફ જોઇને ) જો તું પણ ત્હારું કલ્યાણ ઇચ્છતો હોય તો જ્યાં બેઠો છે ત્યાં જ બેસી રહે."

" ગદાધરસિંહનાં આ વચનો સાંભળી બન્ને બદમાશો ભયભીત બની જઇ યથાસ્થાને પત્થરનાં પુતળાં પ્રમાણે ઉભા રહ્યા. પોતાની જગ્યાએથી એક પગલું ખસવાનું અગર તો ગદાધરસિંહ સાથે ટક્કર ઝીલવાનું સાહસ તેઓ કરી શક્યા નહિ. પછીથી અમને બન્નેને સાથે લઇને ગદાધરસિંહ મકાનની બહાર નીકળી પડયો. એ મકાનના દરવાજા ઉપર કેટલાક પહેરેગીર સિપાહીઓ હાજર હતા; પરંતુ કોઇએ અમને રોકયાં કે ટોકયાં નહિ. અમે ત્રણે જણાં ઝડપથી પગલાં ભરતાં એ ગલીની બહાર નીકળી પડયાં. એ સમયે અમને માલૂમ પડયું કે, અમે લોકો જમાનીઆની બ્હાર નથી.

" ગલીની બ્હાર નીકળીને અમે જ્યારે સડકપર જઇ પહોંચ્યા ત્યારે બે ઘોડાનો એક રથ અને બે સવાર અમારા જોવામાં આવ્યા. ગદાધરસિંહે મ્હને તથા દાસીને રથમાં બેસાડી તથા તેઓ પણ એ રથપર બેસી ગયા. ત્યાર પછી રથને ઘણી ઝડપથી ચલાવવામાં આવ્યો અને તેની પાછળ પેલા બન્ને સવારો પણ પોતાના ઘોડા દોડાવતા ચાલતા થયા.

" એ સમયે મ્હારા મનમાં બે વાતો યાદ આવી. તેમાંની એક એ હતી કે, ગદાધરસિંહે બદમાશોને જતા કેમ છોડી દીધા? બીજી વાત

એ હતી કે, ગદાધરસિંહ અમને રાણા ગોપાલસિંહજીની પાસે નહિ લઇ જતાં બીજી જગ્યાએ શા માટે લઇ જતા હતા? એ સંબંધી કાંઇ પણ પૂછપરછ કરવાની મ્હને જરૂર પડી નહિ; કેમ કે શહેર બ્હાર નીકળી પડયા પછી ગદાધરસિંહે પોતે જ મ્હને કહ્યું,–' બ્હેન ઇન્દિરા! મ્હારી એવી ખાત્રી છે કે, નરાધમ દારોગાએ તને પુષ્કળ દુઃખ દીધું હશે તથા તું ત્હારા અંતરમાં એવો વિચાર કર્યા કરતી હોઇશ કે, દારોગાને મ્હેં જીવતો કેમ છોડી દીધો છે તથા તને હું રાણા ગોપાલસિંહજી પાસે નહિ લઇ જતાં મ્હારે ઘેર શા માટે લઇ જાઉં છું? આ ત્હારા મનમાં સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય એવા પ્રશ્નોનો ખુલાસો હમણાં જ કરી નાંખવાનું હું સમયોચિત ધારું છું. ત્હારાં માતાજીનો હજી પત્તો મેળવવાનો છે તથા તેઓ દારોગાના જ કબ્જામાં છે એમ હું જાણી શક્યો છું તેથી જ આજે મ્હેં તેને જીવતો છોડી દીધો છે. વળી રાણા ગોપાલસિંહજીના મહાલયમાં દારોગાના પક્ષના એવા કેટલાક માણસો છે કે, જેમને રાણાજી અથવા તો હું ઓળખતા નથી. આવી સ્થિતિમાં તને ત્યાં રાખવાથી ત્હારા ઉપર પુનઃ સંકટ આવી પડવાનો સંભવ લાગવાથી જ હું તને મ્હારે ત્યાં લઇ જાઉં છું.'

ગદાધરસિંહનાં આ વાક્યો સાંભળીને મ્હેં કહ્યું:–" તમારું કહેવું તદ્દન બરાબર છે. મ્હારાં માતાજી પણ મહાલયમાંથી જ ગૂમ થઈ ગયાં હતાં. તમે આ હકીકત રાણા ગોપાલસિંહજીને જણાવશો પણ નહિ કે?"

ગદાધર:–રાણાજીને આ હકીકત જણાવવામાં આવશે; પણ હમણાં નહિ. ત્હારાં માતાજીનો કેદખાનામાંથી છુટકારો થયા પછી જ સર્વ હકીકત રાણાજીને નિવેદન કરવામાં આવશે. હવે દારોગાએ તને

કેવી રીતે કેદ કરી હતી તે તું મ્હને કહે. વળી આ દાસી ત્હારી પાસે કેવી રીતે આવી પહોંચી હતી એ જાણવાની પણ મ્હારી ઇચ્છા છે.

અંતે મ્હેં મ્હારી તથા દાસીની સઘળી હકીકત આરંભથી અંત સૂધી ગદાધરસિંહને કહી સંભળાવી. એ હકીકત સાંભળવામાં આવતાં મ્હારાં માતાજીને દારોગાએ જ કેદ કરી રાખેલાં હોવાં જોઇએ એવી ગદાધરસિંહની ચોક્કસ ખાત્રી થઇ.

સ્હવાર થતાં એક જગ્યાએ અમે આરામ લેવા માટે થોડા સમય સુધી રોકાયાં અને પછી પાછાં રથમાં બેસી આગળ વધવા લાગ્યાં. મધ્યાન્હકાળે અમે એક એવા સ્થળે જઇ પહોંચ્યાં કે જ્યાં બે પહાડોનો નિમ્નભાગ એક બીજાની સાથે મળી ગયેલો હતો. ત્યાં સર્વને પગે ચાલીને આગળ જવું પડયું. સવારીના રથને તથા ઘોડાઓને કયાં રવાના કરી દેવામાં આવ્યા તથા તેમનો તબેલો ક્યાં હતો એ હું જાણી શકી નહિ. કેટલાંક સ્થળોએ ફેરવીને ગદાધરસિંહ મ્હને તેમજ મ્હારી દાસીને પહાડોના અંતર્ભાગમાં આવેલા પત્થરોના એક મકાન નજીક લઈ ગયા. એ સ્થળ ગદાધરસિંહનો અડ્ડો હોય એવું લાગતું હતું; કેમ કે ત્યાં પિશાચપતિના કેટલાક એવા માણસો હતા કે જેમને આ જીવનમાં હું કદાપિ ભૂલી શકું તેમ નથી. એ માણસો લુચ્ચા, બદમાશ અને પાષાણ હૃદયના હોય એવો તેમની ભયંકર મૂર્ત્તિ જોતાં ભાસ થતો હતો. તેમનાં મ્હોં તથા પોષાક તરફ જોતાં અંતરમાં ભય ઉપજતો હતો. એ સ્થળે જઇ પહોંચ્યા પછી ગદાધરસિંહે મ્હને તથા દાસીને કહ્યું કેઃ—" તમે બન્ને નિશ્ચિંતતાથી થોડા દિવસ સૂધી અત્રે આરામ લ્યો. હું સરયુદેવીનો છુટકારો કરવાને જાઉં છું. જેમ બને તેમ જલ્દીથી હું અત્રે પાછો આવી પહોંચીશ. અહીં તમને કોઈ પણ પ્રકારનું દુઃખ

વેઠવું પડશે નહિ. ખાનપાનની સઘળી સામગ્રી અત્રે હાજર છે તથા મ્હારા જે માણસો અત્રે છે તેઓ નિરંતર તમારી સેવા કર્યા કરશે.” આવી રીતે ગદાધરસિંહે બીજી પણ ઘણી વાતો અમને સમજાવી. પછી તેમણે પોતાના માણસો સાથે પણ ઘણા સમય સૂધી વાતચિત કરી. એ રાત્રે ગદાધરસિંહ ત્યાં જ રહ્યા અને પ્રભાતકાળે પુનઃ અમને સમજાવી તથા આશ્વાસન આપીને તેઓ જમાનીઆ તરફ વિદાય થઇ ગયા. હું તો એમ જ સમજતી હતી કે હવે મ્હારા શિરપર કોઇ પણ પ્રકારનું દુઃખ આવી પડશે નહિ તથા ગદાધરસિંહની મદદથી હું મ્હારાં માતાજી અને લક્ષ્મીદેવીને મળી હમ્મેશાંને માટે સુખી થઇશ; પરંતુ અફસોસ! મ્હારી ઇચ્છા પૂર્ણ થઇ નહિ અને એ દિવસ પછી હું ગદાધરસિંહનું મ્હોં પણ જોઇ શકી નહિ. જ્યાં સૂધી આપ આપની હકીકત ન કહો ત્યાં સૂધી હું સમજી શકું તેમ નથી કે, તેઓ કોઇ સંકટમાં ફસાઈ ગયા છે કે દ્રવ્યલોભથી તેઓ અમારા દુશ્મન બની ગયા છે! ઠીક છે. હવે હું મ્હારી સઘળી હકીકત આપને નિવેદન કરું છું તથા મ્હારા ઉપર કેવાં કેવાં સંકટો આવી પડયાં તેમ જ હું મ્હારાં માતાજી પાસે કેવી રીતે જઇ પહોંચી એ જણાવું છું. ગદાધરસિંહના વિદાય થયા પછી આઠ દિવસ સૂધી તો હું નિશ્ચિંત રહી શકી; પરંતુ નવમા દિવસથી મ્હારા દુર્ભાગ્યનો પુનઃ આરંભ થયો. મધ્યરાત્રિનો સમય હતો. હું અને મ્હારી દાસી એક ઓરડીમાં સૂઇ રહ્યાં હતાં. એવામાં એકાએક કોઇનો અવાજ સાંભળવામાં આવતાં અમારી બન્નેની આંખો ઉઘડી ગઈ. એ વખતે દ્વારની બ્હારથી કોઇ દ્વાર ખખડાવતું હોય એમ અમને માલૂમ પડ્યું. દાસીએ ઉઠી દ્વાર ઉઘાડ્યું તો પંડિત માયાપ્રસાદપર અમારી

નજર પડી. ઓરડીમાં દીપક સળગતો હતો તેના પ્રકાશમાં અમે બન્ને જણીઓ તેને જોઈ શકી. હું પંડિત માયાપ્રસાદને સારી રીતે પિછાનતી હતી.



## પ્રકરણ ૧૬ મું.



### અભાગિની ઇન્દિરાની આત્મકથા. (ચાલૂ.)

ઇન્દિરાએ જ્યારે પોતાની આત્મકથા કહેતાં કહેતાં પંડિત માયાપ્રસાદનું નામ લીધું ત્યારે રાણો ગોપાલસિંહ ચમકી ઉઠ્યો તથા તેણે આશ્ચર્યચકિત બની જઇને ઇન્દિરાને પૂછ્યું:–" પંડિત માયાપ્રસાદ કોણ છે ? "

ઇન્દિરા:–આપના કોશાધ્યક્ષ.

ગોપાલ:–શું તેણે પણ ત્હારી સાથે દગો કર્યો છે ?

ઇન્દિરા:–એ સંબંધી હું કાંઇ ચોક્કસ ઉત્તર આપી શકતી નથી. મ્હારી હકીકત સાંભળીને આપ એ માણસ સંબંધી અનુમાન કરી શકશો. શું હજી પણ પંડિત માયાપ્રસાદ આપના ખજાનચીનું કાર્ય કરે છે ?

ગોપાલ:–હા, હજી તે મ્હારી આધીનતામાં છે; પરંતુ હમણાં થોડા દિવસથી મ્હેં તેને અમુક બીજી જગ્યાએ મોકલ્યો છે. હવે તેણે ત્હારી સાથે શું કર્યું છે તે હું સત્વર સાંભળવાને ઇચ્છું છું.

અમારા વાંચકબંધુઓ પહેલાં પણ પંડિત માયાપ્રસાદનું નામ સાંભળી ચુકયા છે. આ ભાગના આઠમા પ્રકરણમાં એના નામનો

ઉલ્લેખ અમે કરી ચુકયા છીએ. તારાસિંહના એક નોકરે કૃષ્ણુલાલની સ્ત્રી શ્યામાના પ્રેમિકોનાં નામ દર્શાવ્યાં હતાં એ નામોમાં પંડિત માયાપ્રસાદનું નામ પણ આવી ગયું છે. એ મહાશય કાન્યકુબ્જ બ્રાહ્મણ હોઇ પોતે એક બાહોશ બહુરૂપી છે એવી તેમની માન્યતા હતી.

ઇન્દિરાએ પુનઃ પોતાની આત્મકથા કહેવા માંડી:–" એ સમયે હું પંડિત માયાપ્રસાદને જોઈ ઘણી ખુશી થઇ તથા મ્હારી હકીકત રાણાજીને માલૂમ પડી ગયેલી હોવી જોઇએ તથા તેમણે જ પંડિત માયાપ્રસાદને મ્હારી પાસે મોકલાવેલો હોવો જોઇએ એમ મ્હને લાગ્યું. હું ઝડપથી ઉઠી પંડિત પાસે ગઇ તથા મ્હારી દાસીએ તેને દંડવત્ કરી ઓરડીમાં આવવા કહ્યું. તેના ઉત્તરમાં પંડિત બોલ્યો:– "હું ઓરડીમાં આવી બેસી શકું એટલો મ્હને અવકાશ નથી. આ સમયે હું માત્ર એટલું જ કહેવાને અત્રે આવ્યો છું કે, તમે બનતી મહેનતે તમારો જીવ બચાવો તથા ઘણી ત્વરાથી અહીંથી પલાયન કરી જાઓ કેમ કે ગદાધરસિંહ દુશ્મનોના પંઝામાં ફસાયો છે તથા થોડા વખતમાં તમે બન્ને જણીઓ પણ કેદ પકડાશો."

માયાપ્રસાદનાં આ વાકયો સાંભળવામાં આવતાં હું ગભરાઇ ગઇ. મ્હેં વિચાર્યું કે, હવે કોઇ પણ રીતે દારોગો જો મ્હને પકડશે તો તે કદાપિ મ્હને જીવતી છોડશે નહિ. અંતે દાસીએ પણ ગભરાઇ જઇને પંડિતને પૂછ્યું:–" અમે પલાયન કરીને કયાં જઇએ તથા કોની મદદથી અત્રેથી પલાયન કરીએ ? "

ક્ષણકાળ સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી પંડિત માયાપ્રસાદે કહ્યું:–" જો તમારી ઇચ્છા હોય તો તમે બન્ને જણીઓ મ્હારી પાછળ પાછળ ચાલી આવો."

પંડિત દગો કરે છે કે સાચું બોલે છે એ સંબંધીનો તે વખતે

અમે કાંઈ વિચાર કર્યો નહિ. અમે બન્ને જણીઓ પંડિતને ઓળખતી હતી તથા તેના ઉપર વિશ્વાસ રાખતી હતી. અમે ઓરડીની બ્હાર નીકળી તેની પાછળ પાછળ જવા લાગી. મકાનની બ્હાર નીકળતાં દરવાજા પાસે અમે કેટલાક માણસોને ફરતા જોયા; પરંતુ રાત્રિ અંધકારમયી હોવાથી અને સત્વર પલાયન કરી જવાની ચિંતા હોવાથી એ માણસો કોણ હશે જે જાણવાનો અમે પ્રયત્ન કર્યો નહિ. એ માણસો ગદાધરસિંહના હતા કે કોઇ બીજાના હતા એ સંબંધી હું કાંઇ કહી શકું તેમ નથી. એ માણસોએ અમને એક પણ પ્રશ્ન પૂછ્યો નહિ તેથી અમે પંડિતની પાછળ પાછળ જવા લાગી. થોડે દૂર ગયા પછી બીજા બે માણસો જોવામાં આવ્યા. તેઓ પૈકી એકના હાથમાં સળગતી મશાલ અને બીજાના હાથમાં નગ્ન તલ્વાર હતી. એ બન્ને માણસો માયાપ્રસાદના જ નોકર હતા કેમ કે તેઓ આજ્ઞા થતાંની સાથે અમારી આગળ ચાલવા લાગ્યા. એ પહાડી સ્થળેથી નીચે ઉતરવાનો રસ્તો ઘણો ફેરવાળો તથા દુર્ગમ હતો. જો કે મ્હેં તથા મ્હારી દાસીએ એક વખત એ માર્ગ જોયો હતો; પરંતુ ફરીથી જો કોઇ રાહ બતાવનાર ન હોય તો ત્યાંથી પલાયન કરી જવાનું કાર્ય સર્વથા અશક્ય હતું. મશાલના પ્રકાશને લીધે એ સ્થળેથી નીચે ઉતરવામાં અમને વિશેષ અડચણ વેઠવી પડી નહિ. નીચે ઉતર્યા પછી માયાપ્રસાદની આજ્ઞાનુસાર અમે તેની પાછળ જંગલના માર્ગે ચાલતી ચાલતી પ્રભાતકાળ થતાં એક મનોહર બગીચા પાસે જઈ પહોંચી. ત્યાં આગળ ગયા પછી માયાપ્રસાદે અમને કહ્યું:-"હવે તમને ઘણો થાક લાગ્યો હશે માટે આ બગીચામાં બેસીને થોડા સમય સૂધી વિશ્રાન્તિ લ્યો. એ સમય દરમ્યાન હું ગાડીનો બંદોબસ્ત કરું છું કે જેથી આજે જ આપણે રાણાજીની હુજૂરમાં હાજર થઇ શકીએ."

અમે બન્ને જણીઓ કાંઇ પણ આનાકાની કર્યા સિવાય એ

બગીચામાં બેઠી. એ સ્થળે કોઇ પણ મનુષ્ય અમારા જોવામાં આવ્યું નહિ. માયાપ્રસાદે પોતાના બન્ને નોકરોને એ સ્થળેથી વિદાય કરી દીધા. પછી અમને સ્નાનાદિથી નિવૃત્ત થવાની સૂચના કરી, સત્વર પાછા આવવાનું જણાવી માયાપ્રસાદ પણ અમને એ સ્થળે જ રાખી ચાલ્યો ગયો. અમે બન્ને જણીઓએ બગીચામાં થોડો સમય પસાર કર્યો હશે એવામાં બદમાશ દારોગો બે માણસોને સાથે લઇ બગીચામાં આવતો અમારી નજરે પડ્યો. દારોગાનું દર્શન થતાં જ મ્હારી તથા દાસીની ગભરામણનો પાર રહ્યો નહિ. માયાપ્રસાદે અમારી સાથે વિશ્વાસઘાત કર્યો છે એમ જ અમને લાગ્યું. એ સમયે હું કેવળ જીવ આપવા ઉપરાંત બીજું શું કરી શકું તેમ હતી? મ્હેં આસપાસ નજર ફેરવી; પરંતુ જીવ કાઢી નાખવાનું કોઇ સાધન મ્હારા જોવામાં આવ્યું નહિ. આ સમયે જો મ્હારી પાસે એકકે હથિયાર હોત તો તેનાથી જરૂર હું મ્હારી જીવનલીલાનો અંત લાવત. દારોગો ફરીથી અમને જોઇ ઝડપથી પગલાં ભરતો અમારી પાસે આવી પહોંચ્યો. ક્રોધની વિશેષતાથી તેનાં કુટિલ નેત્રોમાંથી જાણે કે અગ્નિકણાની વૃષ્ટિ થતી હોય એવો ભાસ થતો હતો. તેના ઓષ્ઠ કંપતા હતા. દાસી તરફ જોઇને ક્રોધકર્કશ કંઠે તેણે કહ્યું:–"કમરે કમબખ્ત દાસી, હવે તું મ્હારા પંઝામાંથી બચીને ક્યાં જવાની છે? આ સઘળી ઉપાધિ ત્હારે લીધે જ મ્હારે વેઠવી પડી છે. દ્વાર ઉઘાડીને જો તું બીજા ઓરડામાં ન જાત તો ગદાધરસિંહ કાંઇ જાણી શકત નહિ. ત્હેં જ ઇન્દિરાને સાથે લઈ પલાયન કરી જવાની ઇચ્છાથી મ્હારા જીવને જોખમમાં નાખ્યો હતો. ઠીક છે, હવે હું ત્હારો જીવ લીધા સિવાય શાન્ત થઇ શકું તેમ નથી; ત્હારા ઉપર મ્હને ઘણો જ ક્રોધ ઉપજ્યો છે."

આમ બોલીને નિષ્ઠુર દારોગાએ પોતાની તલ્વારને મ્યાનમાંથી

મ્હાર ખેંચી કાઢી તથા માત્ર એક જ ઘાથી તેણે બિચારી દાસીના મસ્તકને ધડથી જૂદું કરી નાખ્યું. દાસીનો મૃતદેહ તરફડવા લાગ્યો તથા અને ભયંકર જુલ્મના દર્શનથી ભય પામી હુ બેહોશ બની ગઇ."

આટલું બોલતાં બોલતાંમાં ઇન્દિરાનો કંઠ ભરાઈ આવ્યો. ઇન્દ્રજીતસિંહ, આનન્દસિંહ અને રાણા ગોપાલસિંહજીનો આત્મા પણ તેની કરુણાજનક સ્થિતિ જોઈ ઘણો વ્યથિત થયો. તેઓ બેઇમાન, નમકહરામ દારોગા ઉપર ક્રોધથી રાતાપીળા બની ગયા. ત્રણે ભાઇઓએ ઇન્દિરાને આશ્વાસન આપી તેની આત્મકથા પૂર્ણ કરવા કહ્યું. ઇન્દિરાએ ચક્ષુઓના અશ્રુજળને સાફ કરી નાખી પુનઃ કહેવા માંડ્યું:–" એ સમયે મ્હને એમ લાગતું હતું કે, નરાધમ નરપિશાચ દારોગાએ દાસીને મારી નાખી છે એટલે મ્હને પણ મારી નાખીને તે નિશ્ચિત થશે; પરંતુ મ્હારી એ ધારણા ખોટી ઠરી. તેણે લોહીથી ભીંજાયલી તલ્વારને રુમાલથી સાફ કરી નાખી પાછી મ્યાનમાં સરકાવી દીધી તથા પોતાના નોકર પાસેથી ચાબુક લઇ તે મ્હારી પાસે આવીને ઉભો રહ્યો અને ગર્જના કરી બોલી ઉઠયો:–" હવે ત્હારો જીવ બચાવવા તું ગદાધરસિંહને બોલાવ જોઇએ." આમ કહી તેણે પોતાની ચાબુકના ફટકા મ્હારા બરડાપર મારવા માંડયા. હું માછલીની માફક તરફડવા લાગી પણ એ પાષાણ હૃદયના દારોગાના અંતરમાં બિલ્કુલ દયા ઉપજતી નહોતી. તે વારંવાર એવું કહીને ચાબુકના સપાટા મારતો હતો કે, 'હવે કહે જોઇએ કે, તું મ્હારા કહેવા પ્રમાણે પત્ર લખી આપીશ કે નહિ?' છતાં મ્હેં મ્હારા મન સાથે એવો નિશ્ચય કર્યો હતો કે, ગમે એવી દુર્દશા થાય તો પણ મ્હારે એ દુષ્ટ દારોગાને તેના કહેવા પ્રમાણે પત્ર લખી આપવો નહિ.

"" ચાબુકનો માર પડવાથી હું મ્હોટેથી બૂમો પાડવા લાગી. એ-

વામાં એક બાજૂએથી એક સ્ત્રીએ આવી પહોંચી દારોગાને નમી પડીને કહ્યું, 'ચાબુકનો માર મારી તમે આ બિચારીનો જીવ શા માટે લ્યો છો ? આમ કરવાથી તમારો હેતુ સફળ થશે નહિ. તમે તમારી ઇચ્છા મ્હને જણાવો; જેથી તમારી ઇચ્છા સહેલાઇથી પૂર્ણ થઇ શકે એવી વ્યવસ્થા હું કરું !'

એ સ્ત્રીની ઉમ્મર કહી શકાય એમ નહોતું. તે નાજુક નવેલી નહોતી તેમજ ઘરડી ઠચરી પણ નહોતી. અમારી માન્યતા પ્રમાણે તેની ઉમ્મર લગભગ પાંત્રીસેક વર્ષની હોવી જોઇએ. એના શરીરનો રંગ કાળો હોઈ તેનો બાંધો મજબૂત હતો. ઘુંટણથી થોડે નીચે સુધીનો એક પાયજામો અને તેના ઉપર દક્ષિણી સાડી તેણે પહેરી હતી. તેણે કમરપર એક મ્હોટું વસ્ત્ર લપેટયું હતું. એ કપડામાં તેણે કેટલીક જરૂરી વસ્તુઓ રાખી હોય એમ લાગતું હતું. એ સ્ત્રીના ઉપરોક્ત શબ્દો સાંભળી દારોગાએ ચાબુક મારવી બંધ કરી તથા તેણે એ સ્ત્રીને પૂછ્યું, 'તું કોણ છે ?' એ સ્ત્રીએ ઉત્તર આપ્યો, 'હું કોણ છું એ સાથે તમારો કાંઇક સંબંધ નથી. તમે તમારી ઇચ્છા મ્હને જણાવો જેથી હું તે પૂર્ણ કરીશ. ચાબુક મારતી વખતે તમે જે શબ્દોનો ઉચ્ચાર કરતા હતા તે ઉપરથી હું એમ વિચાર કરી શકી છું કે, આ છોકરી પાસે તમે કાંઇ લખાવવાને ઇચ્છો છો. તેની પાસે તમારે શું લખાવવું છે તે મ્હને કહો એટલે હું તેની પાસે તમારા કહેવા પ્રમાણે લખાવી આપું છું. આવી રીતે મારપીટ કરવાથી તમારો હેતુ સફળ થશે નહિ. એના એક પક્ષકારે કે જેણે હમણાં જ તમારા આગમનની ખબર આપી હતી તેણે એને બરાબર સમજાવી દીધી છે તથા તે પોતે (હાથનો ઈશારો કરીને) પેલા કૂવામાં છુપાઇ ગયેલો છે. પ્રસંગ જોઇને તે જરૂર તમારા ઉપર હુમલો કરશે. તમે મ્હારી

સાથે આવો એટલે હું તમને એ માણુસ બતાવું. પ્રથમ તમે એ માણુસનું ઠેકાણું કરો; પછી તમે આ છોકરીને જે કાંઇ કહેશો તે એ લાચારીથી કરશે.' દારોગાએ સહજ આશ્ચર્ય પામીને પૂછ્યું, 'એ માણુસને ત્હેં જોયો હતો કે ?' એ સ્ત્રીએ કહ્યું, 'હા, અને એટલા માટે જ હુ એમ કહું છું કે, જો તમે મ્હારી સાથે એ કૂવા પાસે આવો તો હું એ માણુસ તમને બતાવું. માત્ર દશ બાર ડગલાંને છેટે જ કૂવો છે—આપણે કાંઇ વિશેષ દૂર જવાનું નથી.'

"પોતાના બન્ને માણુસોને મ્હારી પાસે રાખી દારોગો પેલી સ્ત્રીની સાથે કૂવા તરફ ગયો. વાસ્તવિક રીતે એ કૂવો કાંઇ વિશેષ દૂર નહોતો. દારોગાની સાથે પેલી સ્ત્રીએ કૂવા નજીક જઇને તેણે દારોગાને કૂવાની અંદર જોવાની સૂચના કરી. દારોગાએ કમરમાંથી નમી જેવું કૂવામાં જોયું કે તરત જ પેલી સ્ત્રીએ તેને પાછળથી ધક્કો મારી કૂવામાં હડસેલી દીધો. આ પ્રકાર મ્હારી પાસે ઉભા રહેલા દારોગાના બન્ને સાણીદાર જોપ રહ્યા હતા અને હું પણ જોઇ રહી હતી. દારોગાને કૂવામાં પડી ગયેલો જોતાં જ તેના બન્ને સાથીદાર ક્રોધે ગરાઇ પેલી સ્ત્રી તરફ દોડયા. તેઓ એ સ્ત્રી પાસે ગયા એટલે તે ઉચ્ચ કંઠે હસી પડી તથા એક તરફ પલાયન કરી જવા લાગી. દારોગાના સાથીદાર પણ હાથમાં નાગી તલ્વાર લઇ એ સ્ત્રીને પકડવા માટે તેની પાછળ પાછળ જવા લાગ્યા. પેલી સ્ત્રી દોડવામાં એટલી બધી ચપળ હતી કે દારોગાના સાથીદાર તેને પકડી શકતા નહોતા. એ સ્ત્રી બગીચાની અંદર જ ચક્કર ખાતી હતી અને પેલા માણુસો તેની પાછળ દોડયા કરતા હતા. તેઓ દારોગાને બચાવવા માટે કૂવા તરફ જતા નહોતા. જો તેઓ કૂવા ઉપર જશે તો પેલી ચતુર સ્ત્રી તેમની પણ દારોગાના જેવી સ્થિતિ કરશે એવો તેમના

મનમાં ભય હોય એમ લાગતું હતું. અંતે એ સ્ત્રીએ તેમને બન્નેને જ્યારે ઘણા દોડાવ્યા ત્યારે તેમણે એક બીજા સાથે કાંઈ વાત કરી. પછી તેઓમાંનો એક જણ કૂવા તરફ ગયો અને બીજો એ સ્ત્રીને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પેલી સ્ત્રીએ જ્યારે એક જ માણસને પોતાની પાસે જોયો ત્યારે તેણે જમીનપરથી એક ઇંટનો કડકો ઉપાડી લઇ જોરથી એ માણસ તરફ ફેંક્યો. એ સ્ત્રીનું નિશાન ચોક્કસ હોવાથી આ પ્રસંગે પેલો માણસ બચી શક્યો નહિ. ઇંટનો કડકો તેના કપાળમાં એટલા બધા જોરથી વાગ્યો કે તેનું કપાળ ફાટી ગયું. એ માણસ બન્ને હાથ કપાળપર દબાવી જમીન ઉપર બેસી ગયો. આ વખતે પેલી સ્ત્રીએ ઇંટનો એક બીજો કડકો તેને માર્યો અને ત્યાર પછી ઉપરા ઉપરી ત્રણચાર ઇંટોના કડકા તેણે તેને માર્યા એથી એ માણસ જમીનદોસ્ત થઇ ગયો. પછી પેલી સ્ત્રીએ પોતાના વસ્ત્રમાં છુપાવી રાખેલું ખંજર બ્હાર કાઢી એ માણસ પાસે જઇ ખંજરથી એનું મસ્તક ધડથી જૂદું કરી નાખ્યું. દૂર ઉભી રહીને હું આ તમાશો જોયા કરતી હતી. એક માણસનો વિનાશ કરી નાખ્યા પછી પેલી સ્ત્રી કૂવા ઉપર ઉભા રહેલા બીજા માણસ પાસે ગઇ. એ માણસ દારોગાને કૂવામાંથી બ્હાર કાઢવાની ચિંતા કર્યા કરતો હતો. એ સ્ત્રીએ ઇંટનો એક કડકો કૂવા ઉપર ઉભા રહેલા માણસ તરફ ફેંક્યો જે તેની ગરદનમાં વાગ્યો. ઇંટનો કડકો વાગતાં જ હાથમાં નાગી તલ્વાર લઇને એ માણસ પેલી સ્ત્રી તરફ ધસ્યો; પરંતુ તે તેને પકડી શક્યો નહિ. પેલી સ્ત્રીએ એ માણસને પણ પાછો દોડાવવા માંડયો. વચ્ચે વચ્ચે ઇંટ અને પત્થરના કડકાઓથી પણ તે તેની ખબર લેવા લાગી. એ માણસ પણ ઇંટ અને પત્થરના કડકાઓ એ સ્ત્રી તરફ ફેંકતો હતો; પરંતુ એ સ્ત્રી એટલી બધી ચાલાક હતી કે તે તેના સઘળા ઘા ચુકાવી

તેને ચક્કર ખવડાવતી હતી. અંતે દારોગાના બીજા સાથીદારે સુદ્ધાં એટલો બધો માર ખાધો કે તે ઉભો રહેવાને પણ અશક્ત બની ગયો, તથા તે નિરાશ બની જઇને જમીનપર બેસી ગયો. એ જમીનપર બેસી ગયો એટલી પેલી સ્ત્રી તેને ઇંટો અને પત્થરોના કડકાઓ મારી અધમુઓ કરવા લાગી. છેવટે એ માણસ પણ ધરાશાયી થયો એટલે પેલી સ્ત્રીએ તેની પાસે જઇને તેના મસ્તકને પણ ધડથી અલગ કરી નાખ્યું. ત્યાર પછી મ્હારી પાસે દોડી આવીને તેણે કહ્યું, 'બ્હેન! ત્હારા દુશ્મનોની મ્હેં કેવી ખબર લીધી છે એ ત્હેં ત્હારી નજરે જોયું છે. પેલા બુઢ્ઢા કમબખ્ત દારોગાને પણ ઇંટો તેમજ પત્થરોથી હું મારી નાખત; પરંતુ વિલંબ કરવાથી તેના બીજા સાથીદારો કદાચ અત્રે આવી પહોંચે એવો ભય રહે છે. તું મ્હારી સાથે ચાલ. હું તને ત્હારે ઘેર અથવા ત્હારે જ્યાં જવું હોય ત્યાં પહોંચાડવા આવું છું.'

"જો કે ચાબુકનો પુષ્કળ માર પડવાથી હું ઘણી અશક્ત થઇ ગઇ હતી; પરંતુ મ્હારા દુશ્મનોની ભયંકર દુર્દશા થયેલી જોઈ હું એવા દુ:ખમય પ્રસંગે પણ પ્રસન્ન થઇ તથા પેલી સ્ત્રીને હું સાક્ષાત મ્હારી માતા સમાન સમજવા લાગી. ભક્તિભાવથી હું તેના ચરણોમાં નમી પડી. તેણે મ્હને ઘણાજ પ્રેમથી ઉઠાડી પોતાના હૃદય સાથે ચાંપી દીધી તથા મ્હારો હાથ પકડીને તે બાગની પાછલી બાજૂએ જવા લાગી. બાગની પાછલી બાજૂએથી પણ બ્હાર જવાનો એક દરવાજો હતો અને તેની પાસે એક સામાન્ય જંગલ આવેલું હતું. પેલી સ્ત્રી મ્હને સાથે લઇ એ જંગલમાં આગળ વધવા લાગી. એ જંગલમાં તેનો એક ઘોડો બાંધી રાખેલો હતો. ઘોડા પાસે જઇ તેને છૂટો કરીને તેણે મ્હને તેના ઉપર બેસાડી તથા મ્હારી પાછળ તે પણ અશ્વપૃષ્ઠપર ચઢી બેઠી. ઘોડો ઘણી તેજીથી દોડવા લાગ્યો.

હવેજ સંકટમાંથી મ્હારો છુટકારો થયો છે એમ હું સમજી શકી.

"એક પ્રહર સુધી ઘોડાને ઘણી તેજીથી દોડાવવામાં આવ્યો. પછી એક ઘીચ જંગલમાં ગયા પછી તેની ગતિને ધીમી કરવામાં આવી. થોડા સમય સુધી મૃદુગતિથી માર્ગ કાપ્યા પછી અમે બન્ને જણીઓ એક ઝુંપડી પાસે જઇ પહોંચી. એ ઝુંપડીના દ્વાર પાસે બેસીને બે ત્રણ માણસો એક બીજાની સાથે કાંઇ વાતચિત કરી રહ્યા હતા. પેલી સ્ત્રીને જોતાંની સાથે જ એ માણસો ઉઠી ઉભા થઇ ગયા તથા માનથી સલામ કરી તેઓ ઘોડા પાસે આવી ઉભા રહ્યા. પેલી સ્ત્રીએ ઘોડાપરથી નીચે ઉતરી મ્હને પણ નીચે ઉતારી. પેલા આવેલા માણસોમાંથી એકે ઘોડાની લગામ પકડી લીધી તથા તે ઘોડાને ફેરવવા માટે લઇ ગયો. બીજો માણસ પેલી સ્ત્રીનો સંકેત થતાંની સાથે ઝુંપડીમાં ગયો અને એક શેતરંજી લઈ આવી તે તેણે બ્હાર બિછાવી દીધી. ત્રીજો માણસ હાથમાં દોરડું અને ઘડો લઇ પાણી ભરવા ચાલ્યો ગયો. એ સ્ત્રીએ મ્હને શેતરંજીપર બેસવાનો ઇશારો કર્યો તથા તે પોતે પણ એ શેતરંજીપર બેઠી. ત્યાર પછી મ્હારા તરફ જોઇને તેણે કહ્યું, 'હવે તું ખરેખરું કહે જોઇએ કે, તું કોણ છે? તું કેવી રીતે સંકટમાં સપડાઈ હતી તથા ત્હારાપર જુલ્મ ગુજારનાર શયતાન કોણ હતો? તું આ સર્વ વિષયોનો ખુલાસો કરીશ ત્યાં સુધીમાં મ્હારો માણસ પાણી લઇ આવી ખાનપાનની વ્યવસ્થા કરશે.'

"એ સ્ત્રીએ દયા દર્શાવી મ્હારો જીવ બચાવ્યો હતો તથા મ્હારે જ્યાં જવું હોય ત્યાં મ્હને પહોંચાડવા તૈયાર હતી. હું તેને માતા તુલ્ય સમજી ચુકી હતી. આમ હોવાથી મ્હેં મ્હારી કોઇ પણ વાર્તા તેનાથી છુપાવી નહિ. મ્હેં મ્હારી તમામ સત્ય હકીકત આરંભથી અંત સુધી નિષ્કપટભાવે તેને કહી સંભળાવી. મ્હારી સ્થિતિ માટે

અંતે તેનું અંતર અપાર વ્યથિત થયું તથા વિવિધ પ્રકારે તેણે મ્હને આશ્વાસન આપ્યું. પછી મ્હેં જયારે તેનું નામ પૂછ્યું ત્યારે તેણે મ્હને પોતાનું નામ પુષ્પાવતી કહ્યું."

આટલું બોલીને ઇન્દિરા થોડા વખત માટે ચુપ રહી. રાજકુમાર આનન્દસિંહે ચમકી ઉઠીને તેને પૃછ્યું:-" તેણે પોતાનું નામ પુષ્પાવતી કહ્યું, કેમ ?"

ઇન્દિરાઃ-હા, મહારાજ.

આનન્દસિંહે ધ્યાનથી ઇન્દિરાના મુખનું દર્શન કરીને કહ્યું:- "આહ ! હવે હું તને પિછાની શક્યો છું."

ઇન્દિરાઃ—જરૂર પિછાની શક્યા હશો, કેમ કે એક વખત જે ગુફામાં છત સાથે લટકતા એક માણસના શરીરના પુષ્પાવતીએ કડકા કરી નાખ્યા હતા એ ગુફામાં આપ મ્હને જોઈ ચુક્યા છો. પુષ્પાવતીના એ કાર્યમાં આપે હરકત કરી હતી તથા યોગિનીનો વેશ ધારણ કરી માયાસુંદરીએ આવી આપને તેમજ લક્ષ્મણસિંહને બેશુદ્ધ બનાવી દીધા હતા.

યુવરાજ ઇન્દ્રજીતસિંહે આશ્ચર્યચકિત બની જઇને આનન્દસિંહ તરફ જોઇ કહ્યું:-" ત્હેં આ હકીકત મ્હને પણ કહી હતી. જયારે તું મ્હારી શોધ કરવા નીકળ્યો હતો તથા પેલી યવન રમણીની કેદમાંથી લક્ષ્મણસિંહે તને છોડાવ્યો હતો એ સમયની આ હકીકત છે."

આનન્દસિંહઃ—ખરું છે; આ એજ બાળિકા છે.

ઇન્દ્રજીતઃ—મ્હેં તો એમ સાંભળ્યું હતું કે એનું નામ સરલા છે.

ઇન્દિરાઃ—હા મહારાજ ! કિશોરી બ્હેને મ્હારું નામ સરલા રાખ્યું હતું.

ઇન્દ્રજીતઃ—વાહ વાહ ! ઘણાં વર્ષ પછી એ વાતનો પત્તો લાગ્યો છે.

ગોપાલસિંહઃ—એ સઘળી હકીકત સાંભળવાની મ્હારી ઇચ્છા છે.

આનન્દસિંહે એ સમયની સઘળી હકીકત રાણા ગોપાલસિંહને કહી સંભળાવી અને ત્યાર પછી ઇન્દિરાને તેની બાકી રહેલી આત્મકથા કહેવાની સૂચના કરી.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### નવીન ધર્મસંકટ.

પિશાચપતિ અને બલભદ્રસિંહને તિલિસ્મી ખંડેરની નવમા નંબરની ઓરડીમાં ઉતારો આપવામાં આવ્યો. અજીતસિંહની આજ્ઞાનુસાર ભૈરવનાથે તેમની ઘણી બરદાસ કરી તથા તેણે તેમના આરામનો સર્વ પ્રકારનો બંદોબસ્ત તેમની ઇચ્છાનુસાર કરી આપ્યો. એક પ્રહર રાત્રિ પસાર થઇ એટલે પિશાચપતિ અને બલભદ્રસિંહ સર્વ પ્રકારે નિશ્ચિંત થયા. આ સમયે અજીતસિંહ સિવાય બીજા જે બહરૂપીઓ એ સ્થળે હાજર હતા તેઓ પિશાચપતિ પાસે આવી વાતચિત કરવા બેઠા તથા આમ તેમની વાત ચાલવા લાગી. ભૈરવનાથે માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીના મૃત્યુના સમાચાર પિશાચપતિને કહી સંભળાવ્યા. એ સમાચાર સાંભળવામાં આવતાં બલભદ્રસિંહે પુષ્કળ અફસોસ કર્યો તથા પિશાચપતિ ઘણા સમય સૂધી ચિંતાતુર સ્થિતિમાં ચુપ બેસી રહ્યો. મધ્યરાત્રિ વીતિ ગયા પછી સઘળા બહુરૂપીઓ પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા તથા પિશાચપતિ અને બલભદ્રસિંહ પણ પોતપોતાના પલંગમાં સુઇ ગયા. બલભદ્રસિંહને ઘણી ત્વરાથી નિદ્રા આવી;

પરંતુ પિશાચપતિની આંખોમાં બિલ્કુલ નિદ્રા નહોતી. એ ઓરડામાં એક દીપક બળતો હતો તથા પિશાચપતિ એ દીપકના પ્રકાશની સહાયતાથી બાગમાંના ઝરા તરફ એકાગ્રદૃષ્ટિથી જોતો અને વિવિધ વિચારો કરતો પલંગમાં પડી રહ્યો હતો. પિશાચપતિના પલંગ પાસે એક બારી હતી જેમાંથી તેની નજર બાગમાંના ચબુતરા સૂધી એ પહોંચતી હતી. ચબુતરા ઉપર પત્થરનો માણસ સૂઇ રહ્યો હતો. એ બાગમાં એક ફાનસમાં તેજસ્વી દીપક રાખવામાં આવ્યો હતો જેથી એ ચબુતરો તથા તેના ઉપર સૂઇ રહેલા પત્થરના માણસને પણ પિશાચપતિ જોઇ શકતો હતો. એકાએક ચબુતરાની દિવાલનો પોતાના તરફનો ભાગ પિશાચપતિએ એક દરવાજાની માફક ઉઘડી જતો જોયો તથા એમાં એક પ્રકારનો પ્રકાશ દેખાવા લાગ્યો. ધીમે ધીમે એ પ્રકાશ વધવા લાગ્યો. એ ચબુતરો એક તિલિસ્મી સાથે સંબંધ ધરાવતો હોઇએ તિલિસ્મી મહારાણા વીરસિંહના રાજકુમારોના હાથે તૂટનાર છે. અસ્તુ. આ સમયની એ ચબુતરાની સ્થિતિ જોઇને પિશાચપતિ અત્યંત આશ્ચર્ય પામ્યો તથા આંખો ખુલ્લી રાખીને તે એ તરફ જોઈ રહ્યો. થોડા વખત પછી ચબુતરામાંથી એક માણસ બહાર નીકળતો તેની નજરે પડ્યો. એ સ્ત્રી હતી કે પુરુષ તેનો નિર્ણય થઇ શકતો નહોતો; કેમ કે એ મનુષ્યે મસ્તકથી પગ સૂધીનું પોતાનું શરીર એક કાળારંગના ઝભ્ભામાં ઢાંકી દીધું હતું. એ મનુષ્યના શરીરનો કોઇ પણ ભાગ જોઇ શકાતો નહોતો. એ મનુષ્ય બ્હાર નીકળ્યું કે તરત જ ચબુતરામાં ઉત્પન્ન થયેલો પ્રકાશ બંધ થઇ ગયો; પરંતુ ચબુતરાની દિવાલમાંનો જે પત્થર ખસીને જમીનપર પડ્યો હતો તે તેવી રીતે જમીનપર જ પડ્યો રહ્યો. પેલું મનુષ્ય ચબુતરાની બ્હાર નીકળી આસપાસ નજર ફેરવવા લાગ્યું. પછી સ્વગત કાંઇ વિચાર

કર્યા બાદ બગીચાની બ્હાર નીકળી તે ચારે તરફ ફરી આવ્યું. એ મનુષ્ય પોતાને જોઈ શકે નહિ એટલા માટે પિશાચપતિ પલંગમાં જ પડ્યો રહી તેની હિલચાલનું દર્શન કરવા લાગ્યો. એ મનુષ્ય પુનઃ પેલા તિલિસ્મી ચબુતરા પાસે આવીને ઉભું રહ્યું તથા થોડા સમય સુધી વિશ્રાન્તિ લીધા પછી તે પાછું એ ચબુતરામાં જતું રહ્યું. થોડા વખત પછી એ મનુષ્ય પુનઃ પોતાની સાથે બીજાં ચાર મનુષ્યોને લઇ ચબુતરાની બ્હાર નીકળ્યું. એ ચાર મનુષ્યોએ પણ પોતાનાં સર્વાંગ કાળા રંગના ઝબ્ભાઓમાં છુપાવ્યાં હતાં. એ પાંચે મનુષ્યો પૂર્વ તરફની ઇમારત તરફ જઇ પગથીઆં ચઢી પહેલા માળપર આવ્યાં ત્યાર પછી તેઓ કયી તરફ ગયાં એ પિશાચપતિ જોઇ શક્યો નહિ; છતાં એ મનુષ્યો ફરતાં ફરતાં કદાચ પોતાના ઓરડામાં આવશે એવો સંશય તેના અંતરમાં ઉપજ્યો. આવો સંશય ઉપજવાથી એક ઝીણી સફેદ ચાદરને પગથી માથા સુધી ઓઢી સહજ પણ હાલ્યા ચાલ્યા સિવાય ઓરડાના દ્વાર અને ચબુતરા તરફ જોઇ શકાય એવી રીતે તે સૂઇ રહ્યો.

લગભગ અડધા કલાક પછી પિશાચપતિના ઓરડાનું દ્વાર ઉઘડ્યું તથા પેલાં પાંચ મનુષ્યોમાંના એકે ડોકીઉં કરીને જોયું કે, પિશાચપતિ અને બલભદ્રસિંહ નિદ્રાધીન થઈ ગયેલા છે; પછી તે ધીમે પગલે ઓરડામાં આવ્યું તથા તેણે પોતાની સાથેનાં બીજાં ચાર મનુષ્યોને પણ સંકેત કરીને અંદર બોલાવ્યાં. એ પાંચે મનુષ્યોએ એકાગ્રદૃષ્ટિથી બલભદ્રસિંહ તરફ જોયું. ત્યાર પછી એક મનુષ્યે એક બીડેલો પત્ર પિશાચપતિના ઉશિકા નીચે મૂકી એ ગનુષ્ય બીજાં ચાર મનુષ્યો પાસે ગયું. ત્યાર પછી ઓરડાનાં દ્વાર બંધ કરી પાંચે મનુષ્યો ત્યાંથી ચાલ્યાં ગયાં. એ મનુષ્યોમાંથી એક બે જણને પકડવાના વિચારથી

પિશાચપતિ ઉઠયો અને દ્વાર ઉઘાડી ઓરડાની બ્હાર નીકળ્યો. બ્હાર કોઇ જોવામાં નહિ આવવાથી એ મનુષ્યો નીચે ચાલ્યાં ગયાં હશે ધારી તે ઘણી ઝડપથી નીચે ઉતરી ગયો તથા બાગમાં તપાસ કરવા લાગ્યો; પણ એકે મનુષ્ય તેના જોવામાં આવ્યું નહિ. એ મનુષ્યો અંતે ચબુતરા પાસે આવ્યા સિવાય રહેશે નહિ એવો વિચાર કરી પિશાચપતિ ચબુતરાની પાછળ છુપાઇને બેઠો. અડધા કલાક સૂધી છુપાઇને બેસી રહેવા છતાં કોઇ નજરે નહિ પડવાથી તે ચબુતરાના દ્વાર પાસે આવી અંદર જોવા લાગ્યો. અંદરના ભાગમાં અપાર અંધકાર હોવાથી તે કાંઇ જોઇ શક્યો નહિ. અંદરથી સમજી શકાય નહિ એવો મૃદુસ્વર સાંભળવામાં આવતો હતો. હવે શું કરવું એ સંબંધીની ચિંતા કરતો પિશાચપતિ પાછળ ખસી જઇને ઉભો હતો એવામાં અંદરના ભાગમાં કાંઇ ખડખડાટ થતો તેના સાંભળવામાં આવ્યો તથા ધીમે ધીમે ચબુતરાનો ખસી પડેલો પત્થર યથાસ્થિત થઇ ગયો અર્થાત્ ચબુતરાનું દ્વાર બંધ થઇ ગયું.

પેલાં પાંચે મનુષ્યો બીજા કોઇ માર્ગેથી અંદર ગયાં હશે એમ ધારી પિશાચપતિ પુનઃ પોતાના ઓરડામાં આવ્યો તથા પોતાના ઉશિકા નીચેનો પત્ર હાથમાં લઇ તેનું પરબીડીઉં ફાડી નાખી દીપક પાસે જઇ તે એ પત્ર વાંચવા લાગ્યો. એ પત્રમાં માત્ર એટલા જ શબ્દો લખેલા હતા કે,

"આવતી કાલે મધ્યરાત્રે આ ઓરડામાં જાગ્રત સ્થિતિમાં બેસી રહી મ્હારી રાહ જોજો."

બે ત્રણ વખત આ ભેદ ભરેલો પત્ર વાંચ્યા પછી તેને પોતાના ખીસ્સામાં મૂકી દઇ પિશાચપતિ બલભદ્રસિંહના પલંગ પાસે ગયો તથા તે તેના ઉશિકા નીચેનો પત્ર લેવા જતો હતો એવામાં બલભદ્ર-

સિંહની આંખો ઉઘડી ગઇ. પોતાના પલંગ પાસે પિશાચપતિને ઉભો રહેલો જોઇ તે ચમકીને બેઠો થઇ ગયો તથા આશ્ચર્ય પામીને તેણે પૂછ્યું:–" કેમ શું છે ? "

" હમણાં એક આશ્ચર્યજનક બનાવ મ્હારા જોવામાં આવ્યો છે. આપ જાગ્રત થાઓ એટલે હું એ બનાવનું વર્ણન કરું. " પિશાચ-પતિએ ઉત્તરમાં કહ્યું.

બલભદ્રસિંહે સહજ ખસીને પિશાચપતિને પોતાની પાસે બેસા-ડયો. પછી પિશાચપતિએ બનેલા બનાવનું વર્ણન કરીને કહ્યું:– " આપના ઉશિકા નીચેના પત્રમાં શી હકીકત લખેલી છે તે વાંચ-વાના હેતુથી એ પત્ર લેવા હું જતો હતો એવામાં આપની આંખ ઉઘડી ગઈ છે. હવે આપ જ એ પત્ર વાંચો જેથી તેમાં શી હકીકત લખેલી છે તે આપણા જાણવામાં આવે. "

વિના વિલંબે એ પત્ર લઇ બલભદ્રસિંહ દીપક પાસે ગયો અને તેણે તેનું પરબીડીઉં ફાડી નાખી જોયું તો એક વીંટી તેના જોવામાં આવી. એ વીંટી જોવામાં આવતાં જ બલભદ્રસિંહે ગભરાઇ જઇ એક કારમી ચીસ પાડી અને એકાએક તે પોતાના બિછાનાપર બેસી ગયો. આવો પ્રકાર જોઇ વિસ્મિત બની જઇને પિશાચપતિએ તેને પૂછ્યું:–" આ વીંટી જોઇ આપ આટલા બધા ગભરાઇ કેમ ગયા છો ? "

" આ વીંટી જોવામાં આવતાં કેટલીક એવી વાતો મ્હને યાદ આવી છે કે, સ્વપ્નની માફક કોઈ કોઈ વખતે એ વાતો યાદ આવી મ્હને ચમકાવી દેતી હતી. એ સંબંધીની હકીકત યથા પ્રસંગે હું તને જણાવીશ. " બલભદ્રસિંહે ઉત્તર આપ્યો.

પિશાચપતિ:–પરબીડીઆમાં વીંટી સિવાય બીજું કાંઇ છે કે

કેમ તેની આપ તપાસ તો કરો. અંદર કદાચ પત્ર હોય તો તે બનવા જેવું છે.

બલભદ્રસિંહે પરબીડીઉં તપાસી જોયું તો તેમાંથી એક પત્ર તેને મળી આવ્યો. એ પત્રમાં આવી હકીકત લખેલી હતીઃ—

" આ વીંટી આપીને અમે તમારી ખાત્રી કરી આપીએ છીએ કે તમે અમારા છો અને અમે તમારા છીએ. પિશાચપતિને તમે તમારો સહાયક સમજી તમે તેની સૂચનાનુસાર વર્તજો. અમે કોણ છીએ એ પિશાચપતિ જાણતો નથી પરંતુ આવતી કાલે મળવા આવીને અમે અમારી ઓળખાણ આપીશું તથા જે કાંઇ કહેવું ઠીક લાગશે તે કહીશું."

આ પત્ર વાંચવામાં આવતાં પિશાચપતિ અને બલભદ્રસિંહના મનમાં એક પ્રકારનું કુતૂહલ ઉપજ્યું. તેઓ વિશેષ વાતચિત નહિ કરતાં પોત પોતાના પલંગમાં સૂઇ ગયા; પરંતુ એ રાત્રે તેમને બિલકુલ નિદ્રા આવી નહિ. પ્રભાતકાળે ભૈરવનાથ આવી તેમના સમાચાર પૂછી ગયો જેનો તેમણે યથોચિત ઉત્તર આપ્યો. રાત્રે બનેલા અદ્ભુત બનાવની હકીકત છુપાવી રાખીને દિવસનો સઘળો વખત તેમણે નિશ્ચિંતતાથી પસાર કર્યો. મધ્યાન્હકાળે અજીતસિંહ સાથે મુલાકાત થતાં તેમણે તેની સાથે પણ કેટલીક આડી અવળી વાતચિત કરી. મહારાણો વીરસિંહ આવી પહોંચે તે પૂર્વે કોઇએ પણ પિશાચપતિ સાથે તેના મુકરદમા સંબંધી કાંઇ વાતચિત કરવી નહિ એવી અજીતસિંહે સઘળા બહુરૂપીઓને પ્રથમથી જ સૂચના કરી દીધેલી હોવાથી કોઇએ એ વાત કાઢી જ નહિ. આજે મહારાણો વીરસિંહ ત્યાં આવી પહોંચે એવો સંભવ હતો; પરંતુ તે આવી પહોંચ્યો નહિ. સંધ્યાકાળે એક અનુચરે આવી અજીતસિંહને એવી ખબર કહી કે, " મહારાજશ્રી

આવતી કાલે સંધ્યા સમયે પધારશે. પિશાચપતિ અને શ્રીમાન્ બલભદ્રસિંહ અત્રે આવેલા છે એ સમાચાર તેઓશ્રીના જાણવામાં આવી ગયા છે."

સંધ્યાકાળ થતાં પિશાચપતિ અને બલભદ્રસિંહ વિચારમાં પડી ગયા. આજે વળી કેવો અદ્‌ભુત બનાવ જોવામાં આવશે તથા ચબુતરામાંથી કોણ આવીને શું કરશે એ સંબંધી વિવિધ તર્કવિતર્ક કરતા તેઓ બન્ને યથા સમયે પોતાના બિછાનામાં સૂતા. મધ્યરાત્રિ થતાં સૂધી તેઓ બન્ને જણા પોતાનાં બિછાનાંમાં જાગતા જ પડયા રહ્યા. તેમની બન્નેની દૃષ્ટિ પેલા તિલિસ્મી ચબુતરા તરફ જ આકર્ષાયલી હતી. ગઇ રાત્રિની માફક આજે રાત્રે પણ એ ચબુતરાનું દ્વાર ઉઘાડીને કાળા રંગના ઝભ્ભાવાળો માણસ બ્હાર નીકળી ફરતો ફરતો જે ઓરડામાં પિશાચપતિ અને બલભદ્રસિંહ સૂઇ રહ્યા હતા તેના દ્વાર નજીક આવી પહોંચ્યો. એ માણસે ઓરડાનું દ્વાર ઉઘાડયું કે તરત જ પિશાચપતિ અને બલભદ્રસિંહ પોતાનાં બિછાનાંમાં બેઠા થઇ ગયા. આથી એ માણસ ઓરડામાં આવતો અટકયો. પછી તેણે હસ્તસંકેતથી બલભદ્રસિંહને એ સ્થળે જ બેસી રહેવાનું સૂચવી પિશાચપતિને પોતાની પાસે બોલાવ્યો. પિશાચપતિ પોતાનું તિલિસ્મી ખંજર લઇ એ માણસ પાસે ગયો. એ માણસ તેને ઓરડાની બ્હાર આવેલા ચૉકમાં લઇ ગયો. પછી તેણે પગથીઆં ઉતરી પોતાની પાછળ પાછળ નીચે ઉતરવાનું જણાવવાથી તે તેની પાછળ નીચે ગયો. ત્યાં પણ એક ફાનસમાં દીપક બળતો હતો તથા ચોતરફ ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. આવેલા માણસે પોતાના ચહેરાપરનો બુરખો ઉંચો કરી પિશાચપતિને પોતાના મ્હોંનું બરાબર દર્શન કરવા જણાવ્યું. પિશાચપતિ એ માણસનું મ્હોં જોઇ ચમકીને

બોલી ઉઠયોઃ-"આ હું કોનું મુખ જોઉં છું ? તમે મ્હને છેતરતા તો નથી ને ?"

"ના ના-તમને છેતરવાની અગર તો તમારો ઉપહાસ કરવાની બિલ્કુલ જરૂર નથી. 'મેમકુલરો' કહેવાથી કદાચ તમારો સંશય દૂર થયો હશે એમ હું ધારું છું." આવેલા માણસે કહ્યું.

"થયું, હવે મ્હારો સંશય દૂર થયો છે; પરંતુ અત્યારે અત્રે તમારો સાક્ષાત્કાર થવાથી મ્હને અપાર આશ્ચર્ય ઉપજ્યું છે. તમે મ્હને કાંઈ વિચિત્ર આજ્ઞા કરનાર છો ? મ્હને ક્ષમા માગવાનો સમય પણ નહિ મળે કે ?" પિશાચપતિએ તદ્દન નમ્રતાપૂર્વક કહ્યું.

"તમને કાંઇ વિચિત્ર આજ્ઞા કરવામાં આવે તે પહેલાં રાણાજી સંબંધી જે સમાચાર તમારા જાણવામાં આવ્યા હોય તે જણાવો. તેઓ હમણાં ક્યાં છે અને ક્યાં પધારવાના છે ?"

"મહારાણાશ્રી આવતી કાલે સંધ્યાકાળે અત્રે પધારનાર છે એવા સમાચાર એક અનુચર આવી આજે જ અજીતસિંહજીને જણાવી ગયો છે."

"ત્યારે તો તમારી મુસ્કેલી વધી ગઈ છે."

"કારણ ? મ્હેં બીજો એવો શો અપરાધ કર્યો છે ?"

"અપરાધ કર્યો નથી તો હવે કરવો પડશે."

"ના ના-હું હવે નવીન અપરાધ કરી શકીશ નહિ. આજ સુધીમાં મ્હેં જે અપરાધો કર્યા હતા તેનું ભયંકર પ્રાયશ્ચિત્ત હજી સુધી મ્હારે ભોગવવું પડે છે—"

"તમે ગમે તેટલું કહેશો તો પણ હવે નવો અપરાધ કર્યા સિવાય તમારો બીજો કોઇ ઉપાય નથી. વળી એ અપરાધતમ રો હમણાં જં કરવો પડશે."

"તમારી શી ઇચ્છા છે તે મ્હને કહો તો ખરા ?"

"બલભદ્રસિંહ અમારા છે એ તમે સારી રીતે જાણો છો."

"હા; પરંતુ મ્હારા જીવનનું રક્ષણ કરવા માટે હમણાં મ્હને તેમની જરૂર છે."

"એ સત્ય છે; પણ અત્યારે તો તમે તેમને બેશુદ્ધ બનાવી દઈ અમારે સ્વાધીન કરો. અમે તો એમને ગઇ કાલે જ ઉપાડી ગયા હોત; પરંતુ તમે જાગતા હોવાથી કદાચ અમારી સાથે લઢવા તૈયાર થશો એવી શંકા ઉપજવાથી તમને પ્રથમથી જ અમારી ઓળખાણ આપી કાર્યોદ્ધાર કરવાનું અમે વ્યાજબી વિચાર્યું છે."

"આ તો મ્હોટું ધર્મસંકટ છે. હું કાલે મહારાણાજી સાથે તેમની મુલાકાત કરાવું; પછી તમે તેમને તમારી ઇચ્છા હોય ત્યાં લઇ જજો."

"એમ બનવું સર્વથા અશક્ય છે. જો અમે એમને આજે લઇ જઇએ તો અમને અડચણ વેઠવી પડે તેમ છે, અને તેથી તમને હરકત પહોંચે તેમ છે."

"અરેરે ! દુઃખ સહન કરવા માટે જ આ જીવન સરજાયું છે. નિશ્ચિંતતા મ્હારા નસીબમાં છે જ નહિ. હું બલભદ્રસિંહજીનો છુટકારો કરી તેમને અત્રે લઇ આવ્યો છું એ મહારાજશ્રી જાણે છે. હવે આવતી કાલે મહારાણા વીરસિંહજી અત્રે પધારી તેમના સંબંધી મ્હને પૂછશે તો હું શો ઉત્તર આપીશ ?"

"તમે માત્ર એટલું જ કહેજો કે, તમે નિદ્રાધીન સ્થિતિમાં હતા એ સમયે તેઓ ગૂમ થઈ ગયા !"

"તમે જ્યારે કોઇ પણ પ્રકારે મ્હારું કહેવું નહિ માનો તો અંતે લાચારીથી મ્હારે તેમ જ કરવું પડશે."

"ત્યારે હવે વિલંબ ન કરો. તમે જલ્દી જઇ તેમને બેહોશ બનાવી અત્રે લઇ આવો."

"પરંતુ બલભદ્રસિંહનો મ્હેં જ્યારે કેદમાંથી છુટકારો કર્યો ત્યારે હું તેમનો મિત્ર છું એવો વિશ્વાસ આપ્યો હતો. વળી હમણાં તેઓ જાગ્રત સ્થિતિમાં છે અને જો હું તેમની પાસે જઈ તેમને બેહોશ બનાવી દઇશ તો તેઓનો હું જે વિશ્વાસ મેળવી શકયો છું તે દૂર થશે તથા હમ્મેશાંને માટે તેઓ મ્હને પોતાનો દુશ્મન સમજશે."

"તેઓ ગમે તે ધારે. એ સંબંધી વિશેષ વિચાર કરવાનો હમણાં વખત નથી. તમે મ્હારી આજ્ઞા નહિ માનો કે?"

"તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેટલી શક્તિ મ્હારામાં નથી એ તમે સારી રીતે સમજો છો!"

બરાબર આ સમયે કાળા ઝભ્ભાવાળો બીજો એક માણસ એ સ્થળે આવી પહોંચ્યો. એ માણસ આગલા દિવસે આવેલા તેના સાથીદારોમાંનો જ હશે એમ પિશાચપતિએ વિચાર્યું. આ નવા આવનાર માણસે પેલા માણસ સાથે પોતાની સાંકેતિક ભાષામાં કાંઇ વાતચિત કરી. એ વાતનું રહસ્ય પિશાચપતિ સમજી શકયો નહિ બીજા માણસે પણ પોતાના મુખપરથી બુરખો ખસેડી નાખ્યો એટલે પિશાચપતિ તેનું મ્હોં જોઇ અત્યંત આશ્ચર્યચકિત બની જઇ બોલી ઉઠયોઃ-"આહ! આ હું શું જોઉં છું? કોઇ કહેશો કે હું જાગ્રત સ્થિતિમાં છું કે સ્વપ્નાવસ્થામાં? મ્હને તો આ સઘળો દેખાવ સ્વપ્નમય હોય એમ લાગે છે? હું ઉન્માદગ્રસ્ત તો નહિ બની ગયો હોઉં?!"

આ વાકયો સાંભળી નવા આવેલા માણસે પિશાચપતિ તરફ જોઇને ગંભીર સ્વરે કહ્યું:-"ના ના-પિશાચપતિ! તમે સર્વાંશે શુદ્ધિમાં

છો તથા હમણાં તમે જે કાંઇ જુઓ છો તે સ્વપ્નનો ચમત્કાર નહિ પરંતુ સત્યનો જ સાક્ષાત્કાર છે. અત્રે પ્રકાશ ફેલાયલો હોવાથી તમે અમારી સાથે અંધકારવાળી જગ્યામાં આવો. ત્યાં આપણે સ્વસ્થતાથી વાતચિત કરીએ. અત્રે અમે તમને અમારું સ્વરૂપ બતાવવા માટે જ ઉભા હતા."

આમ કહી એ બન્ને માણસો પિશાચપતિનો હાથ પકડી તેને બીજા અંધકારવાળા ચૉકમાં લઇ ગયા. એ સ્થળે તેમની વચ્ચે બહુરૂપીઓની સાંકેતિક ભાષામાં વાતચિત થઇ; એ વાતચિતનું રહસ્ય અમારા સમજવામાં પણ આવ્યું નહિ છતાં તેનું પરિણામ કેવું આવ્યું એ યથા સમયે આપણે જાણી શકીશું. લગભગ એક પ્રહર સૂધી તેમણે વાતચિત કરી. એ સમય દરમ્યાન બે ત્રણ વખત પિશાચપતિએ ઉચ્ચ સ્વરે હાસ્ય પણ કર્યું. ત્યાર પછી પિશાચપતિ પોતાના ઓરડામાં આવ્યો તો બલભદ્રસિંહ તેની રાહ જોતો બેસી રહ્યો હતો. બલભદ્રસિંહે તેને પોતાની પાસે બેસાડી અત્યન્ત અધીરતાથી પૂછ્યું:—"આટલો બધો વિલંબ કેમ થયો ? એ માણસ કોણ હતો ?"

"એ સઘળી અદ્દ્ભુત હકીકત હું આપને જણાવું છું." બલભદ્રસિંહની પાસે બેસતાં પિશાચપતિએ કહ્યું. આ પ્રસંગે તે બલભદ્રસિંહની છેક પાસે બેઠો જેથી તેની કમરમાંના તિલિસ્મી ખંજરનો બલભદ્રસિંહના શરીર સાથે સ્પર્શ થયો અને તે સાથે જ તે બેહોશ બની જઇ ઢળી પડયો. વિના વિલંબે તેની ગાંસડી બાંધી પિશાચપતિ પેલા બન્ને કાળા ઝભ્ભાવાળા માણસો પાસે લઇ ગયો. પછી તેમની સાથે તે એ ગાંસડી પેલા ચબુતરા સૂધી મૂકી આવ્યો. પેલા બન્ને માણસો બલભદ્રસિંહની ગાંસડી લઈ ચબુતરાની અંદર ચાલ્યા ગયા એટલે ચબુતરાનું દ્વાર બંધ થઇ ગયું અને ત્યાર પછી પિશાચપતિ પાછો

પોતાના ઓરડામાં આવી બિછાનામાં સૂઇ ગયો. પ્રભાતકાળે ભૈરવનાથ તેમની ખબર પૂછવા આવ્યો તો તેણે પિશાચપતિને સૂઇ રહેલો જોયો; પરંતુ બલભદ્રસિંહ નજરે નહિ પડવાથી તેણે તેને જાગ્રત કરીને બલભદ્રસિંહના સમાચાર પૂછ્યાઃ–" બલભદ્રસિંહજી ક્યાં છે ? "

" તેઓ આટલામાં જ હશે. તેમની સાથે ગપાટા હાંકવામાં ત્રણ પ્રહર જેટલી રાત્રિ વીતિ ગઈ હતી; જેથી હજી સૂધી મ્હારી નિદ્રા ઉડી નહોતી. આવો અત્રે બેસો." પિશાચપતિએ અસત્યનો આશ્રય સ્વીકારી ઉત્તર આપ્યો.

" પરંતુ બલભદ્રસિંહજી બ્હાર પણ મ્હારા જોવામાં આવ્યા નથી."

ભૈરવનાથનું આ વાક્ય સાંભળી પિશાચપતિએ કહ્યુંઃ–" તેઓ કદાચ પ્રાતર્ભ્રમણ કરવા ગયા હશે. પહેરેગીરને પૂછી જોશો તો તરત જ તેમની ખબર મળશે. "

ભૈરવનાથ બલભદ્રસિંહની ગેરહાજરીથી આશ્ચર્યચકિત બની ગયો હતો. પિશાચપતિ પણ ગભરાઇ ગયા જેવો જણાતો હતો. તેમણે બન્નેએ પ્રારંભમાં એ ખંડેરવાળી આખી ઇમારતમાં બલભદ્રસિંહની શોધ કરી; પરંતુ કાંઈ પત્તો નહિ લાગવાથી દરવાજાપરના પહેરેગીરો પાસે જઇ તેમને પૂછપરછ કરવામાં આવી. પહેરેગીરોએ કહ્યુંઃ–" બલભદ્રસિંહજીને અમે બ્હાર જતાં જોયા જ નથી જેથી તેમના સંબંધી અમે કાંઇ ખુલાસો કરી શકીએ તેમ નથી. "

બલભદ્રસિંહ ક્યાં અદૃશ્ય થઇ ગયો હશે તેની સર્વને ચિંતા થવા લાગી. થોડા સમયમાં જ આ વિષય અજીતસિંહના જાણવામાં આવ્યો એટલે તેણે જાતે જઇને ઇમારતના સઘળા ઓરડાઓ, ઓરડીઓ, ભોંયરાંઓ વગેરે સર્વ સ્થળે તપાસ કરી; પરંતુ કોઇ પણ સ્થળે બલભદ્રસિંહનો પત્તો લાગ્યો નહિ. તેણે પિશાચપતિને ઘણા પ્રશ્ન

પૂછ્યા; પરંતુ તેનું કાંઇ સંતોષકારક પરિણામ આવ્યું નહિ.

* * * * *

હવે અમે અમારા વાંચકબંધુઓને પુનઃ જે સ્થળે મહારાણા વીરસિંહના સૈન્યે છાવણી નાખી હતી એ સ્થળે લઇ જઇએ છીએ. વાંચકોના સ્મરણમાં હશે કે કમબખ્ત મનોરમાએ તિલિસ્મી ખંજરથી માયાસુંદરી, બંસરીબાલા તથા નારંગીનાં મસ્તક ધડથી જૂદાં કરી નાખ્યાં હતાં. પછી તે અત્યંત પ્રસન્નતાથી કાંઈ બોલવા જતી હતી એવામાં તેના સાંભળવામાં એવું વાક્ય આવ્યું હતું કે, " ના ના, એમ કદાપિ બની શકશે નહિ. "

આ શબ્દો ઉચ્ચારનાર તેજસિંહ હતો. તેજસિંહને જ મનોરમાનો પત્તો મેળવવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. તે મનોરમાની શોધમાં ફરતો ફરતો એ લશ્કરમાં જઈ પહોંચ્યો હતો; પરંતુ માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીનાં મસ્તક ધડથી જૂદાં થઇ ગયા પછી તે એ સ્થળે ઉપસ્થિત થયેલો હોવાથી એ માટે તેને ઘણો ખેદ થતો હતો.

તેજસિંહનું વાક્ય સાંભળી મનોરમા ચમકી ઉઠી. તથા તેણે જે તરફથી એ વાક્ય સાંભળવામાં આવ્યું હતું તે તરફ જોયું તો તેની નજર તિલિસ્મી ખંજર હાથમાં લઇને ઉભા રહેલા તેજસિંહપર પડી. જો કે તેજસિંહ નજરે પડતાં જ મનોરમા એમ સમજી ગઈ કે હવે કોઇ પણ રીતે પોતાનો જીવ બચશે નહિ; છતાં સાહસ એકઠું કરીને તેણે પોતાની પાસેના તિલિસ્મી ખંજરનો તેજસિંહના શરીરપર ઘા કર્યો. તેજસિંહ પ્રથમથી જ સાવધાન હતો તથા તેની પાસે પણ આ વખતે તિલિસ્મી ખંજર હતું. તેજસિંહે પોતાના ખંજરપર મનોરમાના ખંજરનો ઘા એવી રીતે રોક્યો કે મનોરમાનું કાંડું તેજસિંહના ખંજરપર પડ્યું તથા એ કાંડુ કપાઇ જઇ તે ખંજર સાથે દૂર

જઇને પડી. આટલેથી જ તેણે નહિ અટકતાં તિલિસ્મી ખંજરથી મનોરમાનો એક પગ પણ કાપી નાખ્યો. પછીથી તેણે મ્હોટેથી બૂમ મારી પહેરેગીરોને બોલાવ્યા.

પહેરેગીરો તો પ્રથમથી જ બેહોશ બની ગયા હતા; પરંતુ તેજસિંહની બૂમ દાસીઓના સાંભળવામાં આવતાં ઘણી દાસીઓ એ તંબૂમાં દોડી આવી, તથા તંબૂમાંનો ભયંકર દેખાવ જોઇ હૃદયવિદારક વિલાપ કરવા લાગી.

થોડા વખતમાં જ તંબૂની બ્હાર તથા અંદર ઘણી ભીંડ થઇ. જ્યાં જોવામાં આવે ત્યાં મશાલો સળગી રહી અને માણસો એક ઉપર એક પડવા લાગ્યાં. રાણો વીરસિંહ અને જ્યોતિસિંહ પણ એ તંબૂમાં ગયા તથા ત્યાંની સ્થિતિ જોઇને અફસોસ કરવા લાગ્યા. જ્યોતિસિંહે એ ત્રણે લાશો જેવી સ્થિતિમાં હતી તેવી સ્થિતિમાં જ પડી રહેવા દેવાની આજ્ઞા કરી. પછી મનોરમાનું મ્હોં ધોઈ તેની ઓળખાણ પડતાં તેને એક બીજા તંબૂમાં પહોંચાડવામાં આવી. તેના જખમપર પટ્ટી લગાવવાનો તથા તેના ઉપર સખ્ત પહેરો રાખવાનો બંદોબસ્ત પણ કરવામાં આવ્યો. પછી જ્યોતિસિંહ અને તેજસિંહને સાથે લઇ રાણો વીરસિંહ પોતાના તંબૂમાં ગયો તથા વાતચિત કરવા લાગ્યો. એ વખતે એ તંબૂમાં તેમના ત્રણ જણના સિવાય બીજું કોઈ નહોતું. તેજસિંહે પોતાની હકીકતનું વર્ણન કરી કહ્યું કે, "માયાસુંદરી, બંસરીબાલા તથા નારંગીનાં ખૂન થયા પછી હું એ સ્થળે જઇ શક્યો એ માટે મ્હને ઘણો ખેદ થાય છે!"

જ્યોતિસિંહઃ-એ માટે અફસોસ કિંવા શોક કરવાની જરૂર નથી. ઈશ્વરકૃપાથી જે બનાવ બન્યો છે તેની ખબર અમને પ્રથમથી જ મળી હતી તથા મનોરમા લશ્કરમાં છે એ પણ અમે જાણી શક્યા હતા.

તેજસિંહઃ-આ ભયંકર બનાવની આપને જ્યારે પ્રથમથી ખબર મળી હતી ત્યારે આપે તેને અટકાવવાનો પ્રયત્ન કેમ કર્યો નહિ? આપે માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને કેમ બચાવ્યાં નહિ?

જ્યોતિસિંહઃ-અમારે જે વ્યવસ્થા કરવાની હતી તે અમે પ્રથમથી જ કરી હતી. ઈશ્વરકૃપાથી માયાસુંદરી. બંસરીબાલા અને નારંગીનું મૃત્યુ થયું નથી પણ તેઓ જીવતી છે એમ જાણી તું અત્યંત પ્રસન્ન થઇશ એવી મ્હારી ધારણા છે. મનોરમા દાસીના વેશમાં નિરંતર પાસે રહેતી હોવા છતાં તે છેતરાઇ છે.

તેજસિંહઃ-આપ શું કહો છો? મનોરમા છેતરાઇ છે?! માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી જીવે છે?!

જ્યોતિસિંહઃ-હા, એમ જ છે. એ સંબંધી સઘળી હકીકત હું તને સ્પષ્ટતાથી કહું છું. પ્રથમ અમને કહે જોઇએ કે, તું વેશધારિણી મનોરમાને કેવી રીતે ઓળખી શક્યો? અમે તેને ઓળખવાની ઘણા દિવસથી મહેનત કરતા હોવા છતાં ઓળખી શકયા નહોતા. મનોરમા પાસે તિલિસ્મી ખંજર હતું એ અમે જાણતા હોવાથી એ ખંજર સાથે સંબંધ ધરાવતી વીંટી જે દાસીની આંગળીમાં હોય તે મનોરમા હોવી જોઇએ એવા વિચારથી અમે દરેક દાસીની આંગળી તરફ અમે ધ્યાન આપતા હતા; પરંતુ એકકે દાસીની આંગળીપર એ વીંટી અમારા જોવામાં આવી નહોતી.

તેજસિંહઃ-હું એ કમબખ્તની તપાસ કરતો કરતો છાવણીમાં આવી પહોંચ્યો તથા માયાસુંદરીના તંબૂ પાસે ગયો તો એ તંબૂની આસપાસ પહેરો ભરનાર સિપાહીઓને બેશુદ્ધાવસ્થામાં જમીનપર પડયા રહેલા મ્હેં જોયા. વિશેષ તપાસ કરતાં તંબૂની એક તરફની કનાત પણ કાપી નાખવામાં આવેલી મ્હારી નજરે પડી. આમ હોવાથી એ

તંબૂમાં કોઇ દુશ્મને પ્રવેશ કર્યો હોય એવો સંશય સ્વાભાવિક રીતે જ મ્હારા મનમાં ઉપજ્યો તથા હું પણ એ રસ્તેથી જ તંબૂમાં ગયો. પછી જ્યારે તંબૂમાં બનેલો બનાવ મ્હારા જોવામાં આવ્યો તથા મનોરમાનાં વચનો મ્હારા સાંભળવામાં આવ્યાં ત્યારે એ મનોરમા હોવી જોઇએ એમ મ્હને લાગ્યું; છતાં એ સંબંધીની સંપૂર્ણ ખાત્રી તો તેનું મ્હોં ધોવામાં આવ્યા પછી જ થઇ. હવે આપ કૃપા કરી કહો કે, માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને કેવી રીતે બચાવવામાં આવ્યાં છે? વળી જે ત્રણ જણીઓનાં એ તંબૂમાં ખૂન થયાં છે તેઓ કોણ છે?

જ્યોતિસિંહઃ—મનોરમા વેશ બદલીને અમારા લશ્કર સાથે આવે છે એવી ખબર પ્રથમથી જ અમારા જાણવામાં આવી હતી; પરંતુ ઘણો પ્રયત્ન કરવા છતાં અમે તેને ઓળખી શકયા નહિ. એક દિવસે સંધ્યાકાળે હું અને રાણાજી ફરતા ફરતા તંબૂથી થોડે છેટે ચાલ્યા ગયા તથા એક ન્હાના પહાડપર ચઢી અસ્ત થતા સૂર્યદેવતાની મનોહર શોભાનું દર્શન કરવા લાગ્યા. એવામાં કૃષ્ણયક્ષે મોકલાવેલો એક સવાર અમારી પાસે આવ્યો તથા તેણે રાજાસાહેબના હાથમાં એક પત્ર આપ્યો. રાજાસાહેબે એ પત્ર વાંચી મ્હને આપ્યો. એમાં લખ્યું હતું કે, 'મ્હને એવી ચોક્કસ ખબર મળી છે કે, કેટલાક સહાયકોને સાથે લઇને તથા વેશ બદલીને મનોરમા આપના લશ્કરમાં ભળી ગયેલી છે. તે સિવાય બીજાં પણ કેટલાક દુષ્ટ માણસો માયાસુંદરી અને બંસરીબાલાની સાથે દુશ્મની કરવાને ઇચ્છે છે. આમ હોવાથી માયાસુંદરી અને બંસરીબાલા અને નારંગીને દાસીઓના વેશમાં કોઈ ગુપ્ત સ્થળે મોકલી થોડા દિવસ સૂધી છુપાવી રાખવાનો મ્હારો વિચાર છે. આપના રસ્તામાં જ થોડે દૂર જતાં મ્હારું એક

તિલિસ્મી મકાન આવેલું છે ત્યાં તેમને રાખવામાં આવશે તો કાંઈ હરકત જેવું નથી. તેઓ ત્યાં નિર્વિઘ્ને રહી શકે એ માટે મ્હેં સઘળો જરૂરી બંદોબસ્ત કરી નાખ્યો છે. વળી તેમની ત્રણેની ગેરહાજરીથી કોઇને શંકા ન ઉપજે એટલા માટે મ્હેં એ તિલિસ્મી મકાનમાં દાસીઓને મોકલી છે. આપ જલ્દીથી તેમને ત્રણેને ત્યાં પહોંચાડી દેજો. હું પણ સઘળી ગોઠવણ કરવા અગાઉથી જ ત્યાં જાઉં છું." પછી એ મકાનનું સંપૂર્ણ ઠેકાણું લખી કૃષ્ણયક્ષે પોતાની સહી એક ચોક્કસ નિશાની સાથે કરી હતી.

"કૃષ્ણયક્ષનો વિચાર રાણાસાહેબને પણ પસંદ પડયો તથા પત્રનો ઉત્તર લખી આપી એ સવારને વિદાય કરી દેવામાં આવ્યો. રાત્રે માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને એકાન્તમાં સઘળી હકીકત સમજાવી દેવામાં આવી તથા પ્રથમથી થયેલી મસલત પ્રમાણે બીજે દિવસે મધ્યાન્હકાળે તેમણે મનોરમાદ્વારા અમને એવું કહેવડાવ્યું કે, 'અમે એવું સાંભળ્યું છે કે, અહીંથી થોડા અંતરે એક તિલિસ્મી મકાન આવેલું છે. જો આપ રજા આપો તો એ મકાન જોવા જવાની અમારી ઇચ્છા છે.' મતલબ એ છે કે, આવું નિમિત્ત દર્શાવી તેમને ત્રણેને રથમાં બેસાડીને હું પોતે પેલા તિલિસ્મી મકાનમાં લઇ ગયો. એ વખતે કૃષ્ણયક્ષ ત્યાં હાજર હતા. કૃષ્ણયક્ષે પોતાના હાથે પોતાની ત્રણ દાસીઓને માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીનો વેશ ધારણ કરાવ્યો. પછી એ ત્રણે દાસીઓને રથમાં બેસાડીને હું પાછો છાવણીમાં આવ્યો. કૃષ્ણયક્ષ કેટલા બધા ચાલાક, બુદ્ધિશાળી અને આપણા હિતેચ્છુ છે એ તું સારી રીતે જાણે છે.

તેજસિંહઃ—બેશક. એમની સંભાળમાં માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને કોઈ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડશે નહિ. આપે આ

ઘણા આનન્દજનક સમાચાર સંભળાવ્યા છે. મ્હારી માન્યતા એવી છે કે, હમણાં આપ આ સઘળો ભેદ છુપાવી રાખશો તથા જે ત્રણ જણીઓ મરી ગઇ છે તેઓ માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી નહોતાં એમ જાહિર કરશો નહિ.

જ્યોતિસિંહઃ-ના, ના, હમણાં એ ભેદનો સ્ફોટ કરવો ઉચિત નથી. હમણાં તો સર્વને એમ જ સમજવા દેવું જોઇએ કે, માયા-સુંદરી, બંસરીબાલા અને નારંગીનાં ખૂન થયાં છે. ઠીક, હવે તને બીજી થોડી હકીકત કહેવાની છે તે પણ તું સાંભળી લે.

તેજસિંહઃ-જેવી આજ્ઞા.

જ્યોતિસિંહઃ—કૃષ્ણયક્ષ હમણાં એટલી બધી જંજાળમાં ગુંથા-યલા છે કે તેમને બિલ્કુલ ફુરસદ મળી શકે તેમ નથી.

તેજસિંહઃ—ખરું છે. તેઓ આટલું બધું કાર્ય કરી શકે છે એ તેમની બુદ્ધિશક્તિનું પરિણામ છે. બીજાથી આટલું કાર્ય થઇ શકે તેમ નથી.

જ્યોતિસિંહઃ—તેઓ વિશેષ દિવસ સૂધી એ તિલિસ્મી મકાનમાં રહી શકે તેમ નથી. તેઓ માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીના રક્ષણનો સઘળો બંદોબસ્ત કરીને અન્યત્ર ચાલ્યા ગયા હશે તેથી તું હવે એ તિલિસ્મી મકાનમાં જઇને રહે. વળી જ્યાં સૂધી અમારો બીજો હુકમ ન મળે કિંવા કોઇ જરૂરી કાર્ય ઉપસ્થિત ન થાય ત્યાં સૂધી તું એ સ્થાનનો ત્યાગ કરીશ નહિ. એ મકાનમાં કેવી રીતે જઇ શકાય છે તથા તે ક્યાં આવેલું છે એ સંબંધીની હકીકત હું તને સમ-જાવી દઉં છું.

તેજસિંહઃ—આપની આજ્ઞાનુસાર હું હમણાં જ ત્યાં જવાને તૈયાર છું.

પછીથી જ્યોતિસિંહે તેજસિંહને એ તિલિસ્મી મકાન સંબંધીની સઘળી હકીકત સમજાવી દીધી. તેજસિંહ પોતાના પિતાની ચરણરજ મસ્તકપર ચઢાવી ત્યાંથી વિદાય થઇ ગયો. તેના વિદાય થઇ ગયા પછી સ્હવાર થતાં એક બ્રાહ્મણદ્વારા બનાવટી માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીના મૃતદેહોનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. આ કાર્યથી નિવૃત્ત થયા પછી લશ્કરે કૂચ કરી તથા તે રામગઢ તરફ જવા લાગ્યું.

સંધ્યા સમયે મહારાણા વીરસિંહની સવારી પણ તિલિસ્મીમાં આવી પહોંચી. વીરસિંહ અને જ્યોતિસિંહના મુકામની વ્યવસ્થા ખંડેરની ઇમારતમાં જ કરવામાં આવી હતી. એક પ્રહર જેટલી રાત્રિ તો સઘળી ગોઠવણ કરવામાં જ પસાર થઈ ગઇ. ત્યાર પછી વીરસિંહે સર્વની મુલાકાત લીધી. પિશાચપતિ અને બલભદ્રસિંહ સંબંધીની હકીકત વીરસિંહે આવતાંની સાથે જ અજીતસિંહને પૂછી લીધેલી હોવાથી બલભદ્રસિંહના ગૂમ થઇ જવાના સમાચાર તે જાણી શક્યો હતો. છેવટે રાત્રે દરબાર ભરાયો એટલે વીરસિંહની આજ્ઞાથી પિશાચપતિને દરબારમાં બોલાવવામાં આવ્યો. તે હાજર થયો એટલે વીરસિંહે તેના તરફ જોઇને પૂછ્યું:—"કેમ, કુશળતામાં છે ને ?"

પિશાચઃ—મહારાજશ્રીની કૃપાથી કુશળતામાં છું.

વીરસિંહઃ—પ્રવાસ દરમ્યાન અમારે જે સંકટો સહન કરવાં પડયાં છે તથા જે માઠો બનાવ બન્યો છે એ સંબંધીના શોચનીય સમાચાર પણ ત્હારા જાણવામાં તો આવ્યા હશે જ.

પિશાચઃ—સંકટ અને શોકનો અનુભવ ઇશ્વર આપના શત્રુઓને જ કરાવે; છતાં જે બનવાનું હતું તે બન્યું છે.

વીરસિંહઃ—એટલે ? એ સંબંધી તું કાંઇ જાણે છે કે ?

પિશાચઃ-હા મહારાજ ! એ વિષયનો ખુલાસો હું કરી શકતો નથી; કેમ કે આ સેવક મુખની કિંવા કાનની સાંભળેલી વાતના આધારથી કાંઇ વિશેષ કાર્ય કરી શકે છે ?

વીરસિંહઃ-ત્હારી અપૂર્વ ચાલાકી માટે મ્હને લેશ માત્ર પણ શંકા નથી; છતાં ખેદનો વિષય એ છે કે, ત્હારૂં રહસ્ય પણ ત્હારી બુદ્ધિ પ્રમાણે આશ્ચર્ય ઉપજાવે એવું છે. ગઇ કાલે બનેલો બનાવ પણ એવો આશ્ચર્યજનક છે. તું બલભદ્રસિંહને ત્હારી અદ્‌ભુત ચાલાકીના બળથી છોડાવી લાવ્યો અને એક દિવસમાં જ તેઓ પાછા અદૃશ્ય થઇ ગયા એ શું આશ્ચર્યનો વિષય નથી કે ?

પિશાચઃ-આપનું કહેવું સર્વથા સત્ય છે. હું પણ મ્હારા ભાગ્યચક્રની વાંકી ગતિ સીધી કરવાના ઘણા પ્રયત્ન કરૂં છું; પરંતુ મ્હારૂં નસીબ મ્હારાથી છેટું ને છેટું જ રહે છે. હશે, જેવી ઇશ્વરેચ્છા ! હવે મ્હારી એવી ખાત્રી થઈ ગઈ છે કે, આ શરીરને કનકગઢના કેદખાનામાં જ રહીને સંતોષ માનવો પડશે.

વીરસિંહઃ-ના ના, પિશાચપતિ ! જો કે બલભદ્રસિંહના એકાએક અદૃશ્ય થઇ જવાથી મ્હારા અંતરમાં અસંખ્ય તર્કવિતર્ક ઉત્પન્ન થાય છે; પરંતુ હું ત્હારા ઉપર કોઇ પણ રીતે અવિશ્વાસ મૂકી શકતો નથી. જો ત્હારે જ તેમને ગૂમ કરવા હોય તો આટલો બધો પરિશ્રમ સહન કરીને તું તેમનો પત્તો મેળવી શામાટે છોડાવી લાવત ? હું ત્હારા ઉપર નારાજ થઇશ એવી ચિંતાને તું ત્હારા મનમાં સ્થાન આપીશ નહિ. તું માત્ર બલભદ્રસિંહજીનો પુનઃ પત્તો મેળવવાની જ ચિંતા કર.

આ વાક્યો સાંભળી વીરસિંહને નમન કરીને પિશાચપતિએ નમ્રતાથી કહ્યુંઃ-" ઇશ્વર નિરંતર આપને સુપ્રસન્ન રાખો. માત્ર એક જ અઠવાડીયામાં શ્રીમાન્ બલભદ્રસિંહજીનો પુનઃ પત્તો મેળવી તેમને

આપની હુજૂરમાં હાજર કરવાની હું આશા રાખું છું. ”

વીરસિંહે સંતુષ્ટ થઇને કહ્યું:–“ ધન્ય છે. જા, હવે તું જઈને આરામ લે. ”

આજ્ઞાનુસાર પિશાચપતિ ત્યાંથી ઉઠીને પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. બીજા માણસોને પણ તેમના માટે મુકરર કરવામાં આવેલી જગ્યાએ વિદાય કરી દેવામાં આવ્યા. પછી એ સ્થળે જ્યારે માત્ર વીરસિંહ અને જ્યોતિસિંહ રહ્યા ત્યારે તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ.

વીરસિંહઃ–આ નવું રહસ્ય શું છે એ સમજી શકાતું નથી ! પિશાચપતિનાં વચનોમાં પણ અવિશ્વાસનો અંશ હોય એમ લાગતું નથી.

જ્યોતિસિંહઃ–તપાસ ઉપરથી એમ માલૂમ પડ્યું છે કે, બલભદ્રસિંહજી આ ઇમારતની બ્હાર ગયા નથી; છતાં હવે એ વાત ઉપર પણ વિશ્વાસ બેસતો નથી. પિશાચપતિ એક અઠવાડીઆમાં શું કરે છે તે જ આપણે જોવાનું છે !

---

## પ્રકરણ ૧૮ મું.

### અભાગિની ઇન્દિરાની અદ્ભુત આત્મકથા (ચાલૂ.)

રાજકુમાર આનન્દસિંહની આજ્ઞાનુસાર અભાગિની ઇન્દિરાએ પુનઃ પોતાની આત્મકથા કહેવા માંડી:–

“પુષ્પાવતીએ મ્હને આશ્વાસન આપી ઘણી સમજાવી તથા મ્હને મદદ કરવાની તેમણે પ્રતિજ્ઞા કરી. તે સાથે એ દિવસથી જ મ્હારું

નામ બદલી નાખવાની તેમણે મ્હને સૂચના કરી. તેમણે કહ્યું, 'હું તને ત્હારે ઘેર લઇ જાઉં છું; પરંતુ જો કોઇ તને ત્હારું નામ પૂછે તો ખરું નામ નહિ કહેતાં 'સરલા' નામ કહેજે. વળી આજે ત્હેં મ્હને જેવી રીતે ત્હારી સઘળી હકીકત નિષ્કપટ ભાવથી કહી સંભળાવી છે તેવી રીતે બીજા કોઇને કદાપિ કહી સંભળાવીશ નહિ.' મ્હેં પુષ્પાવતીનું કહેવું કબૂલ કર્યું અને તેઓ મ્હને કનકગઢ લઇ ગયાં. ત્યાં ગયા પછી પુષ્પાવતીનાં માન પ્રતિષ્ઠાનો મ્હને પરિચય થયો ત્યારે હું મ્હારા મનમાં ઘણી રાજી થઇ તથા મ્હને એમ લાગ્યું કે, એ સ્થળે હું કોઇ પણ પ્રકારના ભય સિવાય રહી શકું તેમ છું તેમ જ પુષ્પાવતીની સહાયતાથી મ્હારા શત્રુઓ પાસેથી બદલો લઇ શકું તેમ છું.

"પુષ્પાવતીએ મ્હને પોતાને ત્યાં જ રાખી તથા મ્હારી હકીકત તેમણે પોતાની જીવજાન સખી કિશોરી સિવાય બીજા કોઇને કહી નહિ. પુષ્પાવતી સાક્ષાત દયામયી દેવી હતાં. તેઓ મ્હને પુત્રી સમાન માનતાં હતાં. ધીમે ધીમે તેમણે મ્હને બહુરૂપીની વિદ્યાનું પણ શિક્ષણ આપવા માંડ્યું; પરંતુ અફસોસ! વિશેષ દિવસ સુધી તેમના સહવાસમાં રહેવાનું સૌભાગ્ય મ્હારા નસીબમાં નિર્માણ થયેલું નહોતું. (ઇન્દ્રજીતસિંહ તરફ ઇશારો કરીને) થોડા દિવસ વીતિ ગયા પછી આપને ગયાની રાણી માધવીએ કેદ કરી લીધા. પુષ્પાવતી અને કિશોરી આપની તપાસ કરવા નીકળી પડયાં તથા મ્હારે પણ તેમની સાથે જવું પડ્યું. એ પ્રસંગે જ હું પુષ્પાવતીના સહવાસસુખથી વંચિતા થઇ."

આ સમયે આનન્દસિંહે પૂછ્યું:–"વડિલ બંધુને માધવીએ જ કેદ કર્યા હતા એમ તું કેવી રીતે જાણી શકી હતી ?"

ઇન્દિરા કહેવા લાગી:–"માધવીના બે માણસોને પુષ્પાવતી તથા કિશોરીએ પોતાના કાબૂમાં કરી લીધા હતા. પ્રથમ છુપાઇ રહીને

એ માણસોની વાતચિત સાંભળવામાં આવી હતી તે ઉપરથી તેઓ માધવીના જ નોકરો છે એવી ખાત્રી થઇ હતી. યુવરાજશ્રીને કેદ કરવામાં એ બન્ને માણસોનો પણ હાથ હતો; પરંતુ એ વાત સમજી શકાઇ નહિ કે, જે માધવીના એ નોકરો છે તે માધવી કોણ છે તથા યુવરાજ મહોદયને લઇ જઇને તેણે કયા સ્થળે રાખ્યા છે. છેવટે પુષ્પાવતીએ ચાલાકી વાપરીને એ બન્ને માણસોને પોતાના કાબૂમાં કરી લીધા તથા તેમણે તેમને યુવરાજશ્રીની હકીકત પૂછી. એ બન્ને માણસો ઘણા જીદ્દી અથવા દુરાગ્રહી હતા. પુષ્પાવતીએ પેલી ગુફામાં અપાર દુઃખ દઈને તેમને મારી નાખ્યા છતાં એ કમબખ્તોએ યુવરાજશ્રીનો ખરો પત્તો આપ્યો નહિ. એ પ્રકાર મ્હેં મ્હારી નજરે જોયો હતો. એ વખતે પુષ્પાવતીનો એક નોકર પણ હબસીના રૂપમાં ત્યાં કામ કરી રહ્યા હતો એ આપ જાણતા હશો.”

આનન્દઃ—એ માધવીનો જ માણસ હતો કે?

ઇન્દિરાઃ—હા જી. વળી એની વાતોનો આપે જૂદો જ અર્થ કર્યો હતો.

આનન્દઃ—વારું, પુષ્પાવતીએ બે માણસો પકડેલા હતા તેથી બીજાની શી દશા થઈ?

ઇન્દિરાઃ—બીજો માણસ પણ તે જ દિવસે થોડા વખત પહેલાં માર્યો ગયો હતો.

આનન્દઃ—જે મૃતપ્રાયઃ માણસના ત્રુટક શબ્દો સાંભળી અમે ફસાઇ પડયા હતા તે જ એ હોવો જોઇએ. ઠીક, ત્યાર પછી શું થયું? તમારો સહવાસ કેવી રીતે તૂટયો?

ઇન્દિરાઃ—પુષ્પાવતી અને કિશોરીએ એ સ્થળેથી વિદાય થતી વખતે બહુરૂપીનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં સાધનો તથા ખાનપાનની

સામગ્રી ત્યાં રાખી મ્હને એમ કહ્યું કે, 'અમારામાંથી ગમે તે એક જણ ત્હારી પાસે ન આવે ત્યાં સુધી તું આ સ્થળે જ રહેજે.' એ સ્થાને ઘણા દિવસ સુધી મ્હેં અધીરતાથી તેમની રાહ જોઈ. છેવટે મ્હારો જીવ ઘણો અકળાવા લાગ્યો અને હું જરૂરી વસ્તુઓ સાથે લઇ એ ગુફામાંથી બ્હાર નીકળી પડી; કેમ કે પુષ્પાવતીની કૃપાથી મ્હેં પણ બહુરૂપીની વિદ્યાનું શિક્ષણ મેળવેલું હોવાથી મ્હારા મનમાંથી શત્રુઓ સંબંધીનો ઘણોખરો ભય દૂર થયો હતો. જ્યારે હું એ પહાડ ઉતરી તથા જંગલ વટાવીને મયદાનમાં જઇ પહોંચી ત્યારે પછી આગળ ક્યાં જવું તેનો હું મ્હારા મન સાથે વિચાર કરવા લાગી. હજી સુધી માતાજીની ચિંતા મ્હારા મનમાંથી દૂર થઇ નહોતી. તેઓ ક્યાં કેવી સ્થિતિમાં હશે એ વિષયનો વિચાર કરતાં મ્હારું હૃદય ભરાઈ આવતું હતું. ક્યાં જવાથી માતાજીનો પત્તો લાગશે એ વિષયની ચિંતા હું કર્યા કરતી હતી એવામાં એક એવી વસ્તુ ઉપર મ્હારી નજર પડી કે હું ચમકી ઉઠી તથા ગભરાઇ જઇને એ વસ્તુ તરફ જોવા લાગી......

ઇન્દિરા વિશેષ કાંઇ કહેવા જતી હતી એવામાં એ સ્થળની જમીન નીચે ઘણો ખડખડાટ થતો સંભળાયો. એ અવાજ સાંભળવામાં આવતાં સર્વ ચમકી ઉઠયાં. ઇન્દિરા અત્યંત ભયભીત બની જઇને રાણા ગોપાલસિંહના મ્હોં તરફ દીનતાયુક્ત દૃષ્ટિથી જોઈ રહી. પ્રભાતકાળ થવા આવ્યો હતો તથા ઉષાની મનોહારિણી જ્યોતિનો ધીમે ધીમે વસુંધરાપર વિસ્તાર થતો હતો.

રાણા ગોપાલસિંહે ઇન્દ્રજીત અને આનન્દસિંહ તરફ જોઇને કહ્યું:–"તમે બન્ને ભાઇ હવે વિશેષ સમય સુધી અત્રે રોકાઓ એ ઉચિત નથી. નીચેથી આ જે અવાજ સાંભળવામાં આવે છે તે

તિલિસ્મી કળો તથા યંત્રોનો જ હોય એમ લાગે છે. એક રીતે જોવા જતાં તિલિસ્મી તોડવાના કાર્યમાં તમે હસ્તક્ષેપ કર્યો છે, એટલે એ કાર્ય આગળ ચલાવવામાં વિલંબ કરવો જોઇએ નહિ."

આનન્દઃ-બેશક એમ જ છે. આપ પણ સત્વર અહીંથી ચાલ્યા જાઓ. ઇન્દિરાનું શું થશે એ જ માત્ર વિચારવાનું છે.

ગોપાલઃ-હમણાં તો ઇન્દિરાને હું મ્હારી સાથે લઇ જાઉં છું; પછી જે થશે તે જોઇ લેવાશે.

આનન્દઃ-ઇન્દિરાની સંપૂર્ણ આત્મકથા આજે સાંભળી શકાઇ નથી એ અફસોસની વાત છે; પરંતુ અત્યારે આપણે છૂટાં પડવું જ જોઇએ.

ગોપાલઃ-હમણાં તો ઇન્દિરાને હું મારી સાથે લઇ જાઉંશું; પછી જે થશે તે જોઇ લેવાશે. તમે ચિંતા રાખ્યા સિવાય તિલિસ્મીનું કામ પૂર્ણ કરી ઇન્દિરાની માતાનો છુટકારો કરો, પછી બાકી રહેલી હકીકત તમે બેલાશક સાંભળજો. વળી મ્હેં તમને તિલિસ્મી પુસ્તક આપવાની વાત કરી હતી; પરંતુ એ પુસ્તક ગૂમ થઇ ગયેલું હોવાથી આપી શક્યો નહોતો. ( પુસ્તક બતાવીને ) ઇન્દિરાના હાથે આ પુસ્તક પુનઃ મ્હને મળી આવ્યું છે. તથા તે હું તમને વાંચવા આપી શકું તેમ છું. જો તમારે આ પુસ્તકને તમારી સાથે લઈ જવું હોય તો લઇ જાઓ.

ઇન્દ્રજીતઃ-સમયની લાચારી આ સમયે અમને આપનાથી જૂદા કરે છે તથા હવે ફરીથી આપની સાથે અમારી મુલાકાત ક્યારે થશે તેમજ આ પુસ્તક અમે લઇ જઇએ તો પાછું આપને ક્યારે આપી શકીએ એ અચોક્કસ છે. તદુપરાંત અમારી પાસે જે તિલિસ્મી પુ-

વાંચનથી અને વાજાના અવાજ પરથી મ્હારો એવો

વિશ્વાસ છે કે, આપનું પુસ્તક વાંચ્યા સિવાય પણ અમે આ તિલિસ્મી તોડી શકીશું. હમણાં આપનું ઉપયોગી પુસ્તક અમે લઈ જઇએ એ સમયાનુકૂળ લાગતું નથી.

અંતે ગોપાલસિંહે એ પુસ્તક પોતાની પાસે જ રાખ્યું તથા બન્ને રાજકુમારોને શુભ આશીર્વાદ આપી તેમજ તેમને કેટલીક હકીકત સમજાવીને તેણે તિલિસ્મીમાં વિદાય કર્યા. ત્યાર પછી ઇન્દિરાને સાથે લઇ તે પોતાના મહાલય તરફ વિદાય થયો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### તિલિસ્મીમાં સૂર્યમુખી ચબુતરો.

જે માર્ગે થઇને રાણા ગોપાલસિંહની સાથે બન્ને રાજકુમાર બાગમાં આવ્યા હતા તે જ માર્ગેથી તેઓ વાજાંવાળા ઓરડાની આગળના ઓરડામાં ગયા. એમાં સ્થંભ સાથે એક માણસ લટકતો હતો. પહેલાં એક વખત આ ઓરડો આપણે જોઇ ચુકયા છીએ. સ્થંભ સાથે લટકતા માણસની પાસે ઇન્દિરાના સ્વરૂપની એક પુતળી ઉભી રહી હતી. હમણાં એ પુતળી ઝડપથી નૃત્ય કરતી હતી. તિલિસ્મી ખંજરના એક જ ઘાથી ઇન્દ્રજીતે એ પુતળીને કમરમાંથી અડધી કાપી નાખી એથી તેનું નૃત્ય બંધ થઈ ગયું અને તે સાથે બાગમાં તેમજ ઓરડામાં સંભળાતો અવાજ બંધ થઇ ગયો. ત્યાર પછી બન્ને ભાઇઓએ પુતળીના બાકી રહેલા અડધા ભાગને બળપૂર્વક જમીનમાંથી બહાર ખેંચી કાઢયો તો તેના

જમણા પગના તળીઆમાં એક સાંકળ જડી લીધેલી જોવામાં આવી. એ સાંકળ ખેંચતાં જમણી તરફની ભીંતમાંનું એક નવીન દ્વાર ઉઘડી ગયું. તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને બન્ને કુમારો એ નવા ઉઘડેલા દ્વારમાં ગયા. થોડે ગયા પછી એક બીજું ન્હાનું દ્વાર ઓળંગીને તેઓ એક ન્હાની ઓરડીમાં જઇ પહોંચ્યા. એ ઓરડીમાંથી ઉપર જવા માટે પગથીઆં હોવાથી એ પગથીઆં ચઢી બન્ને કુમાર એક લગભગ પચાસેક હાથ લાંબા અને ચાળીસેક હાથ પહોળા ઓરડામાં એક મનોહર કિન્તુ કૃત્રિમ બાગ બનાવવામાં આવ્યો હતો. પુષ્પ-લતાઓ બનાવટી હોવા છતાં તેનાં પુષ્પોની સુંગંધિ એ ઓરડામાં જઈ પહોંચ્યા. એ ઓરડામાં ફેલાઈ રહેલી હતી. ઓરડાની છત કાચની બનેલી હોવાથી સૂર્યના પ્રકાશનો એ સ્થાને સંચાર થઇ શકતો હતો. છતના કાચ સીધા તથા ચપટા નહિ પરંતુ ગોળ ઘુમ્મટની માફક બેસાડેલા હતા એ ન્હાના કૃત્રિમ બાગમાં ન્હાના નયનમનોહર કયારાઓ કરવામાં આવ્યા હતા તથા તેની આસપાસની જમીનમાં પત્થરની રંગબેરંગી લાદીઓ જડી દીધેલી હતી. ઓરડાના મધ્ય ભાગમાં એક ગોળ ચબુ-તરો હતો તથા તેના ઉપર એક પુતળી ઉભી રહી હતી. એ પુતળીના જમણા હાથમાં એક તલ્વાર અને ડાબા હાથમાં એક કુંચી હતી. તિલિસ્મી ખંજરના પ્રકાશને બંધ કરીને ઇન્દ્રજીતે આનન્દસિંહને ઉદ્દેશીને કહ્યું:–"આ પુતળી પીત્તળ અગર લોખંડની બનેલી હોવી જોઈએ! એના હાથમાં જે લાંબી કુંચી છે તેની જ આપણને જરૂર છે! તિલિસ્મી વાજાદ્વારા આપણે એમ સાંભળ્યું છે કે, "કોઈ હરતી ફરતી પાસેથી કુંચી મેળવજો; પરંતુ આ પુતળી તો હરતી ફરતી નથી!"

"આપણે નજીક જઇને એ કુંચી તો જોઇએ." આનન્દસિંહે

કહ્યું. પછી બન્ને ભાઇએ ચબુતરા તરફ જવા લાગ્યા. તેઓ ચબુતતરાથી ત્રણેક હાથના અંતરે હતા એવામાં એક ધડાકો થવા સાથે જ ત્યાંની જમીન કંપી ઉઠી તથા એ ચબુતરો પુતળીસહ ઘણી ઝડપથી ગોળાકારમાં ફરવા લાગ્યો. પુતળી ફરવા લાગી એટલે તેના જે હાથમાં કુંચી હતી એ હાથ તત્કાળ ઉંચો થઇ ગયો તથા તલ્વારવાળો હાથ લાંબો થઇ ગયો. એ પ્રકારનું દર્શન કરી આનન્દસિંહ બોલી ઉઠયોઃ- "કેમ ભાઈ! આ અદ્દ્ભુત પુતળી હરતી ફરતી થઈ કે નહિ? હવે એના હાથમાંથી કુંચી મેળવવી જોઇએ; પરંતુ તે લેવા જતાં તેના જમણા હાથની તલ્વારથી કપાઇ જવાનો ભય રહે છે."

"આપણે પાછલી બાજૂએ જઇએ તો તે ફરતી બંધ થાય છે કે નહિ એ જોવું જોઇએ." આમ કહી ઇન્દ્રજીત પાછળ ખસ્યો. આનન્દસિંહે પણ વડિલ બંધુનું અનુસરણ કર્યું. તત્કાળ ચબુતરો ફરતો બંધ થઈ ગયો. આનન્દસિંહે કહ્યુંઃ-"બરાબર, હવે સમજાયું. ચબુતરાને ફરતી બે હાથ જેટલા ભાગમાં જે લાદીઓ જડી લીધેલી છે તેના પર પગ પડે છે તો જ ચબુતરો ફરવા માંડે છે. પુતળીના હાથમાંથી તલ્વાર તેમજ કુંચી હવે આપણે સહેલાઇથી મેળવી શકીશું." આમ કહી લાદીઓપર પગ મૂકયા સિવાય જ કુદકો મારીને તે ચબુતરા ઉપર ચઢી ગયો અને પુતળીના હાથમાંની તલ્વાર તથા કુંચી લઈ તે પાછો નીચે કૂદી પડયો. એ કુંચી જોઇ ઇન્દ્રજીતે કહ્યુંઃ-"આ કુંચીનો આકાર પણ વિચિત્ર છે. એના ઉપર કેટલાક અક્ષરો કોતરેલા દેખાય છે; પરંતુ પુષ્કળ પ્રકાશ સિવાય એ વાંચી શકાશે નહિ."

તત્કાળ આનંદસિંહે તિલિસ્મી ખંજરનો પ્રકાશ કર્યો એટલે યુવરાજ ઇન્દ્રજીતે કુંચીપરનું લખાણ તેને વાંચી સંભળાવ્યું. ત્યાર પછી બન્ને ભાઇઓ કૂદકા મારી ચબુતરા પર ચઢી ગયા. સૂક્ષ્મ દૃષ્ટિથી

તપાસ કરતાં ચબુતરાપરની પુતળીના ડાબા પગમાં એક છિદ્ર જણાયું. એ છિદ્રમાં પુતળીના હાથવાળી પેલી તલ્વાર જઇ શકે તેમ હતી. ઇન્દ્રજીતની આજ્ઞા થવાથી આનન્દસિંહે પુતળીવાળી તલ્વાર એ છિદ્રમાં ખોસી દીધી. તલ્વારની માત્ર મૂઠ બ્હાર રહી. પછીથી બન્ને ભાઇએ પુતળીને મજબૂત રીતે પકડી રાખી. અલ્પ કાળમાં જ ચબુતરાના નીચેના ભાગમાંથી એક અવાજ સંભળાયો, તથા ચબુતરો પ્રથમની માફક પુતળીસહ ગોળાકારમાં ફરવા લાગ્યો. ચબુતરો ઝડપથી ફરતો હોવાથી બન્ને કુમારોની આંખોએ ચક્કર આવવા લાગ્યાં અને થોડા સમયમાં જ તેઓ બેશુદ્ધ બની ગયા. તેઓ જ્યારે શુદ્ધિમાં આવ્યા ત્યારે તેમની આસપાસ પુષ્કળ અંધકાર ફેલાઈ રહેલો હતો. ઇન્દ્રજીતસિંહે તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને જોયું તો તેણે પોતાના ભાઇ આનન્દસિંહને પોતાની પાસે બેઠેલો જોયો. પેલી પુતળીના કડકા ચબુતરાપર અને કેટલાક જમીનપર પડેલા હતા. હજી સુધી બન્ને કુમાર ચબુતરા ઉપર જ હતા. ચબુતરો નીચે ઉતરેલો હોવા છતાં ઉપર દૃષ્ટિ ફેરવતાં છતમાં તેટલો ખુલ્લો ભાગ કે છિદ્ર જેવું પણ કાંઇ જણાતું નહોતું. હમણાં બન્ને કુમાર જે ઓરડામાં હતા એ ઓરડો કાંઇ બહુ મ્હોટો નહોતો. એમાં ચોતરફ ભિન્ન ભિન્ન પ્રકારનાં યંત્રો જોવામાં આવતાં હતાં. એ યંત્રો સાથે જોડેલા લોખંડના તાર તેમજ જાડી પાતળી સાંકળો આખા ઓરડામાં જાળીના જેવી જણાતી હતી. આસપાસની દિવાલમાં તેમ જ ઉપરની છત અને જમીનમાં પણ કેટલીક સાંકળો બેસાડેલી જોવામાં આવતી હતી. એક બાજૂએ એક દ્વાર દેખાતું હતું. બન્ને રાજકુમારોને હવે એ દ્વારમાં જવાની જરૂર હતી. તેઓ બન્ને તારો તેમજ સાંકળોને બિલ્કુલ સ્પર્શ કર્યા સિવાય એ દ્વારમાં ગયા. આ સમયે તેઓ એક સુરંગમાં ઉપસ્થિત થયા હતા.

એ સુરંગમાં થોડો માર્ગ કાપ્યા પછી તેઓ એક એવા સ્થળે જઈ ચઢયા કે, જ્યાંથી ઉપર દૃષ્ટિ ફેરવતાં આસમાની આકાશ જોવામાં આવતું હતું. તપાસ કરતાં એ સ્થાન એક કૂવા જેવું માલૂમ પડ્યું. ત્યાંની જમીન ઘણી નરમ તથા રૂના જેવી સુકોમળ હતી. મધ્ય ભાગમાં લોખંડનો એક પાતળો સ્થંભ હતો. તેની નીચે સાંકળ સાથે ત્રણેક માણસ બેસી શકે એવું એક પારણું જડેલું હતું. પારણાથી ત્રણેક હાથની ઉંચાઈપર એ સ્થંભમાં એક ચક્કર બેસાડેલું હતું તથા તેની સાથે એક તામ્રપત્ર બાંધેલું હતું. એ તામ્રપત્રમાં નિમ્નલિખિત હકીકતના શબ્દો કોતરેલા હતાઃ—

"આ સ્થળેથી બ્હાર જવાની ઇચ્છા રાખનારે પારણામાં બેસી સ્થંભમાંના ચક્કરને સીધી બાજૂએ ફેરવવું જેથી પારણા સાથે સ્થંભ ઉંચે ચઢશે. ચક્કરના આંટા ઉંધા ફેરવવાથી ઉંચેથી નીચે ઉતરી શકાશે. આ સિવાય બ્હાર જવાનો બીજો કોઇ માર્ગ નથી."

ઇન્દ્રજીતે આ હકીકત મ્હોટેથી વાંચી, તથા બન્ને ભાઈ એક-બીજાની સાથે મસલત કરી પારણામાં બેઠા. પછી ઇન્દ્રજીતે પેલા ચક્કરના આંટા સીધા ફેરવવા માંડયા જેથી પારણું સ્થંભ સાથે ઉંચે જવા લાગ્યું છેવટે બન્ને ભાઇ કૂવાની બ્હાર જઇ ચઢયા એટલે ચોતરફ આવેલી ઈમારતો જોઈને તેઓ ચમકી ઉઠયા. આનન્દસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યુંઃ—"આ તો તિલિસ્મીના ચોથા ભાગનો જ બાગ છે. આ બાગમાં તો આપણે પહેલાં થોડા દિવસ રહેલા પણ છીએ!"

ઇન્દ્રજીતઃ—એમ જ છે. આ સ્થંભ આપણને પેલા તિલિસ્મી મકાનમાં પહોંચાડશે.

તિલિસ્મીના ચોથા ભાગના આગથી વાંચકબંધુઓ કાંઇ અજાણ્યા નથી. તેમને યાદ હશે કે ત્યાં પૂર્વ દિશા તરફની ઇમારતની ચોતરફ પીત્તળની દિવાલ હોવાથી કેવળ તેનો ઉપરનો ભાગ જ બહારથી જોવામાં આવતો હતો. અંદર શું આવ્યું હતું તે જોઇ શકાતું નહોતું. તેની અગાશીમાંથી લોખંડનો એક પાતળો સ્થંભ અર્દ્ધ ગોળાકારમાં વળીને જે કૂવામાંથી બન્ને રાજકુમાર ઉપર આવ્યા હતા એ કૂવામાં ઉતરેલો હતો તથા એ સ્થંભ સાથે જ પારણું સંબંધ ધરાવતું હતું. સ્થંભમાંનું ચક્કર ફેરવી ફેરવીને બન્ને રાજકુમાર પેલી ઇમારતની અગાશી સુધી જઇ પહોંચ્યા. હવે પારણામાંથી નીચે ઉતરી પડી એ અગાશીમાં આવેલી એક સીડી ઉતરી તેઓ નીચેના મજલે એક ઓરડામાં ગયા. એ ઓરડાની ચોતરફની દિવાલ, જમીન અને ઉપરની છતમાં ઘણી સફાઇથી આરસાઓ જડી લીધેલા હતા જેથી તેમાં દાખલ થનાર માણસ પોતાનાં જ અસંખ્ય પ્રતિબિંબ જોઇ શકતું હતું. આ સિવાય એ ઓરડામાં આશ્ચર્ય ઉપજાવે એવું બીજું કાંઇ નહોતું. ત્યાંથી બીજી તરફ જવાનો એકે માર્ગ પણ જણાતો નહોતો.

એ ઓરડામાં ચોતરફ દૃષ્ટિ ફેરવ્યા પછી ઇન્દ્રજીતે આનન્દસિંહ તરફ જોઇને કહ્યું:–"તિલિસ્મી બાંધનારે શા હેતુથી આ આયનાઓ જડયા છે એ સમજી શકાતું નથી. આવો ખોટો ખરચ એણે શા માટે કર્યો હશે ?"

આનન્દસિંહ:–વડિલ બંધુ! તિલિસ્મી બાંધનારની બુદ્ધિ કાંઇ જેવી તેવી નહિ હોય. તેણે અમુક વિશિષ્ટ હેતુથી જ આ આયનાઓ જડયા હશે. વળી આ ઓરડા સિવાય અત્રે બીજું કાંઇ નવાઈ જેવું જોવામાં આવતું નથી. જે સ્થંભસહ આપણે આ સ્થળે આવ્યા

છીએ એ સ્થંભ સાથે આ ઇમારતનો જે સંબંધ રાખવામાં આવ્યો છે તે હેતુ શૂન્ય નહિ હોય એવી મ્હારી નમ્ર માન્યતા છે. ( ચમકીને ) અરે ! જુઓ તો ખરા કે, આ અવાજ ક્યાંથી સંભળાય છે ?......

આનન્દસિંહ વિસ્મયની વિશેષતાથી વધારે બોલી શક્યો નહિ. તે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી ઇન્દ્રજીતના મ્હોં તરફ જોઈ રહ્યો. આ સમયે બન્ને રાજકુમારો કેટલાક માણસોની વચ્ચે ચાલતી વાતચિત સાંભળવા લાગ્યા.

" ત્યારે બન્ને રાજકુમારો કૂવામાંથી બ્હાર નીકળી અત્રે આવશે કે ?" એક માણસે પૂછ્યું.

" હા, કૂવામાંના સ્થંભ સાથે બાંધેલા પારણામાં બેસીને તેઓ અત્રે આવી પહોંચશે." બીજા માણસે ઉત્તર આપ્યો.

" ત્યારે તો આ સ્થળનો આપણને ત્યાગ કરવો પડશે !" પહેલા માણસે કહ્યું.

" ના ના, એ વિશે ચિંતા રાખવાની જરૂર નથી. જેના આધાર-પર આપણે અત્રે બેઠેલા છીએ એ શું બન્ને રાજકુમાર કરતાં કમજોર છે ? આપણે જ બને રાજકુમારોને અત્રે ફસાવીશું." બીજા માણસે કહ્યું.

" ખરું છે, પ્રથમ તો આપણે જ તેમની બન્નેની ખબર લઇશું, અને એટલા માટે પેલા ભયંકર અજગરવાળા ઓરડાનું દ્વાર આપણે ઉઘાડી નાખવું જોઇએ. એ દ્વાર ખુલ્લું જોવામાં આવતાં તેઓ એમાં પ્રવેશ કરશે એટલે એ ભયંકર અજગર ક્ષણમાત્રમાં જ તેમને ગળી જશે ! બીજાં સઘળાં દ્વાર બંધ કરી રાખીશું એટલે તેઓ એ ભયંકર સ્થળે જ જશે." પહેલા માણસે કહ્યું.

" તે સાથે પેલી બન્ને બાળિકાઓના હાથપગ મજબૂત બાંધી

દઇને આપણે એ ઓરડામાં પહોંચાડી દઇએ. બન્ને કુમારોનો તેમના ઉપર પુષ્કળ પ્રેમ હોવાથી એ બાળિકાઓને અજગર જ્યારે ગળવા માંડશે ત્યારે તેમનો આર્ત્તનાદ સાંભળી કુમારો પણ એ સ્થળે જશે અને તેઓ પણ એ ભયંકર અજગરના ભોગ થઈ પડશે." બીજાએ સૂચવ્યું.

"બરાબર છે, એમ જ કરવું જોઇએ. ચાલો, આપણે એ બન્ને બાળિકાઓને બાંધી એ ભયંકર અજગરવાળા ઓરડામાં લઇ જઇએ. જો આપણે આપણી એ યુક્તિમાં નાસિપાસ થઇશું તો બીજી કોઇ નવીન યુક્તિ અજમાવીશું; પરંતુ રાજકુમારોને આપણા પંઝામાંથી હવે છટકી જવા દઇશું નહિ." પહેલા માણસે કહ્યું.

બન્ને માણસોની વાતચિત આટલેથી બંધ થઇ. પછીથી બન્ને રાજકુરોએ પોતાની સ્હામેના આયનામાં પોતાના પ્રેમપાત્ર બહુરૂપીઓ તેજસિંહ અને તારાસિંહની મૂર્ત્તિઓ જોઈ. તેઓ એક તરફથી આવી બીજી તરફ ચાલ્યા જતા જોવામાં આવ્યા. ત્યાર પછી પદ્માવતી અને અલકકિશોરી રાજકુમારોની નજરે પડી. પ્રથમ તો તેઓ તેમને ઓળખી શક્યા નહિ; પરંતુ ધ્યાનથી જોતાં તેઓ પદ્માવતી અને અલકકિશોરી જ છે એવી તેમની ખાત્રી થઇ. તેમની બન્નેની કમરને લોખંડની સાંકળથી બાંધી લેવામાં આવી હતી તથા એક બળવાન્ માણસ તેમના હાથ પકડીને તેમની પાછળ જતો હતો. ચાલતાં ચાલતાં એ બન્ને જણીઓ વચ્ચે જ્યારે રોકાઇ ત્યારે પાછળ ચાલતા માણસે તેમને એક ધક્કો માર્યો જેથી તેઓ લાચારીથી પાછી આગળ ચાલવા લાગી અને અલ્પકાળમાં જ અદૃશ્ય થઈ ગઈ.

તેજસિંહ અને તારાસિંહ આ સ્થળે કેવી રીતે આવી પહોંચ્યા? પદ્માવતી અને અલકકિશોરીને કેદ કરી કોણ અત્રે લઇ આવ્યું? ઓરડામાં જડી લીધેલા આયનાઓમાં એ સર્વેની મૂર્ત્તિઓ કેવી રીતે

જોવામાં આવી તથા એ ઓરડો ચોતરફથી બંધ હોવા છતાં વાતચિતનો અવાજ કયાંથી સાંભળવામાં આવ્યો એવા અનેક પ્રશ્નો બન્ને રાજકુમારોના અંતરમાં ઉપજીને તેમના મનને વિચળિત બનાવવા લાગ્યા. આનન્દસિંહે કહ્યું:–"વડિલ બંધુ! આ ઘણો અદ્દભુત ચમત્કાર લાગે છે! આપણા સાંભળવામાં એમ આવ્યું છે કે, અજગર આપણને ગળી જશે; પરંતુ આપણે પોતે જ એ અજગરના મ્હોંમાં જવાને તૈયાર છીએ; કારણકે તિલિસ્મી વાજાની એવી આજ્ઞા છે. હવે કહો જોઇએ કે તિલિસ્મી વાજાની વાત જૂઠી છે કે આ લોકો આપણને છેતરવા માગે છે?"

ઇન્દ્રજીતઃ–હું પણ એજ વિષયનો વિચાર કર્યા કરું છું. તિલિસ્મી વાજાની આજ્ઞાને જૂઠી સમજાવી એ બુદ્ધિશાળીનું કામ નથી; કેમ કે એ વાજાના અવાજપરથી આપણે તિલિસ્મો તોડવાને તૈયાર થયા છીએ; છતાં એ અવાજ કેવો હતો તે સર્વાંશે જાણ્યા સિવાય આપણે અજગરના મ્હોંમાં જવું જોઇએ નહિ. અત્રે આયનાઓમાં જે માણસોની મૂર્ત્તિઓ જોવામાં આવી છે તથા જે માણસોની વાતચિતનો અવાજ સાંભળવામાં આવ્યો છે તેઓ ખરી રીતે કોઈ છે કે કેવળ તિલિસ્મીનો ચમત્કાર છે? જે આયનાઓની પાછળ કલાઈ કરેલી હોય તેની પાછળનો દેખાવ અંદરના ભાગમાં જોવામાં આવે એ સર્વથા અશક્ય લાગે છે. પારદર્શક કાચ સિવાય આવો દેખાવ જોવામાં આવે નહિ.

આનન્દઃ–આ પણ એક નવીન ચમત્કાર છે. જો આપણે કોઇને આ વાત કહીશું તો તે એમજ કહેશે કે, 'તમે છેતરાયા છો. જે માણસોને તમે આયનામાં જોયાં હતાં તેઓ તમારી પાછળથી ચાલ્યાં ગયાં હશે તથા એ પ્રકાર તમારા જોવામાં જ નહિ આવ્યો હોય!'

પરંતુ નહિ. વાસ્તવિક રીતે જો એમજ હોય તો આયનામાં આપણે એ માણસોને આપણી પાછળથી નીકળી જતાં જોઈ શકત. ખરી રીતે આ ચમત્કારનું કારણ બીજું જ હોઈ તે આપણા સમજવામાં આવતું નથી.

ઇન્દ્રજીતઃ—પણ હવે આપણે કરવું શું? અત્રેથી નીકળવાનો એકે માર્ગ પણ જોવામાં આવતો નથી. (હસ્ત સંકેતકરીને) કેવળ પેલું એક જ નિશાન છે કે જ્યાંથી આપોઆપ એક દ્વાર થશે; પરંતુ એ દ્વાર પેલા અજગરવાળા ઓરડાનું છે કે જેમાં જવા માટે જ આપણે અત્રે આવ્યા છીએ.

આનન્દઃ—ઠીક છે; પરંતુ તિલિસ્મી ખંજરથી આપણે આ આયનાઓમાંના કેટલાક તોડી ફોડી નાખીએ તો? જો આપ આજ્ઞા આપો તો હું વિના વિલંબે એક આયનો તોડી નાખું?

ઇન્દ્રજીતઃ—પરંતુ એનું પરિણામ કદાચ વિપરિત આવશે તો?

આનન્દઃ—હવે ભય રાખવાથી કાર્યોદ્ધાર અસંભવનીય થઇ પડશે.

ઇન્દ્રજીતઃ—ઠીક ત્યારે એક આયનો તોડી જો.

તત્કાળ આનન્દસિંહ હાથમાં તિલિસ્મી ખંજર લઈ એક આયના પાસે ગયો. એ સમયે જમણી તરફની દિવાલમાંના આયનામાં એક અવાજ થયો અને એક ન્હાનું દ્વાર ઉઘડયું. એ દ્વારમાં નહિ જતાં આનન્દસિંહે પોતાની સ્હામેના આયનામાં તિલિસ્મી ખંજરનો ઘા કર્યો. ઘા થતાંની સાથે જ એ આયનો ગંભીર અવાજ સાથે પાછલી તરફ ખસી ગયો અને તે સાથે જ લોહ જેવી રીતે ચુમ્બક તરફ આકર્ષાય તેવી રીતે આનન્દસિંહ તે તરફ ખેંચાયો. ત્યાર પછી એ આયનો પાછો પ્રથમની માફક યથાસ્થિત થઇ ગયો. ઉપરના આકર્ષણનો અનુભવ ઇન્દ્રજીતને પણ થયો હતો; પરંતુ તે દૂર

ઉભેલો હોવાથી આનન્દસિંહની માફક ખેંચાઇ ગયો નહિ.

આનન્દસિંહને આવી રીતે એકાએક ફસાઈ ગયેલો જોઈ ઇન્દ્રજીત અત્યંત દુઃખી થયો. તેનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. પોતાના ભાઇ ઉપર કેવું સંકટ આવી પડયું હશે તે જાણવાની ઇચ્છાથી તે પેલા આયના તરફ તિલિસ્મી ખંજર લઇને ગયો; પરંતુ જો પોતે પણ એ આયના ઉપર તિલિસ્મી ખંજરનો ઘા કરશે તો આનન્દસિંહની માફક ફસાઈ પડશે એવો વિચાર આવવાથી તેમ જ ત્યાં તેમનું બીજું કોઇ મદદગાર નહિ હોવાથી એવું સાહસ કરવું તેને વ્યાજબી લાગ્યું નહિ. તિલિસ્મી તોડીને તેણે પછીથી જ ભાઇને છોડાવવાનો વિચાર કર્યો; છતાં તિલિસ્મી તોડવામાં ઘણો વખત લાગે તેમ હોવાથી અને એ વખત દરમ્યાન આનન્દસિંહના જીવપર જોખમ આવવાની શંકા ઉપજવાથી તેનો એ વિચાર પણ ફરી ગયો. વાજામાંથી નીકળેલા શબ્દો અનુસાર હવે તેણે ભયંકર અજગરના મ્હોંમાં પ્રવેશ કરવાનું ઉચિત વિચાર્યું. અને તેથી આરસાનું જે દ્વાર આપોઆપ ઉઘડી ગયું હતું તેમાં તેણે પ્રવેશ કર્યો તથા તે એક ઓરડામાં ઉપસ્થિત થયો. એ ઓરડામાં એક ભયંકર અજગર સિવાય બીજું કાંઇ નહોતું. એ અજગરનું મુખ ઉઘાડું હોઈ તેમાં એક માણસ સહેલાઈથી પ્રવેશ કરી શકે તેમ હતું. એક સુવર્ણના ચબુતરાપર ગોળ કુંડાળું વાળીને એ અજગર બેઠેલો હતો. એ અજગર જીવતો નહિ હોવા છતાં તેનો દેખાવ એટલો બધો ભયંકર હતો કે, તેની નિકટ જવાનું સાહસ કોઇ કરી શકે નહિ.

યુવરાજ ઇન્દ્રજીત નિર્ભયતાથી એ અજગરના મુખમાં પ્રવેશ કરી દશેક હાથ નીચે ઉતરી ગયો. એ સમય દરમ્યાન ગરમી લાગવાથી અને શ્વાસ રૂંધાવાથી તે ઘણો આકુળ વ્યાકુળ બની ગયો.

આવી સ્થિતિમાં બારેક પગથીઆં ઉતરી એક સુરંગમાં થોડો માર્ગ કાપ્યા પછી તે ખુલ્લા સ્થળે જઇ ચઢયો. એ સ્થળ ત્રણ મજલાનું આરસ પત્થરનું એક ભવ્ય મકાન હતું. એ મકાનના છાપરાનો ભાગ ખુલ્લો હોવાથી નીચે ચૉકમાં ઉભા રહીને પણ આસમાની આકાશનું દર્શન કરી શકાતું હતું. નીચેના ખંડમાં જ્યાં ઇન્દ્રજીત ઉભો રહ્યો હતો તેની ચોતરફ ચાર ઓરડાઓ હતા. એ ઓરડાઓ અમૂલ્ય રત્નજડિત સોનાનાં વાસણો અને ભિન્ન ભિન્ન પ્રકારોનાં હથિયારોથી પરિપૂર્ણ હતા. આ અપાર ખજાનો અને અમૂલ્ય વસ્તુઓનું દર્શન કરતો કરતો કુમાર ઇન્દ્રજીત જમણી તરફના ઓરડામાં ગયો. ત્યાં એક તરફની દિવાલમાં એક ન્હાનું દ્વાર હતું. તેમાં નમીને જોતાં ઉપર ચઢવાનાં પગથીઆં જોઇ ઇન્દ્રજીત તેના ઉપરથી ચઢી ગયો તો ત્યાં પણ ચાર બાજૂએ ચાર ઓરડાઓ આવેલા હતા. પૂર્વ તરફના ઓરડામાં કેટલોક યાંત્રિક સામાન ગોઠવેલો હતો. ઉત્તર તરફના ઓરડામાં એક ચબુતરાપર તિલિસ્મી વાજા જેવી જ એક લોખંડની પેટી પડેલી હતી. દક્ષિણ તરફના ઓરડામાં કેટલીક પુતળીઓ ઉભી હતી. તેમના પગોમાં ન્હાનાં ચક્રો બેસાડેલાં હતાં, તથા જમીનમાં લોખંડના ગોળ સળીઆ બેસાડેલા હતા, તેમજ તે ઉપર પુતળીઓમાંના પગમાંનાં ચક્રર તેઓ તેટલા ભાગમાં જ ફરી શકે એવી રીતે ગોઠવેલાં હતાં. પશ્ચિમ તરફના ઓરડાની એક બાજૂની દિવાલ આરસાની હતી. તે સિવાય ત્યાં બીજું કાંઇ નવાઇ જેવું નહોતું. એ પુતળાંઓમાં યુવરાજ ઇન્દ્રજીતે પોતાનાં સગાં વ્હાલાંઓનાં અને પરિચિત મનુષ્યોનાં પુતળાંઓ પણ જોયાં. તેજસિંહ, તારાસિંહ, પદ્માવતી, અલકકિશોરી, રાણો ગોપાલસિંહ, પોતે, પોતાનો ભાઇ આનન્દસિંહ વગેરેની પ્રતિમાઓની કમર ઉપર લોખંડની સાંકળ બાંધેલી તેના જોવામાં

આવી. કુમારે એક પુતળાને પોતાના હાથથી ધક્કો માર્યો; પરંતુ તે બિલ્કુલ ખસ્યું નહિ; એથી તે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો હતો એવામાં બે માણસની વાતચિતનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. ચોતરફ દૃષ્ટિ ફેરવતાં એકકે મનુષ્ય ઇન્દ્રજીતના જોવામાં આવ્યું નહિ. એ અવાજ ઉત્તર તરફના ઓરડામાં ચબુતરાપર પડેલી લોખંડની પેટીમાંથી આવતો હતો. પ્રથમ પોતાના જોવામાં આવેલા તિલિસ્મી વાજા જેવું જ એ એક વાજું હશે એમ ધારી ઇન્દ્રજીત તેની પાસે જઈ તેમાંથી નીકળતા અવાજને ધ્યાનથી સાંભળવા લાગ્યો. બન્ને રાજકુમારોએ આયનાવાળા ઓરડામાં ઉભા રહીને જે હકીકત સાંભળી હતી તે જ હકીકત આ પેટીમાંથી પુનઃ ઇન્દ્રજીતના સાંભળવામાં આવી. આથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. આયનાવાળો ઓરડો એ ઓરડાની દિવાલની પેલી તરફ જ હોવો જોઇએ એમ તેણે વિચાર્યું. એવામાં દક્ષિણ તરફના ઓરડામાંનાં ચક્કરો ફરવાનો અવાજ સાંભળવામાં આવ્યાથી ઇન્દ્રજીતે તે તરફ દૃષ્ટિ ફેરવી તો તેજસિંહ અને તારાસિંહનાં પૂતળાંઓને તેણે ચાલતાં જોયાં. એ પુતળાં ઇન્દ્રજીત અને આનન્દસિંહે જોયાં હતાં તેવી રીતે ચાલતાં ચાલતાં પેલી આયનાવાળી દિવાલ પાસે ગયાં એટલે એમાં એક દ્વાર ઉઘડી ગયું. એમાં એ પુતળાંઓ જતાં રહ્યાં અને થોડા સયય પછી પુનઃ પાછાં આવીને પોતાની અસલ જગ્યાએ ઉભાં રહ્યાં. ત્યાર પછી પદ્માવતી અને અલકકિશોરીની પુતળીઓ તેમની પાછળના પુતળા સાથે ચાલી પેલા દ્વારમાં જઇ આવી પોતાની જગ્યાએ ઉભી રહી તથા પેલું આયનાનું દ્વાર બંધ થઇ ગયું. આયનાવાળા ઓરડામાં સાંભળવામાં આવેલી હકીકત અને જોયલા બનાવનો ભેદ હવે ઇન્દ્રજીત સમજી શક્યો. પોતાનાં પરિચિત સંબંધીઓનાં એ પુતળાંઓ પ્રથમથી જ

તિલિસ્મી બાંધનારે ગોઠવેલાં હશે કે છબીઓની માફક રાણા ગોપાલ-સિંહે એ ગોઠવ્યાં હશે એ માટે ઈન્દ્રજીતના અંતરમાં સંશય ઉપજ્યો. અમુક સમયના અંતરે વાજામાંથી એક જ પ્રકારનો અવાજ નીકળી ત્યાર પછી પુતળાંઓ એક જ રીતે ફરતાં હશે કે કેમ એ સંબંધીનો વિચાર કરતાં તેમાં કાંઇ કારણ જરૂર હોવું જોઇએ એમ ઇન્દ્રજીતને લાગ્યું. આયનાવાળા ઓરડામાં કોઇ ઉપસ્થિત થતું હશે ત્યારે જ પેટી જેવા વાજાની હકીકત સંભળાતી હશે અને પુતળાંઓ ફરતાં હશે એમ તેણે ધાર્યું. પુનઃ વાજામાંથી પ્રથમના જેવી હકીકત સાંભ-ળવામાં આવેલી હોવાથી અને પુતળાંઓ ફરી આવેલાં નજરે પડવાથી એ સમયે કદાચ રાણો ગોપાલસિંહ અથવા તો આનન્દસિંહ આયનાવાળા ઓરડામાં ઉપસ્થિત થયો હશે એમ તેને લાગ્યું. વાજાંનો અવાજ આયનાવાળા ઓરડામાં સંભળાતો હોવાથી પોતાનો અવાજ પણ ત્યાં જે કોઇ આવ્યું હશે તેના સાંભળવામાં આવશે ધારી ઈન્દ્રજીતે ઉચ્ચ સ્વરે કહ્યું:–" આયનાવાળા ઓરડામાં કોણ છે ?"

" એ તો હું આનન્દસિંહ છું." આનન્દસિંહે ઉતર આપ્યો.

" ત્યારે તમે અજગરના મુખમાં પ્રવેશ કરો જેથી મ્હારી પાસે આવી શકશો." ઇન્દ્રજીતે સૂચના કરી.

" જેવી આજ્ઞા. " કહી આનન્દસિંહ ઇન્દ્રજીતની માફક અજગ-રના મુખમાં પ્રવેશ કરી વડિલ બંધુ પાસે આવી પહોંચ્યો. કનિષ્ઠ ભ્રાતાને આલિંગન કરી ઇન્દ્રજીત આનન્દાતિશયથી બોલી ઉઠયો:–" મ્હેં તો એમ જ ધાર્યું હતું કે, તું કોઇ નવીન સંકટમાં સપડાયો હોઇશ. હું ધારું છું કે, તને ઘણી અડચણ વેઠવી પડી હશે ! "

" અરે, મ્હને તો બિલ્કુલ અડચણ વેઠવી પડી નથી. તિલિ-સ્મીમાં પણ આવી રીતે માણસને છેતરવાની યોજના કરેલી હોવાથી

મ્હને ઘણું હસવું આવે છે. આયનામાં ખેંચાઇ ગયા પછી આયતો બંધ થવાથી ત્યાં પુષ્કળ અંધકારનો ફેલાવો થયો તેથી મ્હેં મ્હારી પાસેના તિલિસ્મી ખંજરનો પ્રકાશ કર્યો તો સ્હામે એક ન્હાનું દ્વાર આવેલું મ્હારી નજરે પડ્યું. એ દ્વારને બે કડાં જડેલાં હતાં. એક કડું ખેંચી મ્હેં એ દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે ઉઘડી નહિ શકવાથી બન્ને કડાં સાથે ખેંચ્યાં. એ બન્ને કડાં જૂદા જૂદા હાથમાં પકડવા પડેલાં હોવાથી તિલિસ્મી ખંજરનો પ્રકાશ બંધ કરી ખંજર મ્યાનમાં મૂકી દઇ અંધકારમાં જ એ કાર્ય કરવું પડ્યું. એ બન્ને કડાં ઝાલીને મ્હેં જેવાં ખેંચ્યાં કે તરત મ્હારા હાથ તેની સાથે એવા બાઝી ગયા કે ઘણી મહેનત કરવા છતાં હું હાથ છોડાવી શક્યો નહિ. વળી દ્વાર પણ ઉઘડવાને બદલે ઘણી મહેનત કર્યા પછી પાછલી બાજૂએ ખસવા લાગ્યું. હું પણ દ્વાર તરફ ખેંચાવા લાગ્યો. થોડે સૂધી ખેંચાયા પછી દ્વાર સ્થિર થયું અને તે સાથે કડાની જોડે બાઝી ગયેલા મ્હારા બન્ને હાથ પણ છૂટા થઇ ગયા. થોડા વખત સૂધી મેઘ ગર્જના જેવો ગંભીર અવાજ સંભળાયો. એ અવાજ બંધ થતાં તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરી આસપાસ જોયું તો સ્હામે એક બંધ દ્વાર આવેલું નજરે પડ્યું. મ્હારા જમણા હાથ તરફ એક બીજું દ્વાર ઉઘાડું હતું. એમાં પ્રવેશ કર્યો તો ચઢાણવાળી જગ્યા મ્હારા જોવામાં આવી. એ ચઢાણ ચઢી એક દ્વાર પાસે જઈ પહોંચ્યા પછી એ દ્વાર પોતાની મેળે ઉઘડી ગયું. એમાં પ્રવેશ કરતાં હું પાછો આયનાવાળા ઓરડામાં ઉપસ્થિત થયો. એ ઓરડામાં મ્હેં પાછી પહેલાં આપણે બન્નેએ બે માણસોની જે વાતચિત સાંભળી હતી તેજ વાતચિત ફરી સાંભળી તથા તેજસિંહ, તારાસિંહ, પદ્માવતી, અલકકિશોરી વગેરેને પણ હું જોઈ શક્યો. હું

આશ્ચર્યચકિત બની જઇ એ ચમત્કારનો વિચાર કરતો ઉભો હતો એવામાં આપનો પ્રશ્ન મ્હારા સાંભળવામાં આવ્યો તથા આપની આજ્ઞાનુસાર અજગરના મુખમાં પ્રવેશ કરીને હું અત્રે આવી પહોંચ્યો. ઠીક, હવે આપ અત્રે ક્યાંથી આવી શક્યા છો તે કહેશો કે?" આનન્દસિંહે આપવીતીનું વર્ણન કર્યા પછી પૂછ્યું.

ઇન્દ્રજીતઃ–હું પણ અજગરના મ્હોંમાં થઇને અત્રે આવ્યો છું. વળી અત્રે આવ્યા પછી આયનાવાળા ઓરડાનો સઘળો ભેદ મ્હારા જાણવામાં આવ્યો છે.

આમ કહી ચારે તરફના ઓરડામાં આનન્દસિંહને ફેરવી ઇન્દ્રજીતે તેને સઘળો ભેદ સમજાવી દીધો. ત્યાર પછી શું કરવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યા.

"ઉપરના ભાગમાં દ્વાર નથી એ આપણે જાણીએ છીએ તથા ઉપર જવાથી કાંઇ લાભ થાય એમ લાગતું નથી માટે નીચેના ભાગમાં જઇ આ ઇમારતમાંથી બ્હાર નીકળવાનું દ્વાર આપણે શોધી કાઢવું જોઇએ!" ઇન્દ્રજીતે કહ્યું.

"બંધુશ્રી! આપ જાણો છો કે, આપણે આ તિલિસ્મી તોડવાને આવ્યા છીએ; માટે અત્રેની વસ્તુઓ, યાંત્રિક તારો, ચક્રો વગેર સર્વનો આપણે નાશ કરી નાખવો જોઇએ. એમ કરવાથી કદાચ એકાદ દ્વારનો પત્તો લાગે તો તે બનવા જેવું છે!" આનન્દસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો તથા તેનો આ વિચાર ઇન્દ્રજીતસિંહને પણ યથોચિત લાગ્યો. પછી જે આયનાવાળા દ્વારમાં પેલાં પુતળાં ચાલીને જઇ આવતાં હતાં એ દ્વાર ઉઘાડવાનો પ્રથમ તેમણે વિચાર કર્યો. એ આયના પાસે જઇને આનન્દસિંહે એ સ્થળે જડી લીધેલા લોખંડના સળીઆપર પગ મૂક્યો જેથી તેમાંનું દ્વાર ઉઘડી ગયું. દ્વાર ઉઘ-

હતાં બન્ને કુમારોએ તેમાં પ્રવેશ કર્યો. એ સ્થળે બે રસ્તા આવેલા તેમની નજરે પડ્યા. એક દ્વાર બંધ હોઇ તેની સાંકળમાં મજબૂત તાળું મારેલું હતું; પરંતુ બીજો રસ્તો આયનાવાળા ઓરડાની દિવાલ તરફ ગયેલો હતો. એમાં પણ જમીનપર લોખંડના સળીઆ બેસાડેલા હતા. બન્ને કુમાર પ્રથમ એ રસ્તે ગયા. ત્યાં તેમણે કાચની ત્રણ ભીંત જોઈ તથા તેની વચ્ચે માણુસ આવજા કરી શકે એટલો માર્ગ હતો. આયનાવાળા ઓરડા તરફની ભીંત અથવા દિવાલમાં સાદો કાચ બેસાડેલો હતો; પરંતુ તેની પાછળની બીજી ભીંતમાં આયનાનો જ કાચ હતો. વળી બ્હારનું કોઇ માણુસ જોઇ શકે નહિ એવી રીતે પુતળાંઓને ચાલવા માટેના સળીઆ ત્યાં જમીનમાં બેસાડેલા હતા. વળી પુતળાંઓ આ આયનાની પાસેથી જ ચાલતાં હોવાથી બ્હારથી જોનારને તે આયનાના અંદરના ભાગમાંથી ચાલતાં હોય એમ લાગતું હતું. એ પુતળાંઓ ફરીને ભીંતના પાછલા ભાગ તરફ ચાલ્યાં જતાં હતાં. એની પાછળ બીજી પણ આયનાની જ ભીંત હતી તથા એ ગલી જેવા રસ્તામાં પણ સળીઆ બેસાડેલા હોવાથી તેના ઉપર થઇ પુતળાંઓ પોતાના નિયત સ્થળે જઈ ઉભાં રહેતાં હતાં. એ સઘળું જોયા પછી બન્ને રાજકુમાર પેલા તાળું મારી બંધ કરેલા દ્વાર પાસે ઉપસ્થિત થયા તથા તે ઉઘાડીને અંદર ગયા. એ સ્થળે થોડે સુધી આગળ ગયા પછી નીચે ઉતરવાનાં પગથીઆં તેમના જોવામાં આવ્યાં. એ પગથીઆં ઉતરીને તેઓ એક સાંકડી સુરંગમાં જઈ ચઢ્યા. સુરંગમાં થોડે સુધી ગયા પછી બીજું એક બંધ દ્વાર આવ્યું. એના તાળાને તિલિસ્મી ખંજરથી તોડી નાખીને બન્ને કુમાર એક બાગમાં ઉપસ્થિત થયા. એ બાગ ન્હાનાં ન્હાનાં જંગલી વૃક્ષો અને પુષ્પલતાઓથી પરિપૂર્ણ હતો. બાગમાં ભિન્ન

ભિન્ન સ્થળે આરસ પત્થરની સુન્દર બેઠકો ગોઠવી રાખવામાં આવી હતી તથા આરસ પત્થરના ક્યારાઓ પણ કરી રાખવામાં આવ્યા હતા; કિન્તુ એ કયારાઓમાં જંગલી લતાઓ સિવાય બીજું કાંઈ નહોતું. બાગની ચોતરફ પણ વૃક્ષોની ધીચ ઘટા થઇ રહેલી હોવાથી આસપાસનો પ્રદેશ અરણ્ય સમાન લાગતો હતો. તે સિવાય ફળ ફળાદિનાં પાંચેક વૃક્ષ નજરે પડતાં હતાં. એક ન્હાની નહેર બાગની એક તરફથી બીજી તરફ વહી જતી હતી. બાગના મધ્ય સ્થળે એક ન્હાની ઇમારત આવેલી હતી. એ ઇમારત કેવળ પત્થરોની બનેલી હોવા છતાં કાળના વહેવા સાથે તેનો કેટલોક ભાગ પડી ગયો હતો.

બન્ને રાજકુમાર જ્યારે આ બાગમાં ઉપસ્થિત થયા ત્યારે સંધ્યાનો સમય થયો હતો. આખા દિવસના સતત શ્રમથી તેઓ બન્ને શ્રમિત થઈ ગયા હતા. ક્ષુધા તથા તૃષ્ણાનો અનુભવ સુદ્ધાં થવા લાગ્યે હતો તેથી નહેરના કિનારે જઇ હસ્ત મુખાદિ પ્રક્ષાલન કરી તેઓ થોડા સમય સુધી ત્યાં બેઠા. વિશ્રામ લીધા પછી કેટલાંક ફળો મેળવી ક્ષુધાનું નિવારણ કરી, નહેરના સ્વચ્છ જળથી તૃષા શાન્ત કરી તેઓ બાગમાં ફરવા લાગ્યા. જે દ્વારમાં થઇને તેઓ બાગમાં આવ્યા હતા એ દ્વાર પણ હવે બંધ થઇ ગયું હતું. ઇન્દ્રજીત અને આનન્દસિંહ બાગના મધ્ય ભાગમાં આવેલી ઇમારતમાં ગયા તો ત્યાંની જમીનને કચરાથી ખરાબ થઇ ગયેલી તેમણે જોઇ. એ કચરો સેંકડો જંતુઓના નિવાસસ્થાનરૂપ હતો. અંતે ઇમારતના ઓટલાપરની થોડી જમીન સ્વચ્છકરી બન્ને કુમારોએ એ રાત્રિ ત્યાં જ વીતાવી.

પ્રભાતકાળે જરૂરી કાર્યોથી નિવૃત્ત થઇ બન્ને ભાઇઓએ સ્નાન સંધ્યાદિ કરી, કેટલાંક ફળોનો આહાર કરી પાણી પી લીધું અને ત્યાર પછી તેઓ બાગમાં ફરવા લાગ્યા. ઇન્દ્રજીતે કહ્યું:–" મ્હારી

માન્યતા એવી છે કે, જે બાગની હકીકત તિલિસ્મી વાજાદ્વારા જાણુ-વામાં આવી હતી તે આ જ બાગ હોવો જોઇએ; પરંતુ આમાં પેલો ચબુતરો જોવામાં આવતો નથી !"

આનન્દસિંહઃ-આ બાગ એ જ છે એવી બાગના મધ્ય ભાગમાં આવેલી આ ઇમારતપરથી આપણી ખાત્રી થાય છે. આપણે આ બાગમાંથી બ્હાર નીકળી જવાની ઉતાવળ કરવી જોઇએ નહિ. આ સ્થાનનું નામ જ 'મનુવાટિકા' હોય તો તે સંભવિત છે; વળી જો તેમ જ હોય અને આપણે બ્હાર નીકળી જઇએ તો આપણું કાય અપૂર્ણ રહે. વાજાદ્વારા આપણે એમ પણ સાંભળ્યું છે કે, 'જો તમારું કાર્ય કર્યા સિવાય તમે મનુવાટિકાની બ્હાર નીકળી જશો તો તમારું કાંઇ વળશે નહિ. તમે પુનઃ મનુવાટિકામાં જઈ શકશો નહિ તેમ જ તમારા જીવનનું સંરક્ષણ પણ કરી શકશો નહિ.'

ઇન્દ્રજીતઃ-એ હકીકત રક્તગ્રંથમાં પણ લખેલી હોવાથી હું આ સ્થાનેથી ચાલ્યા જવાની વાત કરતો નથી. કોઇ પણ રીતે આપણે પેલા ચબુતરાનો પત્તો મેળવવો જોઇએ.

વાંચકબંધુઓ ! તિલિસ્મી ગ્રંથ (રક્તગ્રંથ) અને તિલિસ્મી વાજા-દ્વારા બન્ને રાજકુમારોને એમ માલૂમ પડ્યું હતું કે, 'મનુવાટિકામાં કોઈ સ્થળે એક ન્હાનો ચબુતરો આવેલો છે. એને શોધી કાઢી એ ચબુતરાને તમે તમારા ઉપયોગનું દ્વાર સમજજો.' આથી જ બન્ને રાજકુમાર એ ચબુતરો શોધી કાઢવાનો પ્રયત્ન કરતા હતા; પરંતુ તેની શોધ લાગતી નહોતી. લાચારીથી તેમને કેટલાક દિવસ સૂધી એ બાગમાં રહેવું પડ્યું. છેવટે એક ધીચ ઝાડીમાં તેઓ એ ન્હાના ચબુતરાને જોઇ શક્યા. એ ચબુતરો એક હાથ ઉંચો અને ત્રણ હાથના ઘેરાવામાં ગોળાકૃતિમાં હતો. એ ચબુતરો પત્થરનો, પીત્તળનો કે

બીજી કોઇ ધાતુનો બનેલો હતો એ જાણી શકાય તેમ નહોતું. જે વસ્તુથી એ ચબુતરો બન્યો હતો તે જ વસ્તુથી બનેલું એક સૂર્યમુખી પુષ્પ તેના ઉપર જડેલું હતું તથા એ પુષ્પપરથી એ ચબુતરાને સૂર્યમુખી ચબુતરો કહેવામાં આવતો હતો. બન્ને કુમાર એ નામ જાણતા હોવાથી પોતે જે ચબુતરાની શોધ કરે છે તે એ જ છે એ વિશે તેમના મનમાં બિલ્કુલ સંશય રહ્યો નહિ. એ ચબુતરો જોઇ આનન્દસિંહે અત્યંત પ્રસન્ન બની જઇને કહ્યું:–"ઇશ્વરકૃપાથી આ ચબુતરાનો પત્તો તો લાગ્યો! જે ચબુતરાની આપણે શોધ કરીએ છીએ તે આ જ છે એ માટે આપના મનમાં પણ સંદેહ નહિ રહ્યો હોય એમ હું ધારું છું."

ઇન્દ્રજીતઃ–હવે મ્હને કોઇ પણ પ્રકારનો સંદેહ રહ્યો નથી. જે ચબુતરો આપણે શોધતા હતા તે આ જ છે. હવે આ જમીનને બરાબર સાફ કરીને આપણે આપણા ખરા સહાયક રક્તગ્રંથને પણ ગૂમાવવા તૈયાર થઇએ.

આનન્દઃ–એ ખરું છે; પરંતુ તે પૂર્વે પુનઃ એક વખત એ ગ્રંથને વાંચી જઈ આપણે આપણી શંકાઓ દૂર કરવી જોઇએ.

ઇન્દ્રજીતઃ–હવે શંકા જેવું કાંઇ રહ્યું નથી. એમાંનો પ્રત્યેક શબ્દ મ્હારા સ્મરણમાં છે; છતા સંદેહ દૂર કરવા માટે પુનઃ આપણે ઉપર ઉપરથી તેને વાંચી જઇશું.

આનન્દઃ–મ્હારી પણ એવી જ ઇચ્છા છે. પ્રથમ આપ રક્તગ્રંથ વાંચી જાઓ. એ સમય દરમ્યાન હું ચબુતરાની આસપાસ આવેલી ઝાડી સાફ કરી નાખું છું.

આમ કહી આનન્દસિંહ ચબુતરાની આસપાસ ઉગેલી ઝાડી, ઘાસ વગેરેને તિલિસ્મી ખંજરથી કાઢી નાખી એ સ્થાનને સ્વચ્છ

કરવા લાગ્યો, અને ઇન્દ્રજીતસિંહ નહેરના કિનારે બેસી તિલિસ્મી પુસ્તક કિંવા રક્તગ્રંથ વાંચવા લાગ્યો. થોડા સમય પછી આનન્દસિંહ પાસે આવીને તેણે કહ્યું:–"ભાઇ! તું પણ પુનઃ એક વખત આ પુસ્તકમાં દર્શાવેલી હકીકતપર નજર ફેરવીજા. ત્હારું બાકી રહેલું કાર્ય હું ત્યાં સુધીમાં પૂર્ણ કરું છું?"

બંધુની ઇચ્છાનુસાર આનન્દસિંહ બાકી રહેલું કાર્ય પડતું મૂકી બંધુ પાસેથી રક્તગ્રંથ પોતાની પાસે લઇ નહેરના કિનારે ચાલ્યો ગયો અને ઇન્દ્રજી તભાઇનું બાકી રહેલું કાર્ય કરવા લાગ્યો. થોડા સમયમાં જ ચબુતરાની આસપાસની કેટલીક જગ્યા સ્વચ્છ થઇ ગઇ તથા આનન્દસિંહ પણ તિલિસ્મી ગ્રંથને ઉપલક નજરે વાંચી જઇ બંધુ પાસે આવી પહોંચ્યો. પછી તેણે કહ્યું:–"હવે શી આજ્ઞા છે?"

આ પ્રશ્નના ઉત્તરમાં ઇન્દ્રજીતે કહ્યું:–"થયું, હવે નહેરને કિનારે ચાલો અને આ રક્તગ્રંથને ખુંદો."

બન્ને ભાઇ નહેરના કિનારે ગયા તથા એક છાયાવાળા સ્થળે બેઠા. આનન્દસિંહે નહેરના કિનારાપર પડેલી એક પાષાણની શિલાને જળથી ધોઇ નાખી સાફ કરી અને ત્યાર પછી રક્તગ્રંથને પાણીમાં ડુબાવી એ પાષાણ શિલાપર મૂક્યો. આ વખતે રક્તગ્રંથને પણ પાણીમાં ભીંજવવામાં આવ્યો હતો તથા રક્તગ્રંથનું પાણી જોત-જોતાંમાં એ ગ્રંથમાં પચી ગયું. પછીથી હાથથી બન્ને ભાઈ તેનાપર પાણી રેડવા લાગ્યા તો એ પાણી પણ તેમાં પચી જવા લાગ્યું. જેમ જેમ એ ગ્રંથમાં વિશેષ પાણી પચવા લાગ્યું તેમ તેમ તે ફુલીને મ્હોટો થવા લાગ્યો. થોડા સમય પછી ઘહુંની કણકની માફક આન-ન્દસિંહ એ ગ્રંથને પાષાણશિલાપર મસળવા લાગ્યો. સ્હાંજ સુધીમાં તો એ પુસ્તકે બાંધેલી કણકના જેવું સ્વરૂપ ધારણ કર્યું; પરંતુ તેનો

રંગ કાળો હતો. પછી એ બંધાયલી કણુકને ઉપાડી આનન્દસિંહ ઇન્દ્રજીતની સાથે પેલા ચબુતરા પાસે ગયો તથા વડિલ બંધુની આજ્ઞા થવાથી ચબુતરાના તમામ ભાગપર તેણે એ ગ્રંથની કણુકને લીપી દીધી. ત્યાર પછી જરૂરી કાર્યો આટોપી લેવા માટે બન્ને બંધુઓ ત્યાંથી ચાલ્યા ગયા.

## પ્રકરણ ૨૦ મું.

### પિતાપુત્રીનું અને પતિપત્નીનું મિલન.

ભાગ્યચક્રની ગતિ જ્યારે વાંકી હોય છે ત્યારે કોઇને નિશ્ચિતતાથી નિદ્રા આવતી નથી. સુખ અને દુઃખ ચિરસ્થાયી હોતાં નથી. વિશ્વસંસારમાં આ સૂત્ર પ્રત્યેકને લાગુ પડે છે. ઇન્દ્રદેવ પણ સુખી તો નહોતો જ. એ પણ ભાગ્યની વક્રગતિને બરાબર અનુભવી ચુક્યો હતો; છતાં તે એટલો બધો સંયમી હતો કે દુઃખ તથા શોક પ્રસંગે પણ 'જેવી હરિની ઇચ્છા' કહી કાંઇક અંશે સ્વસ્થ રહેતો હતો; પરંતુ હવે એના સમક્ષ દુઃખદાયક પ્રસંગ પ્રથમના કરતાં પણ વિશેષ વિકાળ સ્વરૂપ ધારણ કરી ઉપસ્થિત થયો છે. પોતાની પત્ની તથા પુત્રી આલોકની લીલા સંપૂર્ણ કરી પરલોક પ્રવાસિની થઈ ચુકી છે એવું સમજીને જ અત્યાર સુધી તે ચુપ રહ્યો હતો; પરંતુ જ્યારે તેને એમ માલૂમ પડ્યું કે, તેની પત્ની તથા પુત્રી જીવતી છે અને તેઓ દુષ્ટ માણસોની દુષ્ટતાનો ભોગ થઈ પડી છે ત્યારે પશ્ચાત્તાપ, શોક અને ચિંતાથી તેનો અંતરાત્મા અત્યંત દુઃખી થવા લાગ્યો.

લક્ષ્મીદેવી, અલકકિશોરી તથા પદ્માવતીને વિવિધ પ્રકારે સમજાવીને ઇન્દ્રદેવ બલભદ્રસિંહને છોડાવવા માટે જમાનીઆ તરફ રવાના થયો ત્યારે પોતાના પહાડી નિવાસસ્થાનમાંથી નીકળી, અશ્વશાળામાંથી એક તેજી અને ચપળ અશ્વ લઇ તેનાપર સવાર થઇને તે ઇચ્છિત સ્થળે જવા લાગ્યો. તે માત્ર પાંચ સાત કદમ આગળ વધ્યો હશે એવામાં રાણા ગોપાલસિંહે મોકલાવેલો એક સવાર આવી પહોંચ્યો કે જેણે નમન કરીને એક પત્ર ઇન્દ્રદેવના હાથમાં આપ્યો તથા ઇન્દ્રદેવે એ પત્ર પરબીડીઆમાંથી બ્હાર કાઢી વાંચી જોયો. એ પત્રમાં રાણા ગોપાલસિંહજીએ એવા આશયની હકીકત લખી હતી કે, " આ પત્ર વાંચતાની સાથે જ આપ એકલા મ્હારી પાસે આવી પહોંચજો. આપની પુત્રી ઇન્દિરા હાલ મ્હારા ઘરમાં છે એવું જાણી આપ અપાર આશ્ચર્ય પામશો; પરંતુ એથી પણ વિશેષ આશ્ચર્યના સમાચાર હું આપને જણાવું છું કે, આપનાં ધર્મપત્ની હજી સુધી જીવતાં છે. જો કે તેઓ ભયંકર તિલિસ્મીમાં ફસાઈ પડેલાં છે; પરંતુ હું મ્હારી નજરે તેમને જોઈ આવ્યો છું."

આ પત્ર વાંચવામાં આવતાં ઇન્દ્રદેવને કેટલો બધો આનન્દ થયો હશે એ કેવળ વાંચકબંધુઓ કલ્પનાની સહાયતાથી જ સમજી શકે તેમ છે. તે ઘણી ઝડપથી જમાનીઆ તરફ રવાના થયો અને ઘણા થોડા વખતમાં જમાનીઆ જઇ પહોંચ્યો. જ્યારે રાણા ગોપાલસિંહને ઇન્દ્રદેવના આગમનના સમાચાર મળ્યા ત્યારે તે દ્વાર સુધી આવી ઘણા જ સ્નેહ તથા સત્કારથી ઇન્દ્રદેવને પોતાના મહાલયમાં લઇ ગયો અને તેને સ્નેહાલિંગન કરી પોતાની પાસે બેસાડ્યો. વળી આ વખતે તેણે ઇન્દિરાને પણ પોતાની પાસે બોલાવી મંગાવી. પોતાના પિતાના આગમનના સમાચાર ઇન્દિરાના જાણવામાં આવતાં જ તે તત્કાળ રાણા

ગોપાલસિંહ પાસે આવી પહોંચી તથા પોતાના પિતાના ચરણોમાં નમી પડી હૃદય ભરાઇ આવેલું હોવાથી રુદન કરવા લાગી. આ વખતે એ સ્થળે રાણા ગોપાલસિંહ, ઇન્દ્રદેવ અને ઇન્દિરા સિવાય બીજું કોઇ નહોતું. જે દાસી ઇન્દિરાને બોલાવી લાવી હતી તેને પણ એ સ્થળેથી વિદાય કરી દેવામાં આવી હતી.

ઇન્દિરાના રુદને રાણા ગોપાલસિંહ તથા ઇન્દ્રદેવના હૃદયને દ્રવીભૂત કર્યું. તેમની બન્નેની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. થોડા સમય પછી ઇન્દિરાનો જીવ કાંઇક અંશે સ્વસ્થ થયો એટલે ઇન્દ્રદેવે તેને તેની હકીકત પૂછી. ઉત્તરમાં અભાગિની ઇન્દિરાએ પોતાની હૃદયવિદારક આત્મકથા કહેવા માંડી. ઇન્દિરાની જે આત્મકથા અત્યાર સુધી અમે લખી ચુકયા છીએ તે તથા અવશિષ્ટ રહેલી આત્મકથા પણ તેણે કહી સંભળાવી. એ સઘળી હકીકત જાણવામાં આવતાં એક ગાઢ નિશ્વાસ મૂકીને ઇન્દ્રદેવે કહ્યું:–“ અફસોસ ! નિરંતર સાથે રહેનાર માણસ જ જ્યારે વિશ્વાસઘાત કરે છે તો વિશ્વસંસારમાં કોના ઉપર વિશ્વાસ મૂકવો ? હશે, કાંઈ ફિકર નહિ. ”

ગોપાલઃ–પ્રિય ભાઇ ! જે કાંઇ થવાનું હતું તે થઇ ગયું છે. હવે અફસોસ કરવો વૃથા છે. એ રાક્ષસી મનુષ્યોનો અત્યાચાર મ્હારે પણ કેટલો બધો સહન કરવો પડયો છે એ આપ સારી રીતે જાણો છો; પરંતુ ઇશ્વર નિરંતર ન્યાયપરાયણ છે. પાપીઓને તેમના પાપનું કેવું ભયંકર પ્રાયશ્ચિત્ત કરવું પડે છે તેનું દર્શન અલ્પકાળમાં જ આપ કરી શકશો. અલ્પકાળમાં ઇન્દિરાદેવીનાં માતાજી સાથે પણ હું આપનું મિલન કરાવીશ. અફસોસ! દુષ્ટ દારોગાએ સરયુદેવીને એવા સ્થળે લઇ જઇને રાખ્યાં છે કે જ્યાંથી તે પોતે પુનઃ તેમનો ઉદ્ધાર કરી શકે નહિ. હું તિલિસ્માનો રાજા હોવા છતાં પણ તેમનો એ

સ્થળેથી ઉદ્ધાર કરવાને સર્વથા અશક્ત છું. કુમાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ હમણાં તિલિસ્મી તોડવાના મહદ્ કાર્યમાં ગુંથાયા છે. સરયુદેવી બન્ને રાજકુમારોના પ્રયાસથી સત્વર છુટાં થશે એવો મ્હને દૃઢ વિશ્વાસ છે.

ઇન્દ્રદેવઃ—ત્યારે શું હમણાં હું એમને નહિ જોઈ શકું ?

ગોપાલઃ—ના, જો બન્ને રાજકુમારો તિલિસ્મી તોડવાના કાર્યમાં ન ગુંથાયા હોત તો કદાચ હું તેમની પાસે તમને લઇ જઇ શકત; કિન્તુ રાત્રિના સમયે એ સ્થળે જઇ શકાય તેમ નથી.

જ્યારે ઇન્દ્રદેવ સાથે ગોપાલસિંહની મુલાકાત થઇ ત્યારે દીવાબત્તીનો વખત થયો હતો. ઇન્દિરાએ પોતાની આત્મકથા ટૂંકમાં કહી હતી તોપણ તેમાં ઘણો વખત વીતિ ગયો હતો.

પછી ગોપાલસિંહે ઇન્દ્રદેવને ભોજન કરાવ્યું અને પછી ઇન્દ્ર દેવે પોતાની તથા શ્યામગઢની હકીકત કહેવા માંડી. તેણે અત્યાર સુધી બનેલી સઘળી બિનાનું યથાક્રમે વર્ણન કર્યું. આખી રાત્રિ વાતચિતમાં વીતિ ગઇ. સ્હવાર થતાં નિત્યકાર્યથી નિવૃત્ત થઇ એ ત્રણે જણાં તિલિસ્મીમાં જવાને તૈયાર થયાં. અત્રે અમે એમ જણાવી દેવું ઉચિત ધારીએ છીએ કે, ઇન્દિરાને તિલિસ્મીમાંથી બ્હાર કાઢી પોતાને ત્યાં લાવીને રાખ્યાની વાત ગોપાલસિંહે ગુપ્ત રાખી હતી તથા બહુરૂપીનાં સાધનોનો ઉપયોગ કરીને ઇન્દિરાનો વેશ પણ બદલી નખાવવામાં આવ્યો હતો. હવે અમે ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહની હકીકત વર્ણવીશું.

મધ્યરાત્રિ પસાર થઈ ગઈ હતી. બન્ને રાજકુમાર પેલા બાગના મધ્યભાગમાં આવેલી ઇમારતના ઓટલાપર સૂઈ રહ્યા હતા. એવામાં એકાએક કોઇ પ્રકારનો ભયંકર અવાજ સાંભળી બન્ને ભાઇ જાગી

ઉઠયા તથા તેઓ એ ઇમારતની નીચે ઉતરી આવ્યા. ચોતરફ દૃષ્ટિ ફેરવતાં તેમની નજર પેલા સૂર્યમુખી ચબુતરા તરફ ગઇ. એ ચબુતરા તરફથી હમણાં પ્રકાશ જોવામાં આવતો હતો. બન્ને કુમારો ચબુતરા નજીક ગયા તો તેમણે તેમાંથી એક હાથની ઉંચાઈ જેટલો અગ્નિનો ભડકો નીકળતો જોયો. એ ભડકો લીલા તથા પીળા રંગનો હતો. અગ્નિ બળતો હતો તેમ તેમ ચબુતરો ગળી જતો હતો. એ અગ્નિમાંથી લોબાન બળતું હોય એવી સુગંધિ આવતી હતી. થોડા સમય સૂધી ચબુતરાનું દર્શન કર્યા પછી બન્ને કુમારો ઓટલાપર જઇને બેઠા. રાત્રિનો અવશિષ્ટ રહેલો સમય તેમણે વાતચિતમાં જ પસાર કર્યો. પ્રભાતકાળે તેઓ પુનઃ જ્યારે ચબુતરા પાસે ગયા ત્યારે રાત્રે સળગતો અગ્નિ નિર્વાપિત થઇ ગયો હતો અને ચબુતરાની જગ્યાએ ચબુતરાને બદલે પીળા રંગની રાખોડીનો ઢગલો થઇ રહ્યો હતો. એ રાખોડી ખસેડી નાખીને બન્ને ભાઇ ત્યાંની જગ્યા સ્વચ્છ કરવા લાગ્યા. બળી ગયેલો ચબુતરો જમીનની અંદર પણ ત્રણેક હાથ જેટલો ઉંડો હતો; જેથી બધી રાખોડી કાઢી નાખતાં ત્રણ હાથ ઉંડો ખાડો થયો. એ ખાડાના તળીએ લોખંડનું એક ઢાંકણું હતું. એ ઢાંકણામાંના કડાને પકડી લઇ ઢાંકણું ઇન્દ્રજીતે એક બાજૂએ ખસેડી નાંખ્યું એટલે નીચે ઉતરવાનાં પગથીઆં જણાયાં. તિલિસ્મી ખંજરના પ્રકાશની મદદથી બન્ને રાજકુમાર તેમાં ઉતર્યા અને અંદરથી એ દ્વાર બંધ કરીને તેઓ પગથીઆં ઉતરવા લાગ્યા. પંદરેક પગથીઆં ઉતર્યા પછી તેઓ એક સુરંગમાં દાખલ થયા. એ સુરંગમાં થોડે સૂધી ગયા પછી પુનઃ ઉપર ચઢવાનાં પગથીઆં જણાયાં. આ પગથીઆં ચઢીને તેઓ એક બંધ દ્વાર પાસે જઇ પહોંચ્યા. એ દ્વારને તિલિસ્મી કુંચીથી ઉઘાડયા પછી કેટલીક માટી ખસેડી તેઓ જમીનપર જઈ પહોંચ્યા. હવે તેઓ

એક બીજા બાગમાં જઈ પહોંચ્યા. એ બાગ પ્રથમના બાગ કરતાં સહજ ન્હાનો હતો; પણ ત્યાં જંગલના જેવો દેખાવ હતો. ઇન્દિરાની માતા સરયુ આ બાગમાં જ પોતાના દુઃખમય દિવસ પસાર કરતી હતી. આ બાગમાં એકકે મકાન નહિ હોવાથી દુઃખિની સરયુને ઠંડી, ગરમી અને વૃષ્ટિનું ઘણું કષ્ટ વેઠવું પડતું હતું. એ સ્થળે પીપળાનાં અને વડનાં ઘણાં વૃક્ષો હતાં. એ વૃક્ષોનાં આધારથી ક્ષુધાને સંતોષી પતિને મળવાની આકાંક્ષામાં સરયુ પોતાના દુઃખના દિવસો પસાર કરતી હતી. જે નહેર મનુવાટિકામાં વહેતી હતી તે આ બાગમાં પણ વહેતી હોવાથી સરયુને પાણી માટે કષ્ટ વેઠવું પડતું નહોતું. એ નહેર એક બાગમાંથી બીજા બાગમાં વહેતી હોવાથી તેના પાણીમાંથી માણસ એક બાગમાંથી બીજા બાગમાં જઇ શકે નહિ એવો બંદોબસ્ત તિલિસ્મી બાંધનારે કર્યો હતો. બાગની ચોતરફ દિવાલ આવેલી હોઈ એ દિવાલમાં પણ અદ્દભુત કૌશલનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આમ હોવાથી દિવાલ ઓળંગીને બીજી તરફ જવાનું તો દૂર રહ્યું; પરંતુ કોઇનાથી એ દિવાલને સ્પર્શ સુદ્ધાં થઈ શકે તેમ નહોતો. બાગની આસપાસ આવેલી એ દિવાલ લગભગ સાતેક હાથ જેટલી ઉંચી હતી તથા કેટલીક ધાતુઓના મિશ્રણથી તે બનેલી હતી. જેવી રીતે દોરડાંઓના આધારે તંબૂને ફરતી કનાત બાંધવામાં આવે છે તેવી રીતે બબ્બે ત્રણ ત્રણ હાથને છેટે ભીંતમાં લોખંડની સાંકળો જડી લીધેલી હતી. એ સાંકળોના બીજી તરફના છેડાઓ જમીનમાં બેસાડી દીધેલા હતા. વળી ચોતરફ આવેલી એ દિવાલમાં કોઇ પણ સ્થળે હસ્તસ્પર્શ કરનારના શરીરમાં વિદ્યુતના સ્પર્શ જેવો અનુભવ થતો હતો તથા સ્પર્શ કરનાર માણસ બેહોશ બની જતું હતું. આમ હોવાથી સરયુ એ દિવાલ ઓળંગી બીજી તરફ જઇ

શકી નહોતી. બાગની ઉત્તર તરફની દિવાલ સાથે બીજી તરફની એક ઇમારત જોડવામાં આવી હોય એમ લાગતું હતું. એ ઇમારતની સાત બારીઓ બાગ તરફ પડતી હતી. આ બાગમાં પ્રવેશ કરતાંની સાથે જ યુવરાજ ઇન્દ્રજીતની નજર એ બારીઓ તરફ આકર્ષાઇ. એમાંની ત્રણ બારીઓમાં ઇન્દિરા, ઇન્દ્રદેવ અને રાણા ગોપાલસિંહ ઉભા રહી બાગ તરફ જોઇ રહ્યાં હતાં. બાગમાં ઉભી રહેલી સરયુ તેમના તરફ કરૂણાજનક દૃષ્ટિથી જોઇ રહી હતી. ઇન્દ્રજીતે સરયુને પણ જોઇ. ઇન્દ્રજીતના કહેવાથી આનન્દસિંહે પણ ઇન્દ્રદેવ, ગોપાલસિંહ અને સરયુ તરફ જોયું. સર્વેએ એક બીજાનું દર્શન કર્યું. ઇન્દિરાએ પોતાના હાથ જોડી બન્ને રાજકુમારો તરફ જોઇને કહ્યું:– " આપની અપાર કૃપાથી હું ઘણા કાળના અંતરે મ્હારાં માતાજીનું દર્શન કરવાને ભાગ્યશાલિની થઇ છું ! "

બન્ને રાજકુમાર સરયુને પિછાનતા નહોતા; પરંતુ ઇન્દિરાના ઉપરોકત શબ્દો ઉપરથી તેઓ સમજી શકયા કે, બાગમાં ઉભી રહેલી સ્ત્રી સરયુ જ હોવી જોઇએ. વળી રાણા ગોપાલસિંહે રાજકુમારને સરયુની ઓળખાણ આપ્યા પછી ઉચ્ચ સ્વરે સરયુને ઉદ્દેશીને કહ્યું–: " આ મહારાણા વીરસિંહજીના રાજકુમારો હોઈ તેઓ તિલિસ્મી તોડવા માટે આવેલા હોવાથી તમારો પણ આ સંકટમય સ્થાનેથી તેઓ સત્વર ઉદ્ધાર કરશે. "

બન્ને કુમારોને જોઇ સરયુ તેમની પાસે દોડી જઇ ઇન્દ્રજીતના ચરણોમાં નમી પડી. ઇન્દ્રજીતે તેને ઉઠાડીને આશ્વાસન આપતાં કહ્યું:– " તમારી સુલક્ષણા પુત્રી ઇન્દિરાએ તમારી ઘણી ખરી હકીકત તો અમને કહી સંભળાવી છે. હવે તમારા દુઃખના દિવસોનો અંત આવ્યો છે એમ સમજીને તમે પરમકૃપાળુ કિરતારનો ઉપકાર

માનો. થોડા દિવસમાં જ આ સંકટમય સ્થળેથી તમારો ઉદ્ધાર થશે. જ્યાં સુધી અમે તિલિસ્મીમાં હોઇશું ત્યાં સુધી તમને અમારી સાથે જ રાખીશું. જે દિવસે અમે આ તિલિસ્મીમાંથી બ્હાર નીકળીશું તે દિવસે તમે પણ અમારી સાથે આવી તમારાં આત્મીય સ્વજનોને મળી શકશો. પછીથી વિશ્વસંસારમાં કોઇ પણ તમારી સાથે શત્રુતા કરશે નહિ અર્થાત્ પતિ પુત્રીસહ તમે તમારું અવશિષ્ટ આયુષ્ય સુખાનંદમાં પસાર કરી શકશો."

આમ કહી ઇન્દ્રજીતે બારી તરફ જોયું. ગોપાલસિંહે બન્ને રાજકુમારોને ઇન્દ્રદેવનો પરિચય કરાવ્યો. ઇન્દ્રદેવે રાજકુમારોને પ્રેમ-ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. બન્ને રાજકુમારોએ પણ પ્રતિનમસ્કાર કર્યા. ત્યાર પછી ઇન્દ્રજીતે શ્યામગઢના સમાચાર પૂછ્યા એટલે ઇન્દ્ર-દેવે કહ્યું:-"ત્યાંના વર્તમાન કુશળતાપૂર્ણ છે. માયાવિની, દારોગા તથા બીજા કેદીઓને સાથે લઇ મહારાણા વીરસિંહજી કનકગઢ તરફ ગયા છે. માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી, લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને બનાવટી બલભદ્રસિંહ સાથે હું મ્હારે ઘેર લઇ ગયો હતો તથા હાલ તેઓ ત્યાં જ છે."

ઇન્દ્રજીતઃ--ત્યારે લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને આપ અત્રે આપની સાથે કેમ ન લઇ આવ્યા ?

આ પ્રશ્નના ઉત્તરમાં ઇન્દ્રદેવને બદલે રાણા ગોપાલસિંહે કહ્યું:-"ખરા બલભદ્રસિંહજીની શોધ કરવા માટે ઇન્દ્રદેવ પોતાના નિવાસ-સ્થાનેથી નીકળ્યા હતા એવામાં માર્ગમાં મ્હારો પત્ર પ્રાપ્ત થવાથી તેઓ મ્હારી પાસે આવ્યા; કેમ કે તમારી પાસેથી ઇન્દિરાને મ્હારી સાથે લઇ ગયા પછી પિતા પુત્રીનું મિલન કરાવવા મ્હેં તેમને પત્ર લખી મ્હારી પાસે બોલાવ્યા હતા. અત્રે આવ્યા પછી સરયુદેવીનું

દર્શન કરવાની તેમને ઇચ્છા થઇ એટલે હું ઇન્દિરાની સાથે તેમને અત્રે લઇ આવ્યો છું."

ઇન્દ્રજીતઃ–હમણાં આપ ઇન્દિરાને પ્રકટ કરશો નહિ.

ગોપાલઃ–એ માટે નિશ્ચિંત રહો. એનો વેશ બદલાવીને જ મ્હેં એને મ્હારી પાસે રાખી છે. વળી પરમ દિવસે કૃષ્ણયક્ષનો એક પત્ર મ્હને મળ્યો હતો. તેમાં તેણે મહારાણા વીરસિંહજીની છાવણી સંબંધીના સમાચાર લખ્યા છે.

આમ કહી ગોપાલસિંહે છાવણી સાથે ગુપ્ત વેશમાં ફરતી મનોરમા, માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને મારી નાખવાની ઇચ્છા રાખતી હતી તે તથા કૃષ્ણયક્ષના લખવાથી મહારાણા વીરસિંહે એ ત્રણે જણીઓને તિલિસ્મી મહેલમાં મોકલી દઈ તેમના તંબૂમાં તેમનો વેશ ધારણ કરાવી ત્રણ દાસીઓ રાખી હતી તે તેમજ છેવટે એ દાસીઓને મારી નાખ્યા પછી મનોરમા કેદ પકડાઇ હતી એ હકીકત વિસ્તારથી જણાવીને અંતે કહ્યું:–"આજે પણ કૃષ્ણયક્ષનો એક પત્ર મ્હને મળ્યો છે. એ પત્રમાં તેણે જે તિલિસ્મી મહેલમાં માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી રહે છે એ મહેલમાં લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને પહોંચાડવા લખ્યું છે. હું ધારું છું કે, કૃષ્ણયક્ષ પણ ત્યાં જ હશે. શત્રુઓની હિલચાલ જોઇને એ ત્રણ દિવસમાં તે તેમને જમાનીઆ પહોંચાડી દેશે. ત્યાર પછી મહારાણાજીની આજ્ઞા મળતાં સર્વને કનકગઢ પહોંચાડવામાં આવશે તથા સર્વની હાજરીમાં પિશાચપતિની અપૂર્ણ રહેલી તપાસનું કામ ચાલૂ કરવામાં આવશે. કૃષ્ણયક્ષે લખેલી આ હકીકત મ્હને ઘણી પસંદ પડી છે; કેમ કે તે ઘણો બુદ્ધિમાન્ અને પ્રામાણિક પુરુષ છે. એ જે કોઇ કાર્ય કરે છે એમાં થોડા ઘણા હિતનો જ સમાવેશ થયેલો

હોય છે; અસ્તુ. હું ઇન્દ્રદેવને આજે જ અહીંથી વિદાય કરવાને ઇચ્છું છું; જેથી તેઓ લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને બની શકતી ત્વરાથી ત્યાં પહોંચાડી દેશે. એ તિલિસ્મી મહેલમાં દુશ્મનોનો બિલ્કુલ ડર નથી. વળી માયાસુંદરી અને બંસરીબાલા તેમને મળવાની આંતરિક ઇચ્છા રાખે છે. કૃષ્ણયક્ષે પોતાના પત્રમાં જે હકીકત લખી છે એ ઉપરથી પણ એમ સ્પષ્ટ સમજાય છે.”

વર્ષાવારિના પતનથી ચાતકને જેવો આનન્દ થાય તેથી પણ વિશેષ આનન્દ રાણા ગોપાલસિંહનાં ઉપરોક્ત વાક્યો સાંભળી બન્ને રાજકુમારને થયો. માયાસુંદરી અને બંસરીબાલાને મળવાની આશાથી તેઓ બન્ને અત્યંત પ્રસન્ન થયા. ઇન્દ્રજીતે સ્મિતહાસ્ય કરીને ગોપાલસિંહને કહ્યું:-“તિલિસ્મીને તોડી અમને કનકગઢ પ્રહોંચવાની જેટલી જરૂર છે તેટલી જરૂર આપને કૃષ્ણયક્ષની સૂચના પ્રમાણે વર્તવાની છે. જેમ બને તેમ ત્વરાથી આપ ઇન્દ્રદેવને અત્રેથી વિદાય કરો.”

ગોપાલઃ-તેમ જ થશે.

આનન્દઃ-માયાસુંદરી વગેરે જે તિલિસ્મી મહેલમાં છે તે મહેલ અહીંથી કેટલા અંતરે આવેલો છે તથા કેટલા દિવસે ત્યાં પહોંચી શકાય છે?

ગોપાલઃ-એ મહેલ અહીંથી લગભગ સોળ ગાઉના અંતરે આવેલો છે.

ઇન્દ્રજીતે આનન્દ પામીને કહ્યું:-“ત્યારે તો તે ઘણો નજીક છે. શ્રીમાન્ ઇન્દ્રદેવ! આપ મ્હારા તરફથી કૃષ્ણયક્ષને પ્રણામ કરી ધન્યવાદ આપજો; કેમ કે તેમણે ઘણી ચાલાકીથી માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીના જીવનનું ભીષણ સંકટમાંથી રક્ષણ કર્યું છે.

ઇન્દ્રદેવઃ-બહુ સારું.

ઇન્દ્રજીતઃ-તમે તો ખરા બલભદ્રસિંહજીની શોધ કરવાને તમારે ત્યાંથી નીકળ્યા હતા. તેમનો.........

ઇન્દ્રજીતનું વાકય પૂર્ણ થતાં પૂર્વેજ ઇન્દ્રદેવે રાણા ગોપાલસિંહ તરફ ઇશારો કરીને કહ્યુંઃ-"આપ એમ કહો છો કે, બનાવટી બલભદ્રસિંહે આપને છેતર્યા છે. તમે હવે તેમની શોધ કરશો નહિ; કેમ કે પિશાચપતિએ ખરા બલભદ્રસિંહનો પત્તો મેળવ્યો છે, તથા તે તેમને છોડાવીને કનકગઢ લઇ ગયો છે."

ઇન્દ્રજીતે ગોપાલસિંહ તરફ જોઇને પૂછ્યુંઃ-"આ શું સાચી વાત છે?"

ગોપાલઃ-હા, કૃષ્ણયક્ષે મ્હને એ સંબંધીની સઘળી હકીકત પણ લખી જણાવી છે.

ઇન્દ્રજીતે સ્મિતહાસ્યસહ કહ્યુંઃ-"ત્યારે તો એ હકીકતની સત્યતા માટે સહજ પણ સંદેહ રહેતો નથી."

ત્યાર પછી દુનિયાના પરાપૂર્વથી ચાલતા આવેલા નિયમ પ્રમાણે ઘણા દિવસથી છૂટાં પડેલાં પ્રેમીજનો વચ્ચે જેવી વાત થાય તેવી વાત ઇન્દ્રદેવ અને સરયુ વચ્ચે થઇ. ઇન્દિરાએ પણ પોતાની માતા સાથે કેટલીક વાતચિત કરી. ત્યાર પછી રાણો ગોપાલસિંહ ઇન્દ્રદેવ અને ઇન્દિરાને સાથે લઇ ત્યાંથી ચાલ્યો ગયો.



/

# પ્રકરણ ૨૧ મું.

## કૃષ્ણપક્ષનો પરિચય.

માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને જે તિલિસ્મી મહેલમાં રાખવામાં આવી હતી તે માત્ર નામનો જ તિલિસ્મી મહેલ હતો. વાસ્તવિક રીતે એ મકાનમાં તિલિસ્મી જેવું કાંઇ નહોતું, તથા કોઈ તિલીસ્મી સાથે એ મહેલ અથવા મકાનનો કાંઈ સંબંધ નહોતો; આમ છતાં એ મકાન તથા સ્થાન અત્યંત મનોહર હતું. ચાર ઉંચા પહાડોની વચ્ચે વિશ બાવિશ વીઘાં જેટલી જમીન હતી. એમાં ભિન્ન ભિન્ન પ્રકારની સુગંધમય પુષ્પલતાઓ આવેલી હતી. પૂર્વ તરફના પહાડ ઉપરથી સ્વચ્છ મધુર જળનો એ ઝરો વહેતો વહેતો નીચે આવી ઉપરની જમીનમાં ચક્કર ખાતો પશ્ચિમ તરફના પહાડ નીચે જઈ અદૃશ્ય થઇ જતો હતો. એથી એ જમીન હમ્મેશાં રસાર્દ્ર રહેતી હતી. વચ્ચે બે ન્હાના મજલાનું એક મકાન આવેલું હતું. તથા ઉત્તર તરફના પહાડ ઉપર સો સવાસો હાથની ઉંચાઇએ એક ન્હાનો બંગલો હતો. ગ્રીષ્મઋતુમાં રહેવા માટે જ એ બંગલો બનાવવામાં આવ્યો હોય એમ લાગતું હતું. કેમ કે નીચેના મકાનમાં ગરમીનો વિશેષ અનુભવ થતો હતો. માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી પહાડપર આવેલા બંગલામાં રહેતી હતી તથા તેમની રક્ષા માટે જે બે ચાર સશસ્ત્ર પહેરેગીરોને ત્યાં રાખવામાં આવ્યા હતા તેઓ નીચેના મકાનમાં રહેતા હતા.

જે પહેરેગીરો અને દાસીઓ માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીની આધીનતામાં હતી તેમના સર્વના વેશ બદલી નખાવ-

વામાં આવ્યા હતા, અને એ વિષયથી માયાસુંદરી વગેરેને માહિત-ગાર કરવામાં આવી હતી. એ ત્રણે જણીઓ જાણતી હતી કે, એ પહેરેગીરો અને દાસીઓ તેમની નહોતી; છતાં સમયનો વિચાર કરીને તેમને તેમના ઉપર વિશ્વાસ રાખવો પડતો હતો. આ મકાનમાં આવવું પડેલું હોવાથી માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીનું મન ઉદાસ થઈ ગયું હતું. શ્યામગઢથી વિદાય થતી વખતે તેમનો ત્રણેનો એવો નિશ્ચય થઇ ગયો હતો કે, પોતે હવે ત્વરાથી કનકગઢ જઇ પહોંચશે એટલે ત્યાં કોઈ પણ દુશ્મનનો ડર રહેશે નહિ તથા કોઈ પણ પ્રકારનું દુઃખ વેઠવું પડશે નહિ. તદુપરાંત કનકગઢ જઈ પહોંચતાં પોતાની સકળ ઇચ્છાઓ પરિપૂર્ણ થશે એવી તેમની માન્યતા હતી; છતાં નિ-રાશાએ રસ્તામાં જ તેમની આશા તથા વિશ્વાસની ઇમારતને જમીન-દોસ્ત કરી નાખી તથા દુશ્મનોના ડરથી તેમને આ વિચિત્ર સ્થળે આવીને રહેવું પડયું. એ સ્થળે તેમના જોવામાં પોતાના પરિચયનું એક પણ મનુષ્ય આવતું નહોતું.

જે દિવસે એ ત્રણે જણીઓ અત્રે આવી તે દિવસે કૃષ્ણયક્ષ પણ હાજર હતો. એ ત્રણે જણીઓ કૃષ્ણયક્ષને સારી રીતે ઓળ-ખતી હતી તેમ જ પોતાનો યથાર્થ પક્ષકાર અને મદદગાર છે એવો તેમનો દૃઢ વિશ્વાસ હતો તેઉપરાંત જ્યોતિસિંહે પણ તેમને બરાબર સમજાવીને એમ કહ્યું હતું કે, 'કૃષ્ણયક્ષ કોણ છે અને કયાં રહે છે એ તમે જાણતાં નથી તો પણ તમે અમારા ઉપર જેટલો વિશ્વાસ રાખો છો તેટલો જ વિશ્વાસ તેમના ઉપર રાખજો તથા જેવી રીતે અમારી આજ્ઞા પાળો છો તેવી રીતે તેમની આજ્ઞા પાળજો.' માયા-સુંદરી, બંસરીબાલા અને નારંગીએ જ્યોતિસિંહની આ સૂચનાનો પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કર્યો હતો.

જે સમયે તેઓ ત્રણે આ બંગલામાં આવી હતી ત્યાર પછી

બે કલાકે સઘળો સરસામાન વ્યવસ્થિત કરી કૃષ્ણયક્ષ અને જ્યોતિસિંહ ચાલ્યા ગયા હતા તથા જતી વખતે કૃષ્ણયક્ષ તેમને ત્રણેને એમ કહી ગયો હતો કે, 'તમારે અત્રે એકલાં રહેવાનું છે એવા વિચારથી તમે બિલકુલ ગભરાશો નહિ. હું બની શકશે એટલી ઝડપથી લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને તમારી પાસે પહોંચાડી દઈશ. પછી તમે સર્વ અરસ્પરસના સહવાસથી અત્રે આનન્દમાં રહી શકશો. વળી હું પણ બનતી ત્વરાથી તમને સર્વને લઈ જવા માટે પુનઃ અત્રે આવીશ.'

ત્રીજે દિવસે તેજસિંહ પણ એ વિચિત્ર સ્થળે જઇ પહોંચ્યો. તેને જોઈ માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી અત્યંત આનન્દિતા થઇ.

અમારા પ્રેમી વાંચકબંધુઓ જાણે છે કે, નારંગી અને તેજસિંહનાં મન એક બીજાં તરફ આકર્ષાયાં હતાં; અસ્તુ. આ સમયે એ સ્થાન તેમના ઉભયને માટે ઘણું ઉપયોગી થઇ પડયું; પરંતુ તેમણે પોતાની મળેલી છૂટનો દુરુપયોગ કર્યો નહિ. સર્વથી વિશેષ મહત્વ તેઓ પોતાના કર્ત્તવ્યને આપતાં હતાં. આ તિલિસ્મી મહેલમાં આવવાનો માર્ગ ઘણો ગુપ્ત હોવાથી બ્હારનું કોઇ અજાણ્યું માણસ ત્યાં આવી શકે એ સર્વથા અશકય હતું. તેજસિંહે કૃષ્ણયક્ષની ઘણી પ્રશંસા કરી તથા મહારાણા વીરસિંહની છાવણીમાં બનેલી હકીકત તેણે માયાસુંદરી વગેરેને જણાવી. પોતાનાં સ્વરૂપ ધારણ કરેલી ત્રણે દાસીઓને મનોરમાએ મારી નાખી છે એવી વાત સાંભળી માયાસુંદરી, બંસરીબાલા તથા નારંગી કંપી ઉઠી. માયાસુંદરીએ કહ્યું:-"ખરેખર, કૃષ્ણયક્ષ દેવતા જ છે. એમની અદ્દભુત શક્તિ, પ્રબળ બુદ્ધિ તથા પ્રખર ચાતુર્યની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી જ

છે. તેમણે જે કાંઈ લખ્યું હતું તે બન્યું છે. ”

તેજસિંહઃ–આપને સર્વને અત્રે રાખવાની વ્યવસ્થા કરવામાં પણ તેમણે અગમચેતી વાપરી છે. હવે મનોરમા કેદ પકડાયલી હોઇ તે પલાયન કરી શકે તેમ નથી ! વળી જો બીજું કોઇ તેનું મદદગાર લશ્કરમાં હશે તો તે પણ જરૂર પકડાશે. તે ઉપરાંત.........

નારંગીઃ–અમને મરી ગયેલી ધારીને હવે કોઇ અમારી પાછળ લાગશે નહિ. હવે બન્ને રાજકુમાર તિલિસ્મી તોડી કનકગઢ આવશે એટલે આ સંસાર આપણા સર્વના માટે સ્વર્ગ સમાન બની જશે.

ઘણા સમય સુધી તેમની ચારે જણાની વચ્ચે વાતચિત થઇ. પછી તેજસિંહ એ સ્થાને ફરી આવી, ભોજનાદિથી નિવૃત્ત થઇ આનન્દ-વિનોદની વાતચિત કરવા લાગ્યો. તે એ તિલિસ્મી મહેલમાં રહ્યો ત્યાં સુધી સર્વનો અંતરાત્મા આનન્દ પામ્યો.

સંધ્યાકાળ થવાને બે કલાકનો વિલંબ હતો; પરંતુ સૂર્ય ભગવાન પહાડની પાછળ નમી પડયા તેથી જે પહાડ ઉપર માયાસુંદરી વગેરેનો બંગલો આવેલો હતો એ પહાડના શિરોદેશ સિવાય અંદરના ભાગમાંથી તડકો અદશ્ય થઇ ગયો. આ વખત ઘણો રમણીય હતો તથા સ્થાન પણ મનોરમ લાગતું હતું. તેજસિંહ એક વૃક્ષ નીચે બેસીને કંઇ બનાવતો હતો તથા માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી બંગલાથી થોડા અંતરે આવેલી એક પાષાણશિલાપર બેસી એક બીજીની સાથે વાતચિત કરતી હતી. નારંગીએ કહ્યું:–“ આવી રીતે બેસી રહીને હું તો કંટાળી ગઇ છું. ”

બંસરીઃ–તું તેજસિંહ પાસે જઇને બેસ અને વૃક્ષની છાલ ઉતારી દોરડું વણ.

નારંગીઃ–એવું હલકું કામ મ્હારે શા માટે કરવું જોઇએ ? હું

એમ કહેવાને ઇચ્છું છું કે, જો મ્હને આજ્ઞા હોય તો હું પર્વતપ્રદેશની બ્હાર જઇ આમ તેમની કાંઇ ખબર મેળવી આવું અગર જમાનીઆ જઇને રાણા ગોપાલસિંહનો લક્ષ્મીદેવી ઉપરનો પ્રેમ કેમ અદૃશ્ય થઇ ગયો છે તથા તેઓ લક્ષ્મીદેવીની બિલ્કુલ કેમ ખબર લેતા નથી એ સંબંધીની ખબર લઇ આવું.

માયાસુંદરીઃ- બ્હેન ! એ માટે મને પણ ઘણો અફસોસ થાય છે. હું સત્ય જ કહું છું કે, લક્ષ્મીદેવીનું દુઃખ અસહનીય છે. રાણા ગોપાલસિંહજીને માટે તેમણે જે દુઃખ વેઠ્યું છે તેનો વિચાર કરતાં હૃદય કંપી ઉઠે છે; પણ અફસોસ! રાણા ગોપાલસિંહજીએ તેમના દુઃખશોક તરફ સહજ પણ ધ્યાન આપ્યું નથી.

બંસરીઃ-વળી પત્તો લાગ્યા પછી રાણા ગોપાલસિંહજી લક્ષ્મીદેવીની બિલ્કુલ ખબર લેતા નથી એ માટે મ્હને પણ ઘણો ખેદ થાય છે. એમણે સકળ દુઃખ સહન કર્યાં છે; પરંતુ આ દુઃખ અસહ્ય છે. અરેરે ! ગોપાલસિંહજીનું હૃદય પણ કેવું પત્થર જેવું છે !

માયાસુંદરીઃ-જો એવું દુઃખ મ્હારાપર આવી પડ્યું હોત તો હું એક ક્ષણ માટે પણ જીવન ધારણ કરી શકત નહિ. આ દુનિયામાંથી પ્રણયનો અંત આવી ગયો છે કે પછી રાણા ગોપાલસિંહજીના જોવામાં લક્ષ્મીદેવીનો કાંઇ દોષ આવ્યો છે ?

નારંગીઃ-લક્ષ્મીદેવી જેવાં સચ્ચરિત્રા સુન્દરી સંસારમાં વિરલ હોય છે. તેમનામાં કોઇ પણ પ્રકારનો દોષ નથી એવો મ્હારો દૃઢ વિશ્વાસ છે. પોતાના દુઃખના દિવસો, કનિષ્ઠા ભગિનીની દાસી બનીને તેમણે કેવી રીતે વીતાડ્યા છે એ આપણે જાણીએ છીએ; પરંતુ એમના પતિવ્રતધર્મનો એમને કાંઈ પુરષ્કાર મળ્યો નથી.

માયાસુંદરીઃ-આ દુઃખના જેવું અસહ્ય દુઃખ બીજું એકે નથી.

એવામાં થોડે દૂરથી એક કાગડાને બોલતો સાંભળી માયાસુંદરીએ કહ્યું:–"પેલો કાગડો આપણા તરફ જોઇને બોલે છે. એની વાણી શું સૂચન કરે છે એ આપણે જોઇએ !" આમ કહી જમીનપરથી એક તણખલું ઉપાડી લઇ આંગળીથી તેની લંબાઈ માપીને કહ્યું:–"આપણું કોઇ સ્નેહી જન આ તરફ આવે છે."

બંસરીબાલાએ આશ્ચર્ય પામીને પૂછ્યું:–"એ તમે કેવી રીતે જાણી શકયાં ? કાગડાની બોલી તમે સમજી શકો છો કે શું ?"

માયાસુંદરીએ ઉત્તર આપ્યો:–"હું કાંઇ મશ્કરી કરતી નથી. કાગડાની વાત સમજવી એ કાંઇ મુશ્કિલ કાર્ય નથી."

બંસરી:–કાગડાની બોલી સમજતાં તમને કોણે શિખવી હતી એ કહો ?

માયાસુંદરી:–મ્હારાં માતાજીએ મ્હને એક શ્લોક શિખવાડ્યો હતો. એ શ્લોકનો ભાવાર્થ એવો છે કે, જ્યારે કાગડાની બોલી સાંભળવામાં આવે ત્યારે એક મ્હોટું તણખલું જમીનપરથી ઉપાડી લઇને તેની લંબાઇ તપાસવી. એ તણખલું જેટલા આંગળ લાંબું હોય તેમાં તેર ઉમેરીને પછી તેના સાત સાતના ભાગ કરવા. આમ કરતાં જે કાંઇ વધે તેના ઉપર વિચાર કરવો. જો એક વધે તો કાંઇ લાભ થશે એમ સમજવું, બે વધે તો કાંઇ નુકસાન થશે એમ ધારવું, ત્રણ વધે તો કાંઇ સુખપ્રાપ્તિ, ચાર વધે તો ઉત્તમ ભોજનની પ્રાપ્તિ, પાંચ વધે તો કોઇ સ્નેહીનું મિલન, છ વધે તો કોઈની સાથે કલહ કંકાસ અને સાત વધે તો આપણું અગર તો આપણા કોઇ આત્મીયજનનું મૃત્યુ થશે એમ સમજવું. મ્હેં હમણાં જે તણખલું ઉપાડ્યું છે તે છ આંગળ લાંબું છે. એ છમાં તેર ઉમેરતાં ઓગણિસની સંખ્યા થઇ. એમાં સાતના બે ભાગ એટલે ચૌદની સંખ્યા નીકળી જતાં પાંચની

સંખ્યા વધી; જેથી આપણા કોઈ સ્નેહીજન સાથે આપણું મિલન અવશ્ય થવું જોઇએ.

બંસરીબાલાએ એ શ્લોક સાંભળવાની ઇચ્છા દર્શાવી એટલે માયાસુંદરીએ કહ્યું:—

"काकस्य वचनं श्रुत्वा गृहीत्वा तृणमुत्तमम्,
त्रयोदश समायुक्ता मुनिभिः भागमाचरेत्।
लाभं नष्टं महासौख्यं भोजनं [illegible],
कलहो मरणं चैव काको वदति नान्यथा ॥"

નારંગીએ કહ્યું:-"આ શ્લોક તો અશુદ્ધ છે."

માયાસુંદરી:-રહેવા દે ત્હારી શુદ્ધિ અશુદ્ધિ! તું આજકાલ મ્હોટી પંડિતા બની ગઈ છે કેમ?

બંસરીબાલા:—નારંગિ! ત્હારા કહેવા પ્રમાણે કદાચ શ્લોક અશુદ્ધ હશે; પરંતુ એની મતલબ તો અશુદ્ધ નથી ને?

નારંગી:—ના ના. મતલબને કોણ અશુદ્ધ કહી શકે તેમ છે? મતલબ સર્વથા સત્ય છે.

આ સમયે સ્હામેથી કોઇને આવતું જોઈ બંસરીબાલા ચમકી ઉઠી તથા તેણે કહ્યું:—"અહાહા! નારંગિ! તું જોતો ખરી કે માયાસુંદરીનું કહેવું સાચું ઠર્યું છે! હમણાં ઈન્દ્રદેવ આ તરફ આવતા જણાય છે."

નારંગી:—ખરું છે. તેમની સાથે પદ્માવતી, લક્ષ્મીદેવી અને અલકકિશોરી પણ આ તરફ આવે છે. કૃષ્ણયક્ષે તેમને ત્રણેને અત્રે પહોંચાડવાની જે વાત કહી હતી તે સાચી ઠરી છે.

માયાસુંદરીએ ઉભી થઇને કહ્યું:—"ચાલો, આપણે સ્હામાં જઇને તેમને લઇ આવીએ."

તત્કાળ ત્રણે જણીઓ લક્ષ્મીદેવી, અલકકિશોરી અને પદ્માવતીને

લઈ આવવા ગઇ. નીચેના ભાગમાં આવેલા મકાન પાસે જતાં જ તેમની તેઓની સાથે મુલાકાત થઈ. ઇન્દ્રદેવને પ્રણામ કર્યા પછી બધી સખીઓએ એક બીજીને સ્નેહાલિંગન કર્યું તથા અરસ્પરસ કુશળ સમાચાર પૂછ્યા. પછી માયાસુંદરી તેમને સર્વને પોતે જે બંગલામાં રહેતી હતી એ બંગલામાં લઇ ગઇ. ઇન્દ્રદેવ વચ્ચે આવેલા એ મજલાવાળા મકાનમાં કે જ્યાં તેજસિંહનો મુકામ હતો ત્યાં ચાલ્યો ગયો.

સેવા ચાકરી કરનાર દાસીઓની જો કે ત્યાં ખોટ નહોતી; છતાં નારંગીએ પોતાના હાથે ભિન્ન ભિન્ન પ્રકારની સ્વાદિષ્ટ ખાદ્ય વસ્તુઓ બનાવીને સર્વને ભોજન કરાવ્યું, તથા વિનોદાત્મક વાતચિતથી તેણે સર્વના અંતરાત્માને પ્રસન્ન તેમજ સંતુષ્ટ કર્યો. સકળ કાર્યથી નિવૃત્ત થયા પછી સઘળી સખીઓ રાત્રે એક ઓરડામાં બેસી વાતચિત કરવા લાગી. માયાસુંદરીએ લક્ષ્મીદેવીને ઉદ્દેશીને કહ્યું:–" જો કે દૈવયોગે આપણે સર્વે એક બીજીથી છૂટી પડી ગઇ હતી; પરંતુ સત્વર આપણું પુનર્મિલન થયેલું હોવાથી આપણે અંતઃકરણપૂર્વક ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ."

લક્ષ્મીદેવીઃ–બ્હેન! તમારું કહેવું ખરું છે. હજી સૂધી કૃષ્ણયક્ષ કોણ છે એ હું જાણી શકી નથી. કૃષ્ણયક્ષની આજ્ઞા સર્વે શિરપર ચઢાવે છે. તમને પણ તેમની ઇચ્છાનુસાર અત્રે પહોંચાડવામાં આવ્યાં છે તથા અમને પણ એમની આજ્ઞાથી અત્રે લાવવામાં આવી છે. ગમે તેમ હો, પરંતુ એમાં કાંઇ સંશય નથી કે, કૃષ્ણયક્ષ ઘણા બુદ્ધિમાન્ તથા દીર્ઘદર્શી છે. તેમની ચાલાકીથી તમારો ત્રણેનો જીવ બચ્યો છે એમ જાણી અમને જે આનન્દ થયો છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી.

બંસરીઃ-એ ખબર તમારા જાણવામાં ક્યારે આવી?

લક્ષ્મીદેવીઃ-શ્રીમાન્ ઇન્દ્રદેવજી જમાનીઆ ગયા હતા તથા ત્યાં તેમને કૃષ્ણયક્ષનો પત્ર મળ્યો હતો તે ઉપરથી આ ખબર અમારા જાણવામાં આવી છે. એ પત્રમાં અમને અત્રે પહોંચાડવાની પણ કૃષ્ણયક્ષે ઇન્દ્રદેવજીને સૂચના કરી હતી જેથી તેમની સૂચનાનુસાર અમને અત્રે પહોચાડવામાં આવી છે.

માયાસુંદરીઃ-શું શ્રીમાન્ ઇન્દ્રદેવજી જમાનીઆ ગયા હતા? મ્હારી માન્યતા પ્રમાણે રાણા ગોપાલસિંહે તેમને બોલાવ્યા હશે.

લક્ષ્મીદેવીએ અંતરના ઉંડાણમાંથી એક ગંભીર નિશ્વાસ મૂકીને કહ્યું:-"એમને શી ગરજ પડી હતી કે તેઓ બોલાવે! તેઓ મ્હારા પિતાનો પત્તો મેળવવા ગયા હતા. ત્યાં જતાં કૃષ્ણયક્ષના પત્રપરથી એમ માલૂમ પડ્યું કે, મ્હારા પિતાનો છુટકારો કરી પિશાચપતિ તેમને કનકગઢ લઇ ગયો છે. પિશાચપતિનું ઇશ્વર નિરંતર કલ્યાણ કરે એમ જ હું ઇચ્છું છું."

માયાસુંદરીએ પ્રસન્ન થઇને કહ્યું:—"વાહ! પિશાચપતિએ ઘણું પ્રશંસનીય કાર્ય કર્યું છે; છતાં એની તપાસમાંથી હજી ઘણા ગુપ્ત ભેદનો સ્ફોટ થશે."

અલકઃ—એમાં કાંઈ શંકા જેવું છે જ નહિ.

માયાસુંદરીઃ—ઠીક, જમાનીઆ જવાથી બીજા કોઇના સમાચાર જાણવામાં આવ્યા છે કે?

પદ્માવતીઃ—હા, ઇન્દ્રદેવજીની બન્ને કુમારો સાથે દૂરથી મુલાકાત અને વાર્તાચિત થઇ હતી. બન્ને રાજકુમારો હાલ તિલિસ્મી તોડવાના કાર્યમાં ગુંથાયા છે. વળી એ સ્થળે ઇન્દ્રદેવ પોતાની પુત્રી ઇન્દિરાને મેળવી શક્યા છે અને પોતાની પત્ની સરયુદેવીનું દૂરથી દર્શન

કરી શક્યા છે.

માયાસુંદરીએ આ ઉત્તર સાંભળી આશ્ચર્યચકિત તથા આનન્દિત બની જઈને કહ્યું:–"એ ઘણું સારું થયું છે. આટલા દિવસ સુધી તેઓ બન્ને ક્યાં હતી?"

લક્ષ્મીદેવી:—તેઓ બન્ને તિલિસ્મીમાં ફસાઇ પડી હતી. બન્ને રાજકુમારોને લીધે જ તેમનો જીવ બચ્યો છે.

આ પ્રસંગે ઇન્દિરા અને સરયુ સંબંધીની સઘળી હકીકત લક્ષ્મીદેવીએ કહી સંભળાવી. એ હકીકત સાંભળવામાં આવતાં માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી ઘણી આનન્દિતા થઈ. નારંગીએ કહ્યું:–"એક પ્રસંગ એવો હતો કે, વિશ્વાસઘાતીઓ અને દુષ્ટો માટે જમાનીઆ વૈકુંઠ બની ગયું હતું!"

લક્ષ્મીદેવી:–ખરું છે; એટલા માટે જ મ્હારે પણ અનેક અસહ્ય સંકટો સહન કરવાં પડયાં છે. એ સંકટોનો અદ્યાપિ અંત આવતો નથી! મ્હારી કેવી દશા થશે તથા મ્હારે શું કરવું પડશે એ હું સમજી શકતી નથી.

માયાસુંદરી:—જમાનીઆમાં રાણા ગોપાલસિંહે ઇન્દ્રદેવની સાથે તમારા સંબંધી કાંઇ પણ વાતચિત કરી નથી કે?

લક્ષ્મી:—ના. તેમણે તેમને માત્ર એટલું જ કહ્યું હતું કે, 'તમે કૃષ્ણયક્ષની આજ્ઞાનુસાર જે સ્થળે માયાસુંદરી વગેરે છે ત્યાં લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરીને પહોંચાડી દેજો. પછી કૃષ્ણયક્ષના ત્યાં આવ્યા પછી તમે તેમની સૂચનાનુસાર વર્તજો.' આથી વિશેષ કાંઇ તેમણે કહ્યું નથી. ઇન્દ્રદેવ પણ મ્હારી સ્થિતિ માટે ઘણા શોકગ્રસ્ત હોવાથી તેમણે પણ તેમની સાથે મ્હારા વિશે કાંઇ વાતચિત કરી નથી.

માયાસુંદરીઃ—તમારી સ્થિતિ માટે સર્વને શોક થાય એ સ્વાભાવિક છે અને ઇન્દ્રદેવ તો તમારા પિતા બરાબર હોવાથી તમારી સ્થિતિ માટે તેમને શોક થવો જ જોઇએ. (પદ્માવતી તરફ જોઇને) પદ્માવતિ! તમે તો તમારા બનેવીના સ્વભાવની પહેલાં ઘણી પ્રશંસા કરતાં હતાં કેમ?

પદ્માવતીઃ—હજી પણ હું એમ કહું છું કે એમનો સ્વભાવ પ્રશંસા કરવા જેવો છે; પરંતુ આ વિષયનો વિચાર કરતાં તેમના વર્તન માટે મ્હને સખેદાશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તેમની હાજરીમાં જ બન્ને રાજકુમારોએ ઘણી અધીરતાથી તમારા સમાચાર શ્રીમાન્ ઇન્દ્રદેવને પૂછ્યા, તથા સર્વને જમાનીઆ બોલાવી લેવા કહ્યું; એમ છતાં પણ રાણાજીએ મ્હારાં દુઃખીઆરાં બ્હેનને યાદ ન કર્યાં! કાલે કૃષ્ણયક્ષ પણ અત્રે આવી પહોંચે એવો સંભવ છે. આપણે જોઇશું કે, તેઓ શું કહે છે!

લક્ષ્મીઃ—કહેવાના શું હતા? તેઓ જો કદાચ જમાનીઆ જવા માટે કહેશે તો પણ હું આવી રીતે અપમાનિતા થઇને કદાપિ ત્યાં જઇશ નહિ. મ્હારા પતિદેવતા મ્હારા સમાચાર સુદ્ધાં જાણવાની ઇચ્છા રાખતા નથી તો પછી મ્હારે શું મ્હોં લઇને તેમની પાસે જવું? વળી હવે શા સુખ માટે અને શી આશા માટે મ્હારે મ્હારું આ દુઃખમય જીવન ટકાવી રાખવું?

નારંગીઃ—ના ના,–તમારે આટલો બધો શોક ન કરવો જોઇએ.

બંસરીબાલાઃ—શોક કેમ ન કરવો જોઇએ? આ કરતાં વિશેષ દુઃખ બીજું કયું હોઈ શકે? જે કારણથી તથા જે સુખમય આશાથી લક્ષ્મીદેવીએ અસંખ્ય સંકટો સહન કર્યાં છે એ આશા સફળ ન થાય તો તેમના શિરપર વજ્રાઘાત થયા જેવું જ ગણી શકાય. વિશ્વ-

સારમાં જે સ્ત્રી સ્વામીસ્નેહથી વંચિતા હોય તે સ્ત્રીને પોતાના જીવનની બિલ્કુલ માયા હોતી નથી. રાણા ગોપાલસિંહજી એટલો પણ વિચાર કરતા નથી કે, તેમની સાળીને લીધે જ તેમનો જીવ બચ્યો છે. જો તેમ ન બન્યું હોત તો અત્યાર સુધીમાં તેમના નામ નિશાનનો સદંતર નાશ જ થઇ જાત.

અલક:–બ્હેન! આશ્ચર્યનો પ્રકાર એ છે કે તેમણે લક્ષ્મીદેવીની ખબર તો જો કે ન લીધી; પણ પોતાની પેલી માયાવિનીનું મ્હોં સુદ્ધાં જોવાની તેમણે પરવાહ કરી નથી.

બંસરી:–ખરું છે. તેમણે શ્યામગઢ જઇને એ કુલટાના અંગના કડકે કડકા કરી નાખવા જોઇતા હતા.

આવી રીતે ઘણા સમય સુધી તેમની વચ્ચે વાતચિત ચાલી. લક્ષ્મીદેવીની દુ:ખદ સ્થિતિ માટે સર્વનો અંતરાત્મા શોક સંતપ્ત બની ગયો હતો. રાત્રિ વિશેષ થતાં તેમણે સર્વેએ શય્યાનો આશ્રય સ્વીકાર્યો. બીજે દિવસે કૃષ્ણયક્ષના આગમનના સમાચાર સર્વના જાણવામાં આવ્યા.

માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, લક્ષ્મીદેવી નારંગી અને અલકકિશોરી કૃષ્ણયક્ષની ઘણી અધીરતાથી રાહ જોઇ રહી. કૃષ્ણયક્ષના આગમનના સમાચાર જ્યારે તેમના જાણવામાં આવ્યા ત્યારે તેમના આનન્દનો પાર રહ્યો નહિ. જો કે તે કયો માણસ છે તેની કોઇને કાંઇ ખબર નહોતી અને કોઇ પણ વ્યક્તિને તેના નિવાસસ્થાનની માહિતી નહોતી. કૃષ્ણયક્ષની જાત તથા રીતભાતથી પણ સર્વ માણસો અજ્ઞાત હતાં; છતાં તેના બુદ્ધિચાતુર્ય અને શક્તિ સામર્થ્ય માટે સર્વના અંતરમાં માન ઉપજ્યું હતું. રાણો વીરસિંહ તેને માન આપતો હોવાથી કૃષ્ણયક્ષ કોઇ પ્રતિષ્ઠા સંપન્ન પુરુષ હોવો જોઇએ એવી સર્વની માન્યતા હતી.

ગુપ્તમાં ગુપ્ત સ્થળોએ પણ કૃષ્ણયક્ષ આકસ્મિક રીતે હાજર થયેલો હોવાથી માયાસુંદરી, બંસરીબાલા વગેરે કોઇ તેનાથી શર્માતી નહિ. વળી કૃષ્ણયક્ષ સમક્ષ લજ્જા નહિ રાખવાની તેમને સર્વને આરંભથી જ સૂચના થયેલી હતી; અસ્તુ.

કૃષ્ણયક્ષના આગમનના સમાચાર જાણવામાં આવતાં સર્વને અપાર આનન્દ થયો. કૃષ્ણયક્ષ સર્વથી પ્રથમ ઇન્દ્રદેવને મળવા માટે નીચેના ભાગમાં આવેલા પેલા બે મજલાવાળા મકાનમાં ગયો છે એવી ખબર મળતાં માયાસુંદરી, બંસરીબાલા વગેરે તેને ત્યાં મળવા જવાને તૈયાર થઇ; પરંતુ એવામાં તેજસિંહે આવીને કહ્યું કે, કૃષ્ણયક્ષ પોતે જ તેમને મળવા માટે પહાડ ઉપરના બંગલામાં આવે છે.

થોડા સમયાં જ કૃષ્ણયક્ષ પહાડપર આવેલા બંગલાની નજીક આવી પહોંચ્યો. લક્ષ્મીદેવી, પદ્માવતી, અલકકિશોરી, માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીએ સ્હામે જઇ તેને યથોચિત માન આપ્યું તથા સત્કારથી તેને બંગલામાં લઇ આવી એક ઉંચી બહુમૂલ્ય ગાદી ઉપર બેસાડયો. પછી કૃષ્ણયક્ષની ઇચ્છાનુસાર ઇન્દ્રદેવ અને તેજસિંહ એ ગાદીની ડાબી બાજૂએ બેઠા. લક્ષ્મીદેવી વગેરેને પોતાની સ્હામે બેસવાની કૃષ્ણયક્ષે આજ્ઞા કરી. સર્વેએ અત્યંત પ્રસન્નતાપૂર્વક તેની આજ્ઞા સ્વીકારી. કૃષ્ણયક્ષે પ્રથમ સર્વના કુશળ સમાચાર પૂછ્યા. ત્યાર પછી બીજી વાતચિત ચાલૂ થઇ. માયાસુંદરીએ કૃતજ્ઞતાસૂચક સ્વરે કહ્યું:–" આપની કૃપાથી જ અમારા જીવનનું રક્ષણ થયું છે; છતાં જે ત્રણ દાસીઓનું અકાળે મૃત્યુ નિપજ્યું છે તેમના માટે અમને ઘણો શોક થાય છે."

કૃષ્ણયક્ષે ગંભીરતાથી કહ્યું:–" એ સઘળી ઇશ્વરની માયા છે. તે પોતે પોતાની ઇચ્છાનુસાર કરે છે. ઇશ્વરેચ્છા સમક્ષ માનવના

સકળ પ્રયત્નો વૃથા થાય છે. જો કે પ્રપંચપરાયણ મનોરમાએ કેટલાક બદમાશોને સાથે લઇ તમારી પૂંઠ પકડી હતી; પરંતુ તે કેદ પકડાયલી હોવાથી સર્વનો ભય દૂર થયો છે. હવે હું પૂરતો વિચાર કરું છું તો સંસારક્ષેત્રમાં તમારી સાથે શત્રુતા કરતું હોય એવું બીજું એક પણ માણસ મ્હારા ધ્યાનમાં આવતું નથી; કેમ કે જે મુખ્ય પ્રતિસ્પર્ધીઓ અથવા શત્રુઓ હતાં તેઓ સર્વ કેદ પકડાયાં છે. હવે તેઓનો કેદમાંથી છુટકારો કરે એવું કોઇ માણસ છૂટું રહ્યું નથી."

પદ્માવતીઃ—ત્યારે હવે અમને અત્રે રાખવાની શી જરૂર છે? આ એકાન્તવાસથી અમને સર્વને ઘણી વિરક્તિ ઉપજી છે.

કૃષ્ણયક્ષે હસીને કહ્યુંઃ—"જયારે ચારે તરફ શત્રુઓનો અત્યાચાર ચાલતો હતો ત્યારે પણ તમારે છુપાઇ રહેવાની જરૂર પડી નહોતી એ હું જાણું છું; પરંતુ બીચારાં માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, અને અલકકિશોરીને અત્યાર સૂધી સાવધાન રહેવાની જરૂર હતી. હવે સઘળો ભય દૂર થયો છે. તમારામાંથી કોઇને હવે છુપાઇ રહેવાની જરૂર નથી. તમને જમાનીઆ લઇ જવા માટે જ હું અત્રે આવ્યો છું. ત્યાં ગયા પછી તમે સર્વ તમારી ઇચ્છા હશે ત્યાં નિર્વિઘ્ને જઇ શકશો."

લક્ષ્મીઃ—આપ અમને કનકગઢ કેમ નથી લઇ જતા? વળી આપ કદાચ ત્યાં ન લઈ જઇ શકો તેમ હો તો ત્યાં જવાની આજ્ઞા કેમ આપતા નથી?

કૃષ્ણઃ—ના ના, તમને સર્વને પ્રથમ જમાનીઆ લઇ જવાની જરૂર છે. આ કાંઇ મ્હારી એકલાની ઇચ્છા નથી. તમારી પણ ત્યાં આવવાની જ ઇચ્છા હશે. તમે જમાનીઆનાં રાણી છો. તમે જમાનીઆંમાં આવો એટલે તમને વધાવી લેવાની ઇચ્છા સઘળી પ્રજા

રાખે છે. વળી અલકકિશોરી અને પદ્માવતી તમારી ભગનીઓ હોવાથી...

લક્ષ્મીદેવી વચ્ચે બોલી ઉઠી:–" થયું થયું, હવે એ વાત ઉચ્ચારશો નહિ. જમાનીઆની રાણી તરીકે પ્રકાશમાં આવવાની મ્હારી બિલ્કુલ ઇચ્છા નથી. હું જમાનીઆ આવવાને ઇચ્છતી નથી. હું જ્યાં રહોશ ત્યાં મ્હારી બ્હેનો પણ રહેશે."

કૃષ્ણઃ–તમે આમ કેમ કહો છો ?

લક્ષ્મીઃ–આપે અમને ઘણી સહાયતા કરી છે તથા અમે જીવનપર્યંત આપની સેવા કરીએ તો પણ આપના ઉપકારનો બદલો વળી શકે તેમ નથી; છતાં આપનો પરિચય અમને પ્રાપ્ત નહિ થયેલો હોવાથી.........

કૃષ્ણયક્ષ વચ્ચે જ બોલી ઉઠયો:–" બરાબર છે. અપરિચિત પુરુષ સાથે હૃદય ખોલીને વાત કરવી એ કુળવતી સ્ત્રીઓનો ધર્મ નથી. વળી હમણાં હું તમને મ્હારો પરિચય આપી શકતો નથી એ માટે દિલગીર છું; પરંતુ પ્રસંગાનુંસાર એટલું કહી દેવાની જરૂર જણાય છે કે, હું સગાઇમાં રાણા ગોપાલસિંહજીનો કનિષ્ઠ બંધુ છું. એ સંબંધને અનુસરી તમે મ્હારાં ભાભી થાઓ છો; તેથી એક દિયર તરીકે તમારી સાથે તમારા સુખની વાત છૂટથી કરવાનો મ્હને હક્ક છે. તમે મ્હારી સાથે ગમે તેટલી છૂટ લેશો તો પણ એ માટે રાણા ગોપાલસિંહનો સહજ પણ ઠપકો તમારે સાંભળવો પડશે નહિ. તમે જમાનીઆ શા માટે નથી આવતાં એ હું જાણું છું. તમે જીવતાં હોવા છતાં રાણા ગોપાલસિંહજી તમારી ખબર પણ જોવા આવ્યા નહિ એ માટે તમને ઘણો શોક......"

પદ્માવતી વચ્ચે બોલી:–" જોવા આવવાનું તો દૂર રહ્યું પણ તેમણે એક પત્ર લખી કુશળ સમાચાર પૂછવા જેટલી પણ ચિંતા

રાખી નથી ! ”

અલક:–આવનાર જનાર માણસને પણ તેમણે પોતાનાં ધર્મપત્ની સંબંધી કાંઇ પૂછ્યું નથી ! !

લક્ષ્મીદેવીએ વિષણ્ણવદને કહ્યું:–“એક કૂતરા તરફ પણ માનવ-હૃદય આટલી બધી બેદરકારી બતાવતું નથી.”

પદ્માવતી:–આવી સ્થિતિમાં એક સ્ત્રીને કેટલો શોક થાય તેની કલ્પના સહેલાઇથી થઇ શકે તેમ છે. વળી આપ જ્યારે એમ કહો છો કે, રાણા ગોપાલસિંહજી આપના વડિલ બંધુ છે ત્યારે પછી નમ્રતાપૂર્વક હું આપને એમ પૂછું છું કે રાણાજી આવું વર્તન રાખે એ એમને ઉચિત છે કે ?

કૃષ્ણ:–રાણાજીએ એમના તરફ દુર્લક્ષ્ય કર્યું છે એવું તમે શા આધારે કહો છો ? સ્ત્રીજાતિની બુદ્ધિ પણ અતિ વિચિત્ર જણાય છે ! તમે ખરી હકીકત જાણતાં નહિ હોવાથી જ રાણાજીને આ વિષયમાં દોષપાત્ર ગણો છો.

પદ્માવતી:–મ્હેં જે કાંઇ આપને કહ્યું છે તેથી વિશેષ સબળ આધારની આપને જરૂર છે કે ? જો તેઓ એક દિવસ માટે પણ કનકગઢ આવ્યા હોત તો તેમને થાક લાગી જાત કે ?

કૃષ્ણ:–વડિલજનોની હાજરીમાં પોતાની પત્નીને જોવા માટે તેઓ આવે એ વ્યાજબી લાગે કે ? અફસોસ ! રાણા ગોપાલસિંહજી મહારાજાધિરાજ વીરસિંહજીના ભત્રિજા થાય છે એ તમે જાણતાં નથી અને વસ્તુસ્થિતિ એવી હોવાથી જ રાણાજી લક્ષ્મીદેવીનું પોતાના ગૃહકુટુંબમાં આગમન થયેલું જાણી નિશ્ચિંત રહ્યા છે.

સવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સર્વેએ પૂછ્યું:–“ત્યારે મહારાણાજી તેમના કાકા થાય છે કે શું ?”

કૃષ્ણ:–હા, પ્રથમ આ વાત અમારા બન્નેના જ જાણવામાં હતી. તિલિસ્મી તોડતી વખતે બન્ને રાજકુમારો આ સ્નેહસંબંધને જાણી શક્યા છે. વળી આ હકીકત આજે તમે મ્હારા મુખે સાંભળી છે. સ્વયં મહારાણા વીરસિંહજી પણ હજી સુધી આ વિષયથી અજ્ઞાત છે.

પદ્માવતી:–રાણાજીને વડિલ માણસોની જ્યારે શર્મ આવતી હતી ત્યારે આજ સુધીમાં તેઓ એક પણ ગુપ્ત પત્ર કેમ ન લખી શકયા ?

કૃષ્ણ:–પત્રની વાત તો દૂર રહી પરંતુ રાણાજી પોતે કેટલીક વખત આવીને લક્ષ્મીદેવીનું દર્શન કરી ગયા છે.

અલક:–જો એમ જ હોત તો પછી બ્હેનને શા માટે ચિંતા કરવી પડત ?

પદ્માવતી:–રાણાજી આવીને બ્હેનનું દર્શન કરી ગયા છે એ વાત તેઓ પોતે સાબિત કરી શકે તેમ નથી જ.

કૃષ્ણ:–એ વાત ઘણી સહેલાઇથી સાબિત થઈ જશે તથા તમે એ વાતને માની શકશો.

પદ્માવતી:–ત્યારે સંતોષ થયા સિવાય વગર બોલાવ્યે લક્ષ્મીબ્હેને જમાનીઆ આવવું એવો આપનો વિચાર છે કે ?

કૃષ્ણ:–એમાં વગર બોલાવ્યા જેવું શું છે ? છેવટે હું અત્રે શા માટે આવ્યો છું ?

આમ કહી ખીસ્સામાંથી એક પત્ર બ્હાર કાઢી લક્ષ્મીદેવીના હાથમાં આપીને કૃષ્ણયક્ષે કહ્યું:–" આ જુઓ, રાણાજીના હાથનો જ લખેલો પત્ર વાંચી જુઓ. "

એ પત્રમાં આ પ્રમાણે હકીકત લખેલી હતી:—

"ભાઇ કૃષ્ણ !

ત્રણ દિવસ ઉપર મ્હેં તને એક પત્ર લખ્યો છે. તું મ્હારો કનિષ્ઠ બંધુ હોવાથી તને વિશેષ લખવાની જરૂર નથી. હું માત્ર એટલું જ લખું છું કે, આ પત્ર વાંચતાંની સાથે તું ત્હારાં ભાભી અને તેમની બન્ને બ્હેનોને સાથે લઇને બનતી ત્વરાથી અત્રે ચાલ્યો આવ.

લિ૦ ગોપાલસિંહના શુભાશીર્વાદ."

આ પત્રને સર્વેએ વારંવાર વાંચી જોયો. છેવટે પદ્માવતીએ કહ્યું:-"લક્ષ્મીદેવી માટે રાણા ગોપાલસિંહજીએ આ પત્રમાં વિશેષ કાંઇ લખ્યું નથી. તેમણે લક્ષ્મીદેવીના નામ ઉપર એક જૂદો પત્ર લખી મોકલ્યો હોત તો એટલી તકલીફથી કાંઈ તેમના હાથ દુઃખી જાત નહિ. મ્હારા ઉપર પત્ર લખી મોકલ્યો હોત તો પણ કાંઈ અડચણ નહોતી. થોડા દિવસમાં જ તેઓ કૃતઘ્ન થઇ ગયા હોય એમ જ મ્હને લાગે છે!

કૃષ્ણ:—કૃતઘ્ન શબ્દનો તમે યથોચિત ઉપયોગ કર્યો છે. તમે તેમને તમારા ઉપકારના ભારમાં દબાવવા ઇચ્છતાં હો એમજ મ્હને લાગે છે!

પદ્માવતીએ કિંચિત્ ક્રોધસૂચક સ્વરે કહ્યું:-"હા એમ જ છે. શું મ્હેં એમના માટે થોડી મહેનત કરી છે? મ્હારી મહેનતનો મ્હને તેઓ આવો બદલો આપે એ વ્યાજબી છે કે?"

કૃષ્ણ:-જ્યારે તમે ઉપકાર અને બદલાની વાત કરો છો ત્યારે પછી સ્નેહ કેવો? જ્યાં યથાર્થ સ્નેહ હોય ત્યાં ઉપકાર અને બદલાનો વિચાર જ ન હોવો જોઇએ. બદલો લેવાના ઉદ્દેશથી જો ઉપકાર કરવામાં આવે તો પછી એને એક પ્રકારનો વ્યાપાર જ ગણી શકાય; છતાં જો બદલો લેવાની જ તમારી ઇચ્છા હોય તો ધીરજ રાખો;

કેમ કે જેમના ઉપર તમે ઉપકાર કર્યો છે તેઓ તમારા ઉપકારનો બદલો વાળી શકે તેમ છે. સ્ત્રીજાતિનું હૃદય કેવું ચંચળ હોય છે તેનો આજે મ્હને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો છે. વિચાર કરી જુઓ કે તમારા ઉપર આજ સુધીમાં કોણે કોણે ઉપકાર કર્યા છે? એ બધા ઉપકારોનો બદલો તમે કેવી રીતે ચુકવો છો? વળી જો ઉપકારનો બદલો લેવાનો જ તમારો જાતિસ્વભાવ હોય તો તમે દીન દુઃખીઓનું શું કલ્યાણ કરી શકશો? ગરીબ, કંગાલ, નિરાધાર મનુષ્યો બદલો વાળી શકે તેમ નથી એમ વિચારી તમે તેમના ઉપર ઉપકાર જ નહિ કરો!

પદ્માવતીએ સહજ શર્માઇ જઇને કહ્યું:–"શું રાણા ગોપાલસિંહજી પણ અશક્ત તેમ જ દીન છે?"

કૃષ્ણ:—ના, પણ જો તમે રાણા સમજીને તેમના ઉપર ઉપકાર કર્યો હોય તો હું તમને પુષ્કળ દ્રવ્ય સંપત્તિ અપાવી શકું તેમ છું.

પદ્માવતી:—દ્રવ્ય સંપત્તિની હું ચિંતા કરતી નથી.

કૃષ્ણ:—ત્યારે તો સ્નેહવશતઃ તમે તેમના ઉપર ઉપકાર કર્યો હશે!

પદ્માવતી:—હા, એમ જ છે.

કૃષ્ણ:—ઠીક ત્યારે, જે માણસને સ્નેહની ચિંતા છે તેણે પરોપકાર પ્રસંગે ધનીદરિદ્રનો ભેદ શામાટે રાખવો જોઇએ? આવી સ્થિતિમાં દીનદરિદ્રોનું તમે કાંઇ કલ્યાણ કરી શકો એમ લાગતું નથી; કેમ કે તેઓ ઉપકારનો બદલો વાળી શકે તેમ નથી તથા તમે તેમનો સ્નેહ મેળવી પ્રસન્ન થઇ શકો તેમ નથી.

પદ્માવતી:—આપ હજી સુધી મ્હારાં વચનોનું યથાર્થ રહસ્ય સમજી શક્યા નથી. અમીર કિંવા ગરીબ–હરેક મનુષ્ય પ્રેમભાવથી

વર્તી પોતાનાપર થયેલા ઉપકારનો ભાર ઉતારી શકે છે અને એટલું નથી બનતું તો તે પોતાનાપર ઉપકાર કરનારના કલ્યાણની કામના કરે છે. સ્નેહના બદલામાં સ્નેહ તો મળવો જોઇએને ? જે આપનું અનિષ્ટ કરે તેનું પણ આપ ભલું કરી શકો તેમ છો કે ?

કૃષ્ણ:—જો કેવળ ઉપકાર માનવાથી જ તમને સંતોષ થાય તેમ હોય તો રાણાજી પાસે જઇને પૂછી જુઓ કે તેઓ તમારો ઉપકાર માને છે યા નહિ ?

લક્ષ્મીદેવીએ પદ્માવતી તરફ જોઇને કહ્યું:—" બ્હેન ! તું નિષ્પ્રયોજન વાત કરે છે. આવી રીતે વાદવિવાદ કરવાથી શો લાભ છે જે સ્થળે મ્હારું માન નથી ત્યાં જવાની મ્હારી ઇચ્છા નથી. મ્હારા માટે તેમના મનમાં લેશ માત્ર પણ પ્રેમ નથી એ આટલા દિવસના તેમના વ્યવહારપરથી હું સારી રીતે સમજી શકી છું.

કૃષ્ણ:—ઠીક, આ બધી વાત જવા દઇ હું એક પ્રશ્ન પૂછું તેનો ઉત્તર આપો.

પદ્માવતી:—ભલે પૂછો.

કૃષ્ણ:—તમે રાણાજીને કૃતઘ્ન કહો છો; પરંતુ તમારી કૃતઘ્નતા કેટલી બધી છે એનો તમે સહજ વિચાર પણ કરો છો કે ? જો રાણાજીએ તમારા ઉપર એક પત્ર લખી મોકલ્યો હોત તો તેથી તમને સંતોષ થાત; પરંતુ તેમણે મ્હને મોકલ્યો છે એ પ્રકાર તમને પસંદ નથી. ઠીક છે, ઉપકારનું સ્મરણ કરાવવાની શુરુઆત તમે જ કરી છે; તેથી હું તમને એમ પૂછું છું કે, મ્હેં તમારા ઉપર કાંઇ ઉપકાર કર્યો છે કે નહિ ?

પદ્માવતી:—આપે અમારા ઉપર અનેક ઉપકાર કર્યા છે તથા ઘણા કટાકટીના વખતે આપે અમને એવી મદદ કરી છે કે જે બીજા કોઇથી થઇ શકે નહિ.

કૃષ્ણ:—ત્યારે હું જ રાણો ગોપાલસિંહ બની જાઉં તો ?!

કૃષ્ણયક્ષનું આ અંતિમ વાક્ય સાંભળવામાં આવતાં સર્વના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરી એકાગ્રદૃષ્ટિથી કૃષ્ણયક્ષના મ્હોં તરફ જોઇ રહી. છેવટે કૃષ્ણયક્ષે પોતાના મ્હોં ઉપરથી ચામડીનું એક બનાવટી આવરણ ખેંચી કાઢ્યું. તે સાથે જ પદ્માવતીથી ઉચ્ચ સ્વરે બોલાઇ જવાયું કે, "આહ ! આ તો સ્વયં રાણા ગોપાલસિંહજી જ છે ! આપે અમારી સાથે ઘણી ઠગાઈ કરી છે !!" આમ કહી તે તેના ચરણોમાં નમી પડી.



# પ્રકરણ ૨૨ મું.

## માયાવિનીનો છુટકારો.

અમારા વાંચકબંધુઓ લીલાને ભૂલી તો નહિ જ ગયા હોય. દારોગાવાળા તિલિસ્મી બંગલાની બરબાદી થઇ જતાં સુધી લીલાની હકીકતનો આ નવલકથામાં ઉલ્લેખ થયેલો છે. લીલાને જમાનીઆની દેખરેખ રાખવાનું કાર્ય સોંપી માયાવિની નાગરના મકાનમાં કાશી ચાલી ગઈ હતી, તથા ત્યાં દારોગાનો સંયોગ થયા પછી દારોગાની સાથે ઇન્દ્રદેવને ત્યાં ગઇ હતી. તે જ્યારે ઇન્દ્રદેવને ત્યાંથી પણ પલાયન કરી ગઇ તથા દારોગા તેમજ સમશેરખાનની મદદથી તેણે શ્યામગઢમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે લીલા પણ તેની સાથે હતી; પરંતુ શ્યામગઢમાં જતાં પૂર્વે માયાવિનીએ તેને પહાડની વચ્ચે છૂટી કરી હતી. માયાવિનીના જે તમંચામાં બેશુદ્ધિનો દારુ ભરી ગોળી છોડી શકાતી હતી એ તમંચો લીલાને આપી તેણે તેને કહ્યું હતું કે, હું સમશેરખાનની સહાયતાથી તેમના વિશ્વાસે શ્યામગઢમાં જાઉંછું; છતાં જો કદાચ બહુરૂપીઓના હાથે હું કેદ પકડાઉં તો તે બનવા જેવું છે. વીરસિંહજીના બહુરૂપીઓ ઘણા ચાલાક છે. બચાવ માટે મ્હેં સર્વ પ્રકારની તૈયારી કરી રાખી છે; છતાં હું નિશ્ચિંત થઇ શકતી નથી. તું આ તિલિસ્મી તમંચો ત્હારી પાસે રાખ તથા આ પહાડની નીચે રહીને તું અમારી પરિસ્થિતિની સંભાળ રાખજે. જો અમે અમારું કાર્ય કરી નિર્વિઘ્ને અત્રે પાછાં ફરીએ તો ત્હારે કાંઇ કરવાનું નથી; પરંતુ ન કરે નારાયણ અને જો

હું કદાચ કેદ પકડાઉં તો તું મ્હને છોડાવવાનો પ્રયત્ન કરજે તથા આ તમંચાથી શત્રુઓ સ્હામે ટક્કર ઝીલજે. તમંચામાં ભરવાની ગોળીઓ તથા તામ્રપત્ર સુદ્ધાં હું તને આપી જાઉંછું. એ તામ્રપત્રમાં ગોળીઓ કેવી રીતે બનાવવી તેનું વર્ણન કરેલું છે.

જ્યારે દારોગા અને સમશેરખાનસહ માયાવિની કેદ પકડાઇ તથા એ સમાચાર સમશેરખાનના લશ્કરમાં જઇ પહોંચ્યા ત્યારે લીલા પણ એ સમાચાર જાણી શકી; કેમ કે સમશેરખાનના લશ્કરે એ પહાડ નીચે જ છાવણી નાખી હતી. માયાવિની વગેરેના કેદ પકડયાના સમાચાર સાંભળી એ પહાડી સ્થળેથી દૂર જઇને લીલા એક ગુપ્તસ્થળે છુપાઈ રહી; પણ જ્યાં સૂધી રાણા વીરસિંહજીનું લશ્કર કનકગઢ તરફ વિદાય ન થઇ ગયું ત્યાં સૂધી લીલા પણ એ સ્થાનનો ત્યાગ કરી ગઈ નહિ અને તેથી જ કનકસિંહ તેમ જ કલ્યાણસિંહ કે જેઓ ઘણા માણસો લઇ શ્યામગઢના ભેદી ભોંયરામાં ગયા હતા તેમનું મકાન તેના જોવામાં આવ્યું હતું.

માધવી, મનોરમા અને કનકસિંહે બહુરૂપીઓની મદદથી જ્યારે કલ્યાણસિંહને છોડાવ્યો ત્યારે ભીમસિંહ પણ છૂટો થઇ શક્યો હતો; પરંતુ તે બિમાર હોવાથી કનકસિંહ સાથે મળીને શ્યામગઢના ભોંય-રામાં જઇ શકયો નહોતો. કનકસિંહે પોતાના કેટલાક બહુરૂપીઓની દેખરેખમાં તેને કનકગઢ મોકલી દીધો હતો.

સઘળા બખેડાઓ કિંવા ઉપાધિમાંથી નિવૃત્ત થઇ વીરસિંહ કેદીઓની સાથે કનકગઢ તરફ રવાના થયો એટલે માયાવિનીને કેદમાંથી છોડાવવાના હેતુથી લીલા પણ વેશ બદલીને વીરસિંહના લશ્કર સાથે રવાના થઇ. પ્રવાસમાં બનાવટી માયાસુંદરી, બંસરીબાલા અને નારં-ગીને મારી નાખવાનો પ્રકાર તેની હાજરીમાં જ બન્યો. તથા ત્યાં

સુધી તે પોતે માયાવિનીને છોડાવવાનો પ્રયત્ન કરી શકી નહિ. પછી બનાવટી માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીનાં જીવશૂન્ય શરીરોને ચિતામાં બાળી વીરસિંહ આગળ વધ્યો ત્યારે લીલાને પણ ચાલાકી ચલાવવાનો સુયોગ મળ્યો, જે તંબૂમાં માયાવિનીને બંદિની તરીકે રાખવામાં આવી હતી તે તંબૂની આસપાસ એ વિશેષ ફેરા ખાવા લાગી. એ તંબૂની આસપાસ ચાળીસ પહેરેગીરો હાથમાં નાગી તલ્વાર લઇને પહેરો ભર્યા કરતા હતા. એક દિવસે વાયુવૃષ્ટિનું પ્રચંડ તોફાન હોવાથી લીલાને પોતાનું કાર્ય કરવાનો સારો યોગ મળ્યો.

વીરસિંહના સૈન્યે એક રમણીય અરણ્યમાં છાવણી નાખી હતી. સમય અત્યંત મનોહર હતો. સંધ્યાકાળ થાય તે પૂર્વે જ ગગનમંડળ મેઘાચ્છાદિત થઇ ગયું હતું. વારંવાર વિજળીના ચમકારા થતા હતા. વાયુ પૂણ જોશથી ફુંકાતો હતો. વૃક્ષલતાઓ વાયુના અત્યાચારથી કંપતી હતી. એક પ્રહર રાત્રિ જતાં તો વૃષ્ટિનો આરંભ થઇ ગયો અને પછી થોડો સમય વીત્યો એટલે વાયુ તેમજ વૃષ્ટિએ ભયંકર તોફાનનું રૂપ ધારણ કર્યું. આ સમયે રાણા વીરસિંહની છાવણીના માણસો ઘણા દુઃખી થયા. હજારો સિપાહી કે જેઓ જમીનપર સુઇ રહેતા હતા તેઓ પ્રકૃતિની આવી રૂદ્રમૂર્ત્તિનું દર્શન કરી ભયભીત બની જઈ જીવ કેવી રીતે બચાવવો એ વિષયની ચિંતા કરવા લાગ્યા. જો કે રાણા વીરસિંહ અને તેજસિંહના ઉદાર હૃદયથી ઘણા ખરાને આરામ મળ્યો; છતાં હજારો માણસો એવી હાલતમાં હતા કે તેમને આશ્રય આપવાનું સહજ પણ સ્થાન નહોતું. વીરસિંહ અને જ્યોતિર્સિંહના તંબૂમાં પણ સેંકડો માણસોએ આશ્રય સ્વીકર્યો હતો. આવી પરિસ્થિતિ હોવા છતાં લીલા નિશ્ચિંત નહોતી અને તે આ દુઃખને દુઃખ સમજતી નહોતી; કેમ કે પોતાનું કાર્ય બજાવવા માટે આટલા દિવસ

પછી તેને આવો ઉત્તમ સુયોગ મળયો હતો.

જે તંબૂમાં માયાવિની, દારોગો વગેરે કેદ હતાં તેનાથી ચાળીસ અથવા પચાસ હાથના અંતરે એક વિશાળ ઉચ્ચ વૃક્ષ આવેલું હતું. વાયુ અને વૃષ્ટિના ભયંકર તોફાન તરફ દુર્લક્ષ્ય કરી લીલા એ વૃક્ષપર ચઢી ગઇ તથા કેદીઓના તંબૂ તરફ મ્હોં રાખીને તિલિસ્મી તમંચાનું નિશાન સાધવા લાગી. જ્યારે જ્યારે વિજળી ચમકતી ત્યારે ત્યારે તે પોતાના નિશાનને બરાબર કરતી હતી. વિજળીના પ્રકાશમાં લીલાને પણ વૃક્ષપર ચઢી ગયેલી કોઈ જુએ એવો સંભવ હતો; પરંતુ કેદીઓના તંબૂની આસપાસ જે પહેરેગીરો હતા તેઓ પણ આ તોફાનથી ગભરાઇ જઇને કેદીઓના તંબૂમાં ભરાઇ ગયા હતા એ તંબૂની બ્હાર તેમજ જે વૃક્ષપર લીલા ચઢી ગઈ હતી તેની આસપાસ કોઇ નહોતું.

પોતાનું નિશાન ઠીક કર્યા પછી બેશુદ્ધિવાળા દારૂની એક ગોળી લીલાએ છોડી! પ્રથમ એક સ્થળે અમે એમ લખી ચુકયા છીએ કે એ તમંચામાંથી ગોળી છોડતાં કોઈ પણ પ્રકારનો અવાજ થતો નહોતો; પરંતુ ગોળી જ્યારે જમીનપર પડતી ત્યારે ફટાકો ફુટવા જેવો સામાન્ય અવાજ થતો હતો.

લીલાએ છોડેલી ગોળી તંબૂને છોડી અંદર ચાલી ગઇ તથા એક સિપાહીના અંગ સાથે લાગીને ફુટી. જે સિપાહીને ગોળી વાગી તેને કાંઇ ઇજા થઇ નહિ. તેના શરીરના કોઈ અવયવને અડચણ થઇ નહિ તેમ જ તેનું કપડું પણ બળ્યું નહિ. કેવળ એક ધીમો અવાજ થયો અને પછી બેશુદ્ધિનો ધુમાડો તંબૂમાં ફેલાવા લાગ્યો. આ વખતે માયાવિની પોતાના ભાગ્યની ભયંકરતાનો શોક કરતી બેઠી હતી. ગોળીનો ફટાકા જેવો અવાજ થતાં જ તે આશ્ચર્ય પામી અને

એ ગોળી પોતાના તમંચામાંથી જ છૂટી છે એવું તે તત્કાળ સમજી શકી.

માયાવિની જો કે પોતાના જીવનની આશાનો ત્યાગ કરી ચુકી હતી; પરંતુ પોતાના તમંચામાંથી ગોળી છૂટતાં તેના અંતરમાં એવો વિશ્વાસ ઉપજ્યો કે હજી તેને મદદ કરનાર માણસ છે અને પોતાનો જીવ બચી શકે તેમ છે. જે માયાવિનીના નેત્રો સમક્ષ યમદૂત ભયંકર સ્વરૂપમાં ફર્યા કરતા હતા તથા જે સર્વ પ્રકારે નિરાશ થઇ ગઈ હતી તે હવે ચમકીને સ્વસ્થ થઇ. બેશુદ્ધિની અસર કરનાર ધુમાડો તેને બચાવની મુબારકબાદી આપીને તેનાં નેત્રો સ્હામે ફેલાવા લાગ્યો. ભિન્ન ભિન્ન પ્રકારની આશાથી માયાવિનીનું હૃદય નૃત્ય કરવા લાગ્યું. જો કે તે એમ સારી રીતે સમજતી હતી કે એ ધુમાડો તેને પણ બેહોશ બનાવી દેશે; છતાં તે પ્રસન્નતાથી ચારે તરફ જોવા લાગી તથા એ સમય દરમ્યાન બીજી પણ એક ગોળી એટલામાં આવીને પડી.

માયાવિની તથા દારોગા સિવાય જે માણસો એ તંબૂમાં હતાં તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ગોળી છૂટતી વખતે જો તમંચામાંથી કાંઇ અવાજ થતો હોત તો એ ચાર માણસ ગોળી છોડનારને શોધી કાઢવા માટે તંબૂની બ્હાર નીકળત; પરંતુ આ સમયે સર્વે અરસ્પરસના મુખનું દર્શન કરવા લાગ્યાં તથા ધુમાડાએ તેજીથી ફેલાઇને પોતાની અસર જમાવવા માંડી. જોતજોતાંમાં એ તંબૂમાં જેટલાં મનુષ્યો હતાં તેમનાં સર્વનાં મસ્તક ભમવા લાગ્યાં તથા તેઓ બેહોશ બની જઈ એક બીજા ઉપર પડ્યાં. માયાવિની અને દારોગાની બુદ્ધિશુદ્ધિ પણ સર્વાંશે ચાલી ગઈ.

વૃક્ષપર ચઢી બેઠેલી લીલાએ થોડા સમય સૂધી આસપાસની પરિસ્થિતિનું દર્શન કર્યું. થોડો વખત વીતિ જવા છતાં તંબૂમાંથી

એક પણ મનુષ્ય બ્હાર નીકળ્યું નહિ ત્યારે તંબૂમાંનાં સકળ મનુષ્યો બેહોશ બની ગયેલાં હશે એમ તેણે વિચાર્યું. આમ વિચારી વૃક્ષપરથી નીચે ઉતરી તે તંબૂ પાસે ચાલી આવી. વાયુવૃષ્ટિનું જોર અદ્યાપિ નરમ પડ્યું નહોતું; પરંતુ લીલાએ એ સઘળું કષ્ટ સહન કરી તંબૂની કનાત નીચેથી ડોકીયું કરી જોયું તો તેણે અંદરનાં સઘળાં મનુષ્યોને બેહોશ બની ગયેલાં જોયાં.

લીલા વેશધારિણીની કિંવા બહુરૂપીની વિદ્યા સુદ્ધાં જાણતી હતી એ વાત વાંચકોથી અજ્ઞાત નથી. કનાતને કાપી નાખી તેણે એ તંબૂમાં પ્રવેશ કર્યો. તંબૂમાં પુષ્કળ મનુષ્યો હોવાથી માયાવિની પાસે જવામાં લીલાને વિલંબ લાગ્યો. છેવટે ઘણા પરિશ્રમ પછી તે તેની પાસે ગઇ તથા તેના હાથપગ છોડી નાખી તે તેને લખલખો સુંઘાડી શુદ્ધિમાં લાવી. શુદ્ધિમાં આવતાં માયાવિનીએ લીલાને પોતાની પાસે ઉપસ્થિત થયેલી જોઈ તથા તેણે મૃદુસ્વરે કહ્યું:-"શાહબાશ! છેવટે તું આવી પહોંચી ખરી! થયું, આપણે હવે દારોગાને છૂટો કરવાની જરૂર નથી."

આમ કહી માયાવિની ઉઠી ઉભી થઇ તથા લીલાનો હાથ પકડીને તે તંબૂમાંથી બ્હાર નીકળી. પછી લશ્કરમાંથી બેસવા માટે બે ઘોડા ચોરી લાવવાની લીલાએ ઇચ્છા દર્શાવી; પરંતુ માયાવિની તેની ઇચ્છાને સંમતા થઈ નહિ. છેવટે વાયુવૃષ્ટિના તોફાનમાં જ એ બન્ને કમબખ્તોએ એક તરફનો માર્ગ લીધો. તોફાન વિશેષ હોવાથી પલાયન કરી જવામાં તેમને બન્નેને ઘણી અડચણ વેઠવી પડી. રસ્તામાં ઘણી ઠોકરો વાગી, કાંટા ભોકાયા, લપસી પડાયું છતાં પણ જીવ જવાના ભયથી તેમણે મુઠીઓ વાળીને પોબારા જ ગણવા માંડ્યા.

લગભગ બે કલાક પછી તોફાન નરમ પડ્યું. આકાશ વચ્ચ

થઈ ગયું અને ગગનપટપર ચંદ્રદેવ ઉદિત થઈ વસુંધરાપર શીતળતામય અમૃતની વૃષ્ટિ કરવા લાગ્યા. હવે માયાવિની તથા લીલાનું પલાયન કાર્ય કાંઇક સુગમ થયું. સ્હવાર થતાં સુધીમાં તેઓ બન્ને ઘણે દૂર નીકળી ગઇ.

માયાવિની જો કે ખૂબસૂરત હતી, નાજુક હતી અને હમ્મેશાં અમીરી ઠાઠમાઠમાં રહી હતી; પરંતુ આ પ્રસંગે તેનું સ્થિત્યંતર થઇ ગયું હતું. પગમાં છાલાં પડી જવા છતાં નાસવામાં તેણે પાછી પ્હાની કરી નહિ. સ્હવાર થતાં સુધી દમ લીધા સિવાય તે નાઠી. બીજો દિવસ પણ માયાવિની માટે સારો હતો. આકાશ વાદળાંઓથી ઘેરાયલું હોવાથી પૃથિવીપર સૂર્યનો પ્રકાશ ફેલાઇ શકતો નહોતો. હવે મૃદુગતિથી ચાલતાં ચાલતાં માયાવિની લીલાની સાથે વાતચિત કરવા લાગી. હવે તે રસ્તામાં થોડે થોડે અંતરે રોકાતી હતી. આવી રીતે માયાવિનીએ બીજો દિવસ પણ માર્ગક્રમણ કરવામાં વીતાડી દીધો. તેણે ખાનપાનની કાંઇ વિશેષ પરવાહ કરી નહિ. સંધ્યા થાય તેનાથી થોડા સમય પૂર્વે તે લીલાની સાથે એક પહાડી ખીણ નજીક જઈ પહોંચી. ત્યાં સ્વચ્છ સુશીતળ જળનો એક ઝરો વહેતો હતો. આસપાસ જંગલી વૃક્ષો આવેલાં હતાં. એ સ્થળે લીલાવતીએ માયાવિનીને કહ્યું:–" હવે ભય રાખવાની જરૂર નથી. હું વિશેષ ચાલી શકું તેમ નથી. આપણે ઘણે દૂર આવ્યાં છીએ. વળી આ રસ્તે મનુષ્યજાતિનો વિશેષ અવરજવર હોય એમ લાગતું નથી. આપણે નિશ્ચિતતાથી કેટલોક વખત આરામ લેવો જોઇએ. આપણે આ સ્થળે ખાઇપીને આપણા આત્માને સંતોષ આપીશું અને આપણો વેશ બદલી નાખીશું કે જેથી આપણને કોઇ ઓળખી શકશે નહિ."

લીલાની વાત માયાવિનીએ માન્ય કરી. ઝરાના સ્વચ્છ જળથી

હાથ મ્હોં ધોયા પછી સર્વથી પ્રથમ તે વેશ બદલવાનો બંદોબસ્ત કરવા લાગી. દિવસ માત્ર નામનો જ બાકી રહ્યો હતો તથા રાત્રિ થઇ ગયા પછી પ્રકાશની સહાયતા સિવાય આ કાર્ય સારી રીતે થઇ શકે તેમ નહોતું.

વેશ બદલી નાખ્યા પછી કેટલાંક ફળફળાદિનો સંગ્રહ કરી બન્ને જણીઓએ પોતાના ક્ષુધાતુર આત્માને સંતોષ્યો અને ત્યાર પછી તેઓ એક બીજીની સાથે વાતચિત કરવા લાગી. માયાવિનીએ કહ્યું:–"હવે જ મ્હારો જીવ સહજ સ્વસ્થ થયો છે; છતાં શરીર થાકી લોથપોથ થઇ ગયું છે; હશે, ત્હારી સહાયતાથી જ મ્હારા જીવનનું મૃત્યુના મુખમાંથી રક્ષણ થયું છે. હું તો તદ્દન નિરાશ થઈ ગઇ હતી તથા વારંવાર અકાળ મૃત્યુનો વિચાર અંતરમાં ઉપજતાં અસ્થિર બની જતી હતી."

લીલા:–તમારા સઘળા નોકર ચાકરો અને દાસીઓ ભલે તમારા ઉપકારો ભૂલી જાય; પરંતુ હું તો આ જીવનમાં તમારા ઉપકારો ભૂલી શકું તેમ નથી. તમારા સિવાય મ્હને આ દુનિયામાં ગમે તેમ નથી. જ્યાં સુધી હું તમને છોડાવી શકી નહોતી ત્યાં સૂધી અનાજનો એક દાણો સુદ્ધાં મ્હેં મ્હોંમાં નાખ્યો નહોતો. હજી સૂધી હું ફળફળાદિથી જ મ્હારી ક્ષુધા શાન્ત કરું છું.

માયાવિની:–ધન્ય છે. મ્હારા પ્રત્યેની ત્હારી મમતાને હું પણ ભૂલી શકું તેમ નથી. જેવી સ્થિતિમાં હું હોઇશ તેવી જ સ્થિતિમાં નિરંતર તને રાખીશ. આ જીવનને ત્હેં બચાવેલું હોવાથી જીવનપર્યંત હું તને મ્હારા જીવનની અધીશ્વરી સમજીશ.

લીલાએ તિલિસ્મી તમંચો અને ગોળીઓ માયાવિની પાસે મૂકીને કહ્યું:–"તમે તમારી અમાનત પરત લઇ લ્યો. એણે ઘણું મહાન્ કાર્ય કર્યું છે."

માયાવિનીએ તમંચો ઉઠાવી થોડી ગોળીઓ લીલાને આપીને કહ્યું:–" આ ગોળીઓને તું ત્હારી પાસે રાખ. તમંચા સિવાય પણ પ્રસંગ આવ્યે એ તને ઘણી ઉપયોગી થઈ પડશે. તું જે સ્થળે એ ગોળી પછાડીશ એ સ્થળે તે પોતાનો ગુણ દર્શાવશે."

લીલાએ ગોળીઓ પોતાની પાસે રાખીને કહ્યું:–" ખરું છે. જરૂરના વખતે આ ગોળીઓ ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે. વારું, હવે કહો જોઇએ કે આપણે ક્યાં જવાનું છે અને શું કરવાનું છે?"

માયાવિની:–આ પ્રશ્નનો ઉત્તર તો તું જ બરાબર આપી શકે તેમ છે. હું કેવળ એટલું જ કહું છું કે, ગોપાલસિંહ તથા પદ્માવતીનો આપણે ઘણી ત્વરાથી વિનાશ કરી નાખવો જોઇએ. માયાસુંદરી, અંસરીબાલા અને નારંગીને મારી નાખીને મનોરમાએ કાંઈ વિશેષ મહત્વનું કાર્ય કર્યું નથી. એના કરતાં તો જો તેણે કદાચ ગોપાલસિંહ અને પદ્માવતીને મારી નાખ્યાં હોત તો આ સમયે હું પાછી તિલિસ્મીની રાણી કહેવડાવવાને લાયક થઇ શકત."

આ સમયે લીલાએ એક તરફ હાથ લંબાવીને કહ્યું:–" જુઓ તો ખરાં કે, પેલું કોણ જાય છે?! એ કોઇ સવાર હોય એમ લાગે છે. એ માણસ તો પેલો રામદીન હોય એમ હું ધારું છું. વળી ઘોડી પણ આપણા તબેલાની દેખાય છે."

માયાવિની:–બરાબર છે, જે ઘોડી ઉપર હું સવાર થતી હતી તે જ એ ઘોડી છે અને હમણાં તેના ઉપર રામદીન સવાર થયેલો જણાય છે. જો આપણે એને પકડીશું તો ગોપાલસિંહની સઘળી હકીકત કદાચ આપણા જાણવામાં આવશે.

લીલા:–એને પકડવાનું કામ કાંઇ વિશેષ મુશ્કેલી ભર્યું નથી;

કેમકે તમારી પાસે તિલિસ્મી તમંચો તૈયાર છે; પરંતુ એ કમબખ્ત આપણને કાંઈ કહેશે નહિ એવી મ્હારા મનમાં શંકા રહે છે.

માયાવિની:-છતાં પ્રયત્ન કરી જોવામાં શી અડચણ છે? હું ગોળી છોડું છું.

આમ કહીને માયાવિનીએ સ્ફુર્તિથી તિલિસ્મી તમંચામાં ગોળી ભરીને એ સવાર તરફ છોડી. ગોળી ઘોડીની ગરદનમાં લાગી તથા તરત જ ફાટી ગઇ. તે સાથે ઘોડી ભડકી અને ઉછાળો મારી કૂદી. પછી એ ગોળીમાંથી જે ધુમાડો નીકળ્યો એ ધુમાડાથી ઘોડી અને સવાર ક્ષણ માત્રમાં જ બેશુદ્ધ બની ગયાં. સવાર જમીન ઉપર પડી ગયો તથા બે ડગલાં આગળ વધીને ઘોડી પણ જમીનદોસ્ત થઇ. માયાવિની તથા લીલાએ દૂરથી આ તમાશો જોયો તથા દોડતી દોડતી તેઓ બન્ને એ સ્થળે જઇ પહોંચી. લીલાએ કહ્યું:-"પ્રથમ આપણે રોમદીનને મુશ્કેટાટ બાંધી દેવો જોઇએ."

માયાવિની:-એમ કરવાની શી જરૂર છે?

લીલા:-ત્યારે પછી તમે તેને બેહોશ શામાટે બનાવી દીધો?

માયાવિની:-તું જ એમ કહેતી હતી કે, એ કાંઇ કહેવાનો નથી; એટલે પછી એને બાંધી દેવાથી શો લાભ થવાનો હતો?

લીલા:-ત્યારે આપણે શું કરીશું?

માયાવિની:-પ્રથમ તું એની જડતી લે. ત્યાર પછી શું કરવું તે હું જણાવીશ.

લીલા:-તમારી સૂચના બરાબર છે.

આ સમયે સંધ્યાકાળ થઈ ગયો હતો; છતાં ચંદ્રદેવનાં દર્શન થતાં હોવાથી વસુંધરા ઉપર અંધકારનો વિસ્તાર થયો નહોતો. લીલા એ સવારની જડતી લેવા લાગી તથા પહેલી વખતે હાથ નાખતાંની

સાથે જ એ સવારના ખીસ્સામાંથી બે વસ્તુઓ તેને મળી આવી. એ બે વસ્તુઓમાં એક હીરાની વીંટી હોઇ તેના ઉપર રાણા ગોપાલ-સિંહનું નામ ખોદેલું હતું. બીજી વસ્તુ એક પત્ર હતો. એ પત્રને જો કે બીડેલો નહોતો પણ પરબીડીઆની માફક વાળી દીધેલો હતો.

આકાશમાં ચંદ્રદેવ ચમકી રહ્યા હતા છતાં એ પત્ર અને વીંટી-પરના નામને વાંચવા માટે વિશેષ પ્રકાશની જરૂર હતી. વળી જ્યાં સૂધી એ પત્રમાંની હકીકત જાણવામાં ન આવે ત્યાં સૂધી બીજી જડતી લેવાનું માયાવિનીને વ્યાજબી લાગ્યું નહિ. તેણે લીલાને પ્રકાશ કર-વાની આજ્ઞા કરી એટલે લીલાએ પોતાની પાસેના વાટવામાંથી સામાન બ્હાર કાઢી પ્રકાશ કર્યો. માયાવિનીએ સર્વથી પ્રથમ વીંટી ઉપર નજર કરી તો તેના ઉપર "શ્રી ગોપાલ." નામ કોતરેલું તેના જોવામાં આવ્યું. એ નામ જોવામાં આવતાં જ તેનું સર્વાંગ રોમાંચિત થયું. તે પોતાના મનને સંભાળી પત્ર વાંચવા લાગી. પત્રમાં લખ્યું હતું કેઃ—

"રા. વેણીરામ!"

આજે કૃષ્ણયક્ષના નામનો અંત આવી ગયો છે. જેના માટે મ્હેં એ નામ ધારણ કર્યું હતું તેને આજે એમ માલૂમ પડ્યું છે કે, ગોપાલસિંહ અને કૃષ્ણયક્ષ એક જ વ્યક્તિ છે. આ માણસને મ્હારી મ્હોરની વીંટી આપીને મ્હેં તમારી પાસે મોકલ્યો છે. જ્યાં સૂધી એ વીંટી એની પાસે રહે ત્યાં સૂધી સર્વેએ એની આજ્ઞાને મ્હારી આજ્ઞા બરાબર માનવી એ ખાસ ધ્યાનમાં રાખજો. ત્રણસો ઘોડે-સવારો અને ચાર રથ એની સાથે પીપળીઆ ઘાટી તરફ મોકલી આપજો. તે સાથે ભોજનાદિની જરૂરી સામગ્રી પણ મોકલાવજો. માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, પદ્માવતી અને અલકકિશોરી

વગેરેને સાથે લઇને હું પન્મ દિવસે એટલે કે રવિવારે સંધ્યાકાળ સૂધીમાં ત્યાં આવી પહોંચીશ.

લિ. શુભાશીર્વાદક ગોપાલસિંહ."

આ પત્ર વાંચવામાં આવતાં માયાવિનીની ગભરામણનો પાર રહ્યો નહિ. તેણે કંપતા હાથે એ પત્ર લીલાને વાંચવા માટે આપ્યો તથા તેણે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"અરેરે! સ્વપ્નમાં પણ હું એમ નહોતી ધારતી કે કૃષ્ણયક્ષ જ ગોપાલસિંહ છે! જ્યારે જ્યારે હું ભૂતકાળની વાતોનો વિચાર કરુ છું ત્યારે ત્યારે મ્હારું હૃદય કંપી ઉઠે છે. હવે હું સમજી શકીછું કે, ગોપાલસિંહે મ્હારા તરફ દુર્લક્ષ્ય કર્યું નહોતું પણ તેણે મ્હને ઘણી દુઃખી કરવાનો નિર્ણય કર્યો હતો. માયાસુંદરી, બંસરીબાલા અને નારંગી સંબંધી પણ હું......ઉફ! થયું, આ સ્થળે હવે હું એક ક્ષણ માટે પણ રોકાઈ શકું તેમ નથી તથા રોકાવું ઉચિત પણ સમજતી નથી."

લીલાઃ–બેશક એમ જ છે; પણ સંકટ પ્રસંગે ગભરાઇ જવાથી કાંઈ સાર્થક થતું નથી. જો કે આજે કૃષ્ણયક્ષના ભેદનો સ્ફોટ થઈ ગયો છે તો પણ આપણને આજે બે વસ્તુઓ મળી ગઈ છે તે એક રીતે જોવા જતાં ઘણું સારું જ થયું છે. આ ચીઠ્ઠી અને વીંટીની સહાયતાથી હું કેવા ચાલાક બહુરૂપીઓની આંખોમાં ધૂળ નાખી શકું છું તથા તેમના સહાયકોનો કેવી રીતે અંત લાવું છું એનો અનુભવ ઘણા થોડા સમયમાં જ તમને થશે. હવે આપણે અહીંથી ચાલવું જોઇએ."

માયાવિનીઃ–પણ આ રામદીનને જીવતો રાખી આપણે આ સ્થાનનો ત્યાગ કરી જઇશું તો ભવિષ્યમાં આપણા શિર ઉપર મહાન્ સંકટ આવી પડ્યા સિવાય રહેશે નહિ.

લીલાઃ—એ તો હું પણ જાણુંછું. એને જો આપણે જીવતો રાખીએ તો તે પાછો શુદ્ધિમાં આવી જમાનીઆ કિંવા ગોપાલસિંહ પાસે જઇ વીંટી અને પત્ર ગૂમ થયાની વાત જાહિર કર્યા સિવાય રહે નહિ; તેથી આ કંટકનો વિનાશ કરી નાખવામાં જ કલ્યાણ છે.

આમ કહીને લીલાએ ખંજર કાઢ્યું તથા એક જ ઘાથી તેણે બિચારા રામદીનનું મસ્તક તેના ધડથી જૂદું કરી નાખ્યું. પછી એ અભાગીના મૃતદેહને એવીજ સ્થિતિમાં રહેવા દઇને લીલા ઘોડીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગી.

થોડા સમયમાં જ ઘોડી શુદ્ધિમાં આવી. પછી લીલાના કહેવા પ્રમાણે માયાવિની તેના ઉપર સવાર થઈ અને તેમણે જંગલના માર્ગે આગળ વધવા માંડ્યું. લીલા ઘોડીની સાથે ચાલતી હતી અને વચ્ચે વચ્ચે માયાવિનીની સાથે વાતચિત કરતી હતી.

માયાવિનીએ કહ્યુંઃ—" આજે આપણને દૈવી મદદ મળી આવી છે. એકાએક રામદીનનું મળી જવું અને તેની પાસેથી પત્ર તથા વીંટીનું મળી આવવું એ આપણા ભાગ્યોદયનું ચિહ્ન હોય એમ મ્હને લાગે છે. મ્હારા દુઃખના દિવસોનો હવે સત્વર અંત આવશે એમ હું ધારું છું."

લીલાઃ—એમાં શો શક છે ? આ વખતે તો સ્વયં રાણો ગોપાલસિંહ આપણા કબ્જામાં આવી ગયો છે. આપણી મદદમાં કોઇ નથી એ જ માત્ર અફસોસનો વિષય છે. જો આપણને પચાસ કે સો માણસોની મદદ હોત તો આજે આપણે ગોપાલસિંહ, માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી વગેરે સર્વને સહેલાઇથી કેદ કરી શકત.

માયાવિનીઃ—તું હવે એ લોકોને કેદ કરવાનો વિચાર તો બિલ્કુલ છોડી દે અને એકદમ એમને મારી નાખી સઘળી જંજાળનો નિકાલ

લાવવાનો પ્રયત્ન કર. આપણને આ પત્ર તેમજ વીંટી મળી આવેલી હોવાથી એ કાર્ય કાંઇ વિશેષ મુશ્કેલ નથી.

લીલાઃ–તમારા વિચારને હું પ્રથમથી જ સમજી શકીછું. મ્હારો એવો વિચાર છે કે, હું તમને પ્રથમ કોઇ સારા સુરક્ષિત સ્થળે રાખીને જમાનીઆ જાઉં અને દીવાન વેણીરામને મળી આ પત્ર આપું.

માયાવિનીઃ–હવે તું રામદીનનો વેશ ધારણ કરજે જેથી દીવાન ત્હારા કહેવા પ્રમાણે કરશે. વળી ગોપાલસિંહના લખવા પ્રમાણે જમાનીઆથી જે ભોજનસામગ્રી તું લઇ જઈશ એમાં સહેલાઇથી ઝેર ભેળવી શકાશે અને તેથી વિના અડચણે એક સાથે જ ઘણા શત્રુઓની જીવનલીલાનો અંત આવી જશે; છતાં એમાં પણ મ્હારા મનમાં એક જાતની શંકા રહે છે.

લીલાઃ–શી શંકા રહે છે ?

માયાવિનીઃ–જ્યારથી મ્હને એમ માલૂમ પડયું છે કે, ગોપાલસિંહે જ કૃષ્ણયક્ષનો વેશ ધારણ કર્યો હતો ત્યારથી હું તેને ઘણો ચાલાક અને ધુર્ત્ત બહુરૂપી સમજું છું. આમ હોવાથી તે કદાચ ત્હારો ભેદ સમજી જઈ ભોજન સામગ્રીમાંથી કાંઇ ન ખાય તો એ બનવા જેવું છે.

લીલાઃ–તમારી શંકા કાંઇ ખોટી નથી. મ્હારું મન પણ એમ કહે છે કે, તેણે ખાવાપીવામાં ઘણું ધ્યાન રાખ્યું હશે એટલું જ નહિ પણ તે કદાચ પોતાના હાથની રસોઇ સિવાય બીજા કોઇએ તૈયાર કરેલી રસોઇ જમતો પણ નહિ હોય. એણે આજ સુધીમાં અનેક પ્રકારનું દુઃખ વેઠયું છે; તેથી હવે તેને છેતરવાનું કાર્ય કાંઇ સહેલું નથી; છતાં આ વીંટીની મદદથી હું એને કેવી રીતે પુનઃ આપણી પ્રપંચજાળમાં ફસાવું છું એ તમે થોડા વખતમાં જ જોઇ શકશો.

માયાવિનીઃ—ત્યારે તું તને જેમ ઠીક લાગે તેમ કર.

લીલાઃ—હું રામદીનનો વેશ ધારણ કરી દીવાનની પાસે જઇશ. જો હું તેમ ન કરું તો પછી આ વીંટી અને પત્રની પ્રાપ્તિથી આપણને શો લાભ થાય તેમ છે ?

માયાવિનીઃ—હજી હું તને એક વાત કહેવાને ઇચ્છું છું.

લીલાઃ—શી વાત ?

માયાવિનીઃ—હમણાં મ્હારી સ્થિતિ ભિખારિણીના જેવી થઇ ગયેલી હોવાથી દ્રવ્યની મ્હને ઘણી જરૂર છે. આમ હોવાથી દીવાન સાહેબની પાસે તને નહિ મોકલતાં હું જ ત્યાં જાઉં તથા કોઈ પણ પ્રકારે તિલિસ્મી બાગમાં પ્રવેશ કરી થોડું જવાહિર લઇ આવું એવી મ્હારી ઇચ્છા છે. ત્યાંના ખજાનાની મ્હને સંપૂર્ણ માહિતી છે. જવાહિર લઇ આવવાનું કાર્ય ત્હારાથી બની શકે તેમ નથી. વળી આપણે જવાહિર મેળવી શકીશું એટલે સિપાહીઓની મદદ પણ આપણને સહેલાઇથી મળી શકશે.

લીલાઃ—એ સઘળું ખરું છે; પરંતુ હું તમને દીવાન સાહેબની પાસે કદાપિ નહિ જવા દઉં. ન કરે નારાયણ અને જો કદાચ તમે પુનઃ કેદ પકડાઓ તો પછી મ્હારાથી કાંઇ બની શકે નહિ. દ્રવ્ય માટે આટલું બધું જોખમ ખેડવું મ્હને ઠીક લાગતું નથી. વળી મ્હારી સાથે ભોજનસામગ્રી મોકલવાની દીવાન સાહેબ ગોઠવણ કરશે એટલે એ વખતે હું થોડી સોનામહોરો અને જવાહિર પણ એક રથમાં નખાવવાનો બંદોબસ્ત કરીશ. એ સોનામહોરો તથા જવાહિરને હું સહેલાઇથી રસ્તામાંથી જ ગૂમ કરીશ. વળી જો આમ કરવું તમને ઠીક ન લાગતું હોય તો તમે તિલિસ્મી બાગમાં કયા સ્થળે ખજાનો આવેલો છે એ મ્હને કહો જેથી હું કોઇ પણ પ્રકારે ત્યાંથી સોના-

મ્હોરો અને જવાહિર લઈ આવીશ.

માયાવિની:-તું કહે છે એ બન્ને રીતે કામ થઇ શકે તેમ છે. દીવાનસાહેબ પાસે તું જે માગીશ તે તેઓ વિચાર કર્યા સિવાય આપી દે એવો સંભવ છે; પરંતુ એમાં મ્હને એ વાતની અડચણ જણાય છે.

લીલા:— શી અડચણ ?

માયાવિની:-એ જ કે, દીવાન સાહેબ પાસે ઠરાવ થયેલો છે તે કરતાં વિશેષ સોનામહોરોની સિલ્લક હોતી નથી અને જવાહિર તો તેમની પાસે બિલ્કુલ રહેતું નથી. આવી સ્થિતિમાં એમની પાસે જે નહિ હોય તે જો તું તેમની પાસે માગીશ તો તેમના મનમાં ત્હારા માટે શંકા ઉપજશે અને તેથી આપણા ઉપર કદાચ સંકટ આવી પડશે.

લીલા:-જો એમ જ હોય તો તો આપણે ઘણી સાવધાનતાથી વર્તવું જોઇએ. ઠીક, બીજી અડચણ શી છે ?

માયાવિની:-એજ કે, તિલિસ્મી બાગમાં પ્રવેશ કરીને ત્યાંથી કાંઇ લઇ આવવાનું કામ અજાણ્યા માણુસથી બની શકે એવું નથી. ઠીક, હું તને રસ્તો બતાવી દઇશ; પછી તું તને જેમ ઠીક લાગે તેમ કરજે.

લીલા:-મ્હને જેમ યોગ્ય લાગશે તેમ હું કરીશ; પણ તમને તો હું દીવાન સાહેબની પાસે કે તિલિસ્મી બાગમાં નહિ જ જવા દઉં. હું મ્હારાથી બની શકશે તેટલી સંપત્તિ જરૂર લઇ આવીશ.

માયાવિની:-તું મ્હને ક્યાં રાખવાને ઇચ્છે છે તથા ત્હારા ગયા પછી મ્હારે શું કરવું એ જણાવ જોઇએ ?

લીલા:-એકાએક કોઇ સારી જગ્યા મળી આવે તેમ નહિ હોવાથી તમે હમણાં કોઇ પહાડી ગુફામાં થોડા દિવસ પસાર કરો.

હું પાછી આવું ત્યાં સુધી તમારે કોઇ કામ કરવાનું નથી. હું બની શકશે એટલી ઝડપથી પાછી તમારી પાસે આવીશ. વળી જો જમાનીઆ જવામાં મ્હને વિલંબ થશે તો જે સુયોગ આપણને મળી આવ્યો છે તે વૃથા થઇ પડશે. વિલંબ થાય તો ગોપાલસિંહ કોઇ બીજા માણસને દીવાનસાહેબ તરફ મોકલે એવો સંભવ છે અને જો તેમ થાય તો વીંટી તથા પત્રનો ભેદ જરૂર ખુલ્લો થઇ જાય.

જે જંગલમાં માધવી અને ભીમસિંહનું મિલન થયું તે જ જંગલમાં હમણાં માયાવિની અને લીલા માર્ગ કાપતી હતી.

---

# પ્રકરણ ૨૩ મું.

## ભીમસિંહ અને માધવીનું મિલન.

વાંચકબંધુઓ જાણે છે કે, કનકસિંહ અને કલ્યાણસિંહે જ્યારે શ્યામગઢપર ચઢાઇ કરી હતી ત્યારે તેમની સાથે મનોરમા અને માધવી પણ હાજર હતી. પિશાચપતિ અને સરયુસિંહે કનકસિંહ અને કલ્યાણસિંહને ભયભીત બનાવી તથા ધમકાવીને મનોરમાને તો કેદ કરી લીધી હતી; પરંતુ માધવી ક્યાં જતી રહી અને તેનું શું થયું એ હકીકતનું વર્ણન હજી સૂધી કરવામાં આવ્યું નથી; અસ્તુ. હવે અમે માધવીની થોડી હકીકતનું અત્રે વર્ણન કરવાની જરૂર ધારીએ છીએ.

જે સમયે માધવી ગયા અને રાજગૃહીની રાણી કહેવાતી હતી એ સમયે એનું રાજ્ય કેવળ ત્રણ માણસોના વિશ્વાસે ચાલતું હતું. એ ત્રણ માણસોમાં એક દીવાન અગ્નિદત્ત, બીજો કોટવાલ ધર્મસિંહ અને ત્રીજો સેનાપતિ કુબેરસિંહ હતો. એ ત્રણે જણા જ રાજ્યના કર્ત્તા હર્ત્તા અને વિધાતા હોઇ માધવીને તેમનો સંપૂર્ણ વિશ્વાસ હતો. જો કે એ ત્રણે જણા માધવીના પ્રેમમાં ડૂબી ગયા હતા; પરંતુ કુબેરસિંહ અને ધર્મસિંહની વાસના તૃપ્ત નહિ થતાં તેઓ બન્ને તૃષાતુર જ રહ્યા હતા એ માટે તેમને બન્નેને ઘણો શોક થયા કરતો હતો.

જ્યારે ગયા અને રાજગૃહીના ભાગ્યચક્રનું પરિવર્ત્તન થયું ત્યારે કિશોરીએ માધવીનો વેશ ધારણ કરી ધર્મસિંહ કોટવાલને છેતરી કેદ કરી લીધો અને દીવાન અગ્નિદત્ત ઘણા દિવસ જીવતો રહ્યા પછી

છેવટે કિશોરીની ચાલાકીથી એક ગુફામાં માર્યો ગયો; છતાં તે શા કારણથી માર્યો ગયો હતો તે હજી સૂધી કોઇના જાણવામાં આવ્યું નહોતું. કુબેરસિંહ સેનાપતિએ માધવીના રાજ્યમાંથી પુષ્કળ દ્રવ્ય-સંપત્તિ મેળવેલી હોઇ તે હજી સૂધી બચી જવા પામ્યો હતો. ભાગ્ય-ચક્રનું પરિવર્ત્તન થયેલું જોવામાં આવતાં તે ચુપકીદીથી પોતાના ઘર મુર્શિદાબાદ તરફ ચાલ્યો ગયો હતો; પણ તે માધવીની હિલચાલની ખબર વારંવાર મેળવતો હતો; કેમ કે તેણે માધવીના રાજ્યને છોડી દીધેલું હોવા છતાં માધવી ઉપરનો તેનો મોહ દૂર થયો નહોતો. વળી એ મોહ દૂર નહિ થવાનું કારણ માધવીની ખરાબ થયેલી સ્થિતિ પણ હતું. વાસ્તવિક રીતે જોવા જતાં માધવી ખૂબસૂરત, કોમળાંગી નવ-યોવના હતી અને તેની પાસેથી ગયા અને રાજગૃહીનું રાજ્ય ચાલ્યું ગયેલું હોવા છતાં કુબેરસિંહ તેને ઘણી સંપત્તિની અધીશ્વરી સમજતો હતો. આમ હોવાથી તે તેની હિલચાલની ખબર વારંવાર મેળવતો હતો. પ્રસંગ આવ્યે માધવીને મદદ કરવાની ઇચ્છાથી તેણે પોતાની આધીનતામાં થોડું સૈન્ય પણ રાખ્યું હતું.

મનોરમાના કેદ પકડાયા પછી કનકસિંહ અને કલ્યાણસિંહની સાથે તે શ્યામગઢ તરફ ગઇ. એ વખતે એક માણસે છુપી રીતે તેને એક પત્ર આપ્યો તથા તેણે એ પત્રનો સત્વર ઉત્તર માગ્યો. એ પત્ર કુબેરસિંહે લખેલો હોઇ તે આ પ્રમાણે હતો:—

"આપની સ્થિતિ માટે મ્હને અપાર શોક થાય છે! જો કે આપની સ્થિતિ બદલાઈ ગઇ છે અને આપ મ્હારાથી ઘણાં દૂર છો તો પણ આપની મનમોહિની મૂર્ત્તિને કલ્પનાસૃષ્ટિની સહાયતાથી મ્હારા મનમાં ઉપસ્થિત કરી હું તેની પૂજા કર્યા કરું છું તથા ઘણા દિવસથી શ્રમ વેઠીને આપને મદદ કરી શકું એટલી શક્તિ મ્હેં મેળવી

છે. હવે હું આપને મદદ કરીને પુનઃ રાજગૃહીનાં રાણી બનાવી શકું તેમ છું. જે અગ્નિદત્તને આપે આપનું જીવનસર્વસ્વ સમર્પણ કર્યું હતું તે કસોટીના વખતે કેવો નિમકહરામ નિવડયો છે અને મ્હને આપે ઘણો તરસાવેલો હોવા છતાં હજી સૂધી હું આપના તરફ કેવો વફાદાર છું એનો વિચાર આપ આપના મનમાં જ કરી લેજો. જો આપને ઠીક લાગે તો આ પત્રવાહક સાથે મ્હારી પાસે ચાલ્યાં આવજો અગર તો મ્હને આપની પાસે બોલાવજો. આ ચીઠ્ઠી લઇ આવનાર માણસ મ્હારો બહુરૂપી છે.

લિ. આપનો કુબેરસિંહ ”

માધવીએ આ પત્રને ઘણા ધ્યાનથી બે ત્રણ વખત વાંચ્યો તથા તેણે થોડા સમય સૂધી આ પત્રની હકીકત ઉપર પોતાના મનમાં વિચાર કર્યો. થોડા વખત પછી તેણે મસ્તક ઉંચું કરી પત્ર લઇ આવનાર માણસના મ્હોં તરફ જોઇને પૂછ્યું:–“ હમણાં કુબેરસિંહ ક્યાં છે ? ”

બહુરૂપીઃ–અહીંથી થોડા અંતરે જ તેઓ છે.

માધવીઃ–ત્યારે તેઓ પોતેજ અહીં કેમ ન આવ્યા?

બહુરૂપીઃ–હમણાં આપ બીજા માણસોની સાથે છો તથા એ માણસોએ આપને શો વિશ્વાસ આપ્યો હશે તે કોઈ જાણતું નથી. આવી સ્થિતિમાં આપને અગાઉથી ખબર આપ્યા સિવાય મળવાનું શ્રીમાન્ કુબેરસિંહે વાજબી ધાર્યું નથી.

માધવીઃ–ઠીક છે, તમે જઇને તેમને ઘણી ત્વરાથી મ્હારી પાસે લઇ આવો. તમને પાછા આવતાં કેટલો વખત લાગશે ?

બહુરૂપી અડધા કલાકમાં પાછા આવવાનું કહી, માધવીને નમન કરીને ચાલ્યો ગયો. માધવી એ સ્થળે જ તેની રાહ જોતી ફરવા લાગી.

સૂર્યાસ્ત થવાને અડધા કલાકનો વિલંબ હતો. આ સમયે માધવી આનન્દિતા જણાતી હતી. કનકનસિંહ અને કલ્યાણસિંહનું લશ્કર એ જંગલમાં છુપાઇ રહેલું હતું તથા માધવી પોતાના તંબૂની બ્હાર નીકળી સો દોઢસો કદમ દૂર જઇને ફર્યા કરતી હતી. તે કુમેરસિંહના અક્ષરોને સારી રીતે ઓળખતી હતી અને તેથી તે નિર્ભિયતાથી તેના આગમનની રાહ જોયા કરતી હતી.

થોડા વખતમાં જ પેલા પત્રવાહક બહુરૂપીની સાથે કુમેરસિંહને પોતાના તરફ આવતો માધવીએ જોયો. આ વખતે એ બહુરૂપી પણ એક તેજી અશ્વ ઉપર સવાર થયેલો હતો. માધવીની પાસે આવી કુમેરસિંહ અને તેનો બહુરૂપી ઘોડાપરથી નીચે ઉતરી પડયા. કુમેરસિંહે માધવીને અભિવંદન કરીને કહ્યું:–" આજે ઘણા દિવસ પછી ઇશ્વરકૃપાથી આપની સાથે મ્હારું મિલન થયું છે. દાસીઓએ ભય દર્શાવ્યાથી આપે ચુપચાપ રાજ્યનો ત્યાગ કરી અરણ્યનો માર્ગ સ્વીકાર્યો તથા આપના કલ્યાણની કામના કરનાર આ કુમેરસિંહને આપે યાદ સુદ્ધાં ન કર્યો એ માટે મ્હને ઘણો અફસોસ થાય છે! હું ઘણી સારી રીતે જાણું છું કે, આપે આપના દિવાન અગ્નિદત્તથી ડરી જઇ આવું સાહસિક પગલું ભર્યું હતું; પણ ત્યાર પછી મ્હને યાદ કરવાનો વખત તો આપને જરૂર મળ્યો હશે."

માધવીએ સ્મિતહાસ્ય કરતાં કરતાં કુમેરસિંહનો એક હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:–" ગૃહત્યાગ કર્યા પછી હું એવી મુશ્કિલતમાં પડી ગઇ હતી કે, બીજા કોઇ વિષયનો વિચાર કરવાનો સુદ્ધાં મ્હને વખત મળ્યો નહોતો. પછીથી મ્હેં જ્યારે એમ સાંભળ્યું કે રાજગૃહીને રાણા વીરસિંહે સ્વાધીન કર્યું છે ત્યારે હું સર્વાંશે નિરાશ બની ગઇ. ત્યાર પછી પણ હું ઘણો પ્રયત્ન કરી શકત; કિન્તુ ગયાજીમાં

અગ્નિદત્તની પુત્રી બંસરીબાલાએ મ્હારી સાથે ઘણું ખરાબ વર્તન ચલાવ્યું અને મ્હારી સ્થિતિને વિશેષ બગાડી નાંખી. ”

આમ કહી માધવીએ પોતાનું કપાઇ ગયેલું કાંડું કુબેરસિંહને બતાવ્યું. કુબેરસિંહે કહ્યું:–“ બાપ સારો હોય તો બચ્ચાં સારાં નિવડેને ? અગ્નિદત્ત પણ બંસરીબાલાના લીધે જ માર્યો ગયો છે.”

માધવીઃ–બરાબર છે. માયાવિનીની સખી મનોરમાના મુખે મ્હેં અગ્નિદત્તના મૃત્યુના સમાચાર સાંભળ્યા હતા. ( પાછળ જોઇને ) કોણ આ તરફ આવે છે ?

કુબેરઃ—એ આપના લશ્કરનો જ કોઇ માણસ હશે તથા તે કદાચ આપને બોલાવવા માટે આવતો હશે. ( થોડા વખત સૂધી ચુપ રહીને ) પણ ના ના, એ બીજી તરફ વળી ગયો છે; છતાં આ સ્થળે ઉભાં રહી વાતચિતમાં વિનાકારણ વખત ગૂમાવવામાં સાર નથી. આપ એક ઘોડા ઉપર સવાર થઈ મ્હારી સાથે ચાલો. હું આપની આધીનતામાં રહી આપ કહેશો તે કાર્ય કરવાને જીવના જોખમે પણ તૈયાર છું. આપને કોઇની ખુશામદ કરવાની શી જરૂર છે ? જો કલ્યાણસિંહના લશ્કરમાં આપનો કાંઇ સરસામાન હોય તો તેની આપ ચિંતા કરશો નહિ.

માધવીઃ—ના ના, હવે મ્હને કોઇ પણ પ્રકારની ચિંતા નથી. હું તમારી સાથે આવવાને તૈયાર છું.

આમ કહીને માધવી કુબેરસિંહના ઘોડા ઉપર સવાર થઇ અને કુબેરસિંહ પેલા બહુરૂપીના ઘોડા ઉપર સવાર થયો પછી તેઓ માર્ગ કાપવા લાગ્યાં. બહુરૂપી તેમની સાથે સાથે પગે ચાલતો આગળ વધવા લાગ્યો.

કલ્યાણસિંહ અને કનકસિંહની સાથે માધવીએ શ્યામગઢના

ભોંયરામાં કેમ પ્રવેશ નહોતો કર્યો એ હવે વાંચકબંધુઓ સમજી શક્યા હશે. હવે આપણે ભીમસિંહ તરફ ધ્યાન આપીશું. કેદમાંથી છુટકારો થયા પછી બીમારીના કારણથી ભીમસિંહને જો કે ઘેર જવું પડ્યું તથા ત્યાં તેની બીમારી ઘણી ઝડપથી જતી રહી; ઘરમાં રહેવાથી જે સુખ મળવું જોઇએ એ સુખ તેને મળ્યું નહિ. માતાના મૃત્યુનો તેને ઘણો શોક થયા કરતો હતો અને એવામાં પિતાના મૃત્યુના સમાચાર જ્યારે તેના જાણવામાં આવ્યા ત્યારે તેના શોકનો પાર રહ્યો નહિ. આ સમયે બ્હારથી દુઃખદાયક સમાચાર લઇ આવનાર તેના બહુરૂપીઓ પણ તેની પાસે હાજર હતા. પ્રથમ તો તેના બહુરૂપીઓએ તેને ઘણું સમજાવ્યો તથા રાણા વીરસિંહ સાથે સુસ્નેહ કરવામાં જ કલ્યાણ છે એમ જણાવ્યું; પરંતુ એ બદમાશે કોઇના ઉપદેશ તરફ ધ્યાન આપ્યું નહિ. તે રાણા વીરસિંહનો બદલો લેવાની અને માયાસુંદરીને મારી નાખવાની પ્રતિજ્ઞા કરીને ઘેરથી બ્હાર નીકળી પડ્યો. અમીરઅલ્લી, યાકુબઅલ્લી, અજાયબસિંહ અને મહમદઅલ્લી વગેરે લાલચુ બહુરૂપીઓને પણ લાચારીથી તેની સાથે જવું પડ્યું.

આ વખતે ભીમસિંહે પોતાના બહુરૂપીઓ સિવાય બીજા કોઇ માણસને સાથે લીધો નહિ. તેની પાસે જે કાંઇ જરજવાહિર હતું એ સઘળું સાથે લઇ, પોતાના બહુરૂપીઓને ભિન્ન ભિન્ન પ્રકારની લાલચ દર્શાવી તે રવાના થયો અને થોડે છેટે ગયા પછી બહુરૂપીઓની સાથે તેણે પણ પોતાનો વેશ બદલી નાખ્યો.

રાણા વીરસિંહને કેવી રીતે નીચું જોવડાવવું તથા શું કરવું એ સંબંધી તેમની સર્વેની વચ્ચે ત્રણ દિવસ સુધી વાટાઘાટ ચાલી; છેવટે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, રાણા વીરસિંહ અને તેના પક્ષકારો વિરુદ્ધ શત્રુતા કરતાં પહેલાં એમના દુશ્મનો સાથે સંબંધ કરી પોતાના

પક્ષને વિશેષ સબળ બનાવવો. એવો નિર્ણય કર્યા પછી તેઓ માધવી, માયાવિની અને તિલિસ્મી દારોગા વગેરેની સાથે કેવી રીતે મુલાકાત કરવી તેની જ ચિંતા કરવા લાગ્યા.

કેટલાક દિવસ સુધી તપાસ કર્યા પછી એક દિવસે મધ્યાન્હ કાળના અરસામાં એ લોકો એક ધીચ જંગલમાં જઈ ચઢયા. એ સ્થળે ચાર પાંચ કલાક સુધી આરામ લેવાની તેમને જરૂર જણાઈ, કેમ કે ગ્રીષ્મઋતુ ચાલતી હોઇ મધ્યાન્હકાળે ઘણો સખ્ત તાપ પડતો હતો. એ તાપનું જોર એટલું બધું હતું કે, જંગલી જનાવરો અને પશુપંખીઓ પણ આવા વખતે નજરે પડતાં નહોતાં.

એ જંગલમાં એક જગ્યાએ પાણીનો ઝરો વહેતો હતો. એ ઝરાની બન્ને બાજૂએ ઉંચાં ઘટાવાળાં વૃક્ષો આવેલાં હોવાથી ત્યાં કાંઈક શીતળતાનો અનુભવ થતો હતો; અસ્તુ. એ પાંચે મુસાફરો પણ ઝરાના કિનારા ઉપર પડેલી એક મ્હોટી પાષાણશિલાપર બેસી એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. આ સમયે થોડે દૂરથી તેમણે કાંઇ અવાજ આવતો સાંભળ્યો. તપાસ કરતાં તેમની નજર દશબાર સિપાહીઓ ઉપર પડી. એ સિપાહીઓને જોઈ ભીમસિંહ ચમકી ઉઠયો તથા તેમની બાતમી મેળવવાની તેણે અજાયબસિંહને આજ્ઞા કરી; કેમ કે દોસ્ત અને દુશ્મનના વિચારથી તેનો જીવ એક ક્ષણ માટે પણ સ્વસ્થ રહી શકતો નહોતો.

ભીમસિંહની આજ્ઞાનુસાર અજાયબસિંહ એ સિપાહીઓની બાતમી મેળવવાને ગયો. બે કલાક વીતિ જવા છતાં અજાયબસિંહ પાછો આવ્યો નહિ તેથી બીજા બહુરૂપીઓને પણ ચિંતા થવા લાગી. તેઓ અજાયબસિંહની શોધ કરવા જવાને તૈયાર થયા; પરંતુ એવામાં અજાયબસિંહ જ કેટલાક સિપાહીઓની સાથે આવી પહોંચ્યો અને

તેણે ભીમસિંહને કહ્યું:–" આપણે આ જંગલમાં આવીને અત્રે રોકાયા એ ઘણું સારું થયું; કેમ કે રાણી માધવી સાથે મ્હારી મુલાકાત થઇ છે. આજે એમણે પણ આ જંગલમાંજ મુકામ કર્યો છે. કુબેરસિંહ સેનાપતિ અને ચારસો પાંચસો સિપાહીઓ તેમની સાથે છે. જે સિપાહીઓની પાછળ હું ગયો હતો તેઓ તેમના સિપાહીઓ જ હતા. વળી હમણાં મ્હારી સાથે જે સિપાહીઓ આવ્યા છે તેમને રાણી માધવીએ આપને બોલાવી લાવવા માટે મોકલ્યા છે."

અજાયબસિંહના મુખે ભીમસિંહના આગમનની વાત જાણી જેટલો આનન્દ માધવીને થયો તેટલો જ આનન્દ આ સમયે માધવીના સમાચારથી ભીમસિંહને થયો. અજાયબસિંહનાં વચનો સાંભળી તરત જ તે ઉઠી ઉભો થયો તથા પોતાના બહુરૂપીઓને સાથે લઇ થોડા જ સમયમાં તે માધવી પાસે જઇ પહોંચ્યો. તેઓ બન્ને એકબીજાની મુલાકાતથી અત્યંત આનન્દિત થયાં; પરંતુ એમનું બન્નેનું મિલન થયું એ પ્રકાર કુબેરસિંહને ગમ્યો નહિ. એનું કારણ શું હતું તે અમારા વાંચકો સહેલાઇથી સમજી શકે તેમ છે.

કુશળ વર્તમાન પૂછવામાં માધવી અને ભીમસિંહે થોડો વખત વીતાડયો; પછી માધવીએ ભોજન તૈયાર કરવાની પોતાના માણસોને આજ્ઞા કરી, કેમ કે આજે તે ભીમસિંહને પ્રસન્ન કરવાની ઇચ્છા રાખતી હતી.

આ જંગલમાં પાંચ દિવસથી માધવી આવી હતી. પાંચમા દિવસે મધ્યાન્હકાળે તેની ભીમસિંહ સાથે મુલાકાત થઇ હતી. કુબેરસિંહના બહુરૂપીઓ શત્રુઓની તપાસ કરવા માટે ગયા હતા; કેમ કે માધવી અને કુબેરસિંહે પ્રથમ શત્રુઓની હિલચાલ જાણ્યા પછી શું કરવું તેનો નિર્ણય કરવાનો નિશ્ચય કર્યો હતો.

# પ્રકરણ ૨૪ મું.

## ચંડાળ ચોકડી.

જે જંગલમાં માધવી અને ભીમસિંહે મુકામ કર્યો હતો એ જ જંગલમાં લીલા અને માયાવિની મધ્યરાત્રિના સમયે જઇ પહોંચી. અને લીલાએ કેટલાક માણસોનો કોલાહલ સાંભળ્યો ત્યારે માયાવિનીને એક ઠેકાણે ઉભી રાખીને તે તપાસ કરવા ગઇ.

અમે લખી ચુક્યા છીએ કે, સેનાપતિ કુબેરસિંહની પાસે થોડું લશ્કર પણ હતું. અલ્પકાળમાં જ લીલા જાણી શકી કે એ જંગલમાં સેંકડો માણસોએ મુકામ કર્યો છે. વળી જેવી રીતે લૂંટારાઓ ગુપ્ત સ્થાનમાં સાવધાનતાથી છુપાઇ રહે એવી રીતે એ માણસોને છુપાઇ રહેલા તેણે જોયા. લીલા સારી રીતે જાણતી હતી કે, રાણો વીરસિંહ અગર તો એના સંબંધીઓ કોઇ કાર્યે બ્હાર નીકળતા અથવા તો ચઢાઇ કરવા જતા ત્યારે તેઓ છુપાઈ નહિ રહેતાં જાહિર રીતે જતા હતા. આથી એ જંગલમાં છુપાઇ રહેનાર માણસો મહારાણા વીરસિંહના પક્ષના હોવા જોઇએ નહિ એમ તેણે વિચાર્યું અને એ માણસોદ્વારા પોતાને કાંઇક મદદ મળે તો એ પણ તેને બનવા જેવું લાગ્યું. પુષ્કળ વિચાર કર્યા પછી પોતાની બહુરૂપીની વિદ્યા ઉપર વિશ્વાસ રાખીને લીલાએ માધવીના લશ્કરમાં પ્રવેશ કર્યો. ત્યાં તેણે ઘણા સિપાહીઓને સાવધાનતાથી પહેરો ભરતા જોયા. અમે લખી ચુક્યા છીએ કે, લીલાએ પોતાનો વેશ બદલી નાખ્યો હતો. બીજી

તરફથી માધવી અને કુબેરસિંહ પોતાના અસલ વેશમાં જ પ્રવાસ કરતાં હતાં.

લીલાને જોઇ એક પહેરેગીરે તેને ટોકીને પૂછ્યું:–" કોણ છે ? "

લીલા:–એક મુસાફર પરદેશી સ્ત્રી.

સિપાહી:–તું અહીં કેમ આવી છે ?

લીલા:–મ્હારું ભલું થશે એવી આશાથી આવી છું.

સિપાહી:–ત્હારે શું જોઇએ છીએ ?

લીલા:—હું તમારા સરદારને મળવાની ઇચ્છા રાખું છું.

સિપાહી:—જો તું ત્હારી ઓળખાણ આપે તો હું તને સરદાર પાસે મોકલી આપું.

લીલા:—ઓળખાણ આપવામાં કાંઇ અડચણ તો નથી પણ જેમણે મ્હને લૂંટી લીધી છે તેમાંના આપ કદાચ હો તો મ્હારી વિશેષ દુર્દશા થાય એવો મ્હને ભય રહે છે.

આ સમયે બીજા પણ કેટલાક સિપાહીઓ ત્યાં આવી પહોંચ્યા તથા સર્વેએ લીલાને ઘેરી લઇ ભિન્ન ભિન્ન પ્રકારના પ્રશ્નો પૂછવા માંડયા. લીલા પણ વિના વિલંબે સમજી શકી કે, એ લોકો રાણા વીરસિંહના પક્ષના નથી.

બીજી તરફ પેલા સિપાહીઓને પણ એકલી લીલાનો ભય લાગે તેમ નહોતું. અંતે તેમણે લીલાને પોતાના માલિકનું નામ કહ્યું તથા જે સ્થળે માધવી અને ભીમસિંહે મુકામ કર્યો હતો એ સ્થળે તેઓ લીલાને લઇ ગયા. આ સમયે માધવી અને ભીમસિંહ એક બીજાંની સાથે વાતચિત કરતાં હતાં. ફાનસ સળગાવડાવીને તેમણે બન્નેએ લીલાના મુખનું બરાબર દર્શન કર્યું. ફાનસના પ્રકાશમાં લીલા માધવીને ઓળખી શકી તથા પ્રસન્ન બની જઇને તેણે કહ્યું:–" તમે તો

ગયાજીનાં રાણી માધવીલતા છો ! ”

માધવીઃ—તું કોણ છે ?

લીલાઃ—હું પ્રસિદ્ધ માયાવિનીની સંગિની છું. બહુરૂપીનું કાર્ય હું સારી રીતે કરી શકું છું. હમણાં પણ હું માયાવિની દેવીની સાથે અહીં સુધી આવી છું. એકથી બીજાને મદદ મળી શકે છે એવો વિશ્વ-સંસારનો નિયમ જ છે. જેવી રીતે આપનાથી માયાવિની દેવીને મદદ મળી શકે તેમ છે તેવી જ રીતે આપને તેમનાથી મદદ મળી શકે તેમ છે. ખરા અણીના વખતે આપની સાથે અમારું મિલન થયેલું હોવાથી મ્હને અપાર આનન્દ થાય છે. આજકાલ માયાવિની દેવી ઘણા દુઃખમાં પોતાના દિવસો પસાર કરે છે; તો પણ તેઓ તિલિસ્મીનાં રાણી હોવાથી તેમનાથી જે થઇ શકે તેમ છે તે બીજા કોઇથી થઈ શકે તેમ નથી. આપણે સર્વે એક બીજાંની સાથે મળીને કામ કરીએ એ જ વિશેષ યોગ્ય અને હિતાવહ છે.

માધવીએ પણ આનન્દિતા બની જઇને પૂછ્યુંઃ-“ માયાવિની દેવી ક્યાં છે ? એમને તો રાણા વીરસિંહજી કેદ કરીને રામગઢ લઇ ગયા હતા. ”

લીલાઃ-આપનું કહેવું ખરું છે; પણ હમણાં જ મ્હેં આપને કહ્યું છે કે, તેઓ તિલિસ્મીનાં રાણી હોવાથી તેમનાથી જે થઇ શકે તેમ છે તે બીજાથી થઇ શકે તેમ નથી. તેઓ ઘણી સહેલાઇથી રાણા વીરસિંહજીની કેદમાંથી છૂટી શક્યાં છે.

માધવીઃ—બરાબર છે. હવે તું સત્વર કહે કે, હમણાં તેઓ ક્યાં છે ?

લીલાઃ-અહીંથી થોડા અંતરે જ તેઓ ઉભાં રહ્યાં છે. કોઈ સરદારને તેમને સંમાનસહ અત્રે લઇ આવવા માટે મ્હારી સાથે મોકલો.

બસો ત્રણસો કદમથી વિશેષ આગળ જવાનું નથી.

માધવીઃ—તેમને તેડી લાવવા માટે હું પોતે જ આવું છું.

લીલાઃ—ત્યારે તો ઘણું સારું. જો આપ એમનું માન સાચવશો તો તેઓ આપના માટે પ્રાણ અર્પણ કરવામાં પણ પાછી પ્હાની નહિ કરે.

લીલાએ આવી રીતે માધવીને વિવિધ પ્રકારે સમજાવી જેથી માધવી પોતાની સાથે ભીમસિંહ, કુએરસિંહ અને કેટલાક સિપાહીઓ લઇને માયાવિની પાસે ગઈ તથા તેને ઘણું માન આપી પોતાની છાવણીમાં લઇ આવી. ત્યાર પછી તેમની વચ્ચે વાતચિત ચાલવા લાગી. માધવીએ માયાવિનીને ઉદ્દેશીને કહ્યું:—" આપ રાણા વીરસિંહજીની કેદમાંથી સહેલાઇથી છૂટાં થયાં છે એ માટે હું આપને મુબારકબાદી આપું છું. આપની બુદ્ધિશક્તિ અને કાર્યકુશળતા માટે મ્હને ઘણું માન છે.

માયાવિનીઃ—મ્હારી સખી લીલાએ એકલીએ જ મ્હને કેદમાંથી છોડાવી છે. વળી આ વખતે આપની મુલાકાત થવાથી મ્હને ઘણો આનન્દ થયો છે તથા થોડા વખતમાં જ આપ ગયાજીનાં રાણી થશો અને હું જમાનીઆની રાણી થઈ શકીશ એવી મ્હારી ખાત્રી છે. દુનિયામાં એક બીજાની મદદથી એક બીજાનું કામ થાય છે. વળી જો આપણું બન્નેનું મન મળી જાય તો આપણાથી હરેક કાર્ય થઇ શકે તેમ છે. આપ કેદ પકડાયાં છો એ ખબર મ્હને પણ મળી હતી તથા આપને મ્હારી ન્હાની બ્હેન પદ્માવતીએ કેદ કરાવેલાં હોવાથી મ્હને ઘણો અફસોસ થતો હતો.

માધવીઃ—મ્હારા સાંભળવામાં તો એવી હકીકત આવી છે કે, આપનો પદ્માવતી સાથે કાંઇ સંબંધ નથી તથા લક્ષ્મીદેવી પ્રકટ થયેલી

હોઇ તેને રાણા વીરસિંહજી રામગઢ લઇ ગયા છે.

આ વાક્યો સાંભળી સ્મિતહાસ્ય કરીને માયાવિનીએ કહ્યું:- "બેશક, એમ જ છે; પરંતુ હું જે વખતની વાત કરું છું એ વખતે પદ્માવતી મ્હારી ન્હાની બ્હેન કહેવાતી હતી. વળી લક્ષ્મીદેવીને રાણા વીરસિંહજી રામગઢ લઈ ગયા નથી. એ તો માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી, અલકકિશોરી અને નારંગીની સાથે બીજી કોઇ જગ્યાએ છુપાઇ ગયેલી છે. હું એમ પણ જાણી શકી છું કે, આવતી કાલે સ્હાંજે ગોપાલસિંહ તેમને સર્વને જમાનીઆ તરફ લઈ જશે. આપણે તેમને ગોપાલસિંહ સહિત રસ્તામાં જ કેદ કરી લેવાં જોઇએ."

માધવીએ આશ્ચર્ય પામીને કહ્યું:-"હેં! શું હું આવતી કાલે દુષ્ટા માયાસુંદરીને જોઇ શકીશ કે? એના ઉપર મ્હને ઘણો ક્રોધ છે તથા પદ્માવતીએ જ મ્હને કેદ કરાવેલી હોવાથી તેના માટે પણ મ્હારા મનમાં ઘણો ક્રોધ ઉપજ્યો છે."

માયાવિની:-આવતી કાલે માયાસુંદરી, પદ્માવતી વગેરે સર્વ આપના કબ્જામાં આવશે એ ચોક્કસ છે. વળી વીરસિંહ અને તેમના પુત્રોને લીધે જે ગોપાલસિંહ આપનો સર્વથી મહાન્ શત્રુ થયો છે એ પણ તમારા કબ્જામાં આવશે.

માધવી:-ખરું છે. ગોપાલસિંહ આપણો બન્નેનો મ્હોટામાં મ્હોટો શત્રુ છે. એમને સર્વને કેદ કરવાની ગોઠવણ આપે કરી રાખી છે કે?

માયાવિની:-હા, ઘણી ખરી ગોઠવણ કરી રાખી છે, તથા જે સામાન્ય ગોઠવણ બાકી રહેલી છે તે પણ સત્વર થઇ જશે.

માધવી:-શી શી ગોઠવણ થયેલી છે તથા એ લોકોને ક્યારે કેવી રીતે કેદ કરવાનો નિર્ણય આપે કર્યો છે?

માયાવિની:-એ હકીકત એવી ગુપ્ત છે કે આપના સિવાય બીજા

કોઇને હમણાં જણાવી શકાય તેમ નથી.

માધવી:–ઠીક, જેવી ઇચ્છા.

આમ કહીને માધવીએ ભીમસિંહ તથા કુબેરસિંહ તરફ જોયું; કેમ કે આ વખતે એ સ્થળે માધવી, માયાવિની અને લીલા સિવાય કેવળ એ બે જણા જ ત્યાં હાજર હતા. ભીમસિંહે માયાવિની તરફ જોઇને કહ્યું:–" અમે બન્ને અહીંથી ખસી જઇએ છીએ. તમે નિશ્ચિંતતાથી જે વાતચિત કરવી હોય તે કરો; પરંતુ પ્રથમ મ્હને મ્હારા એક પ્રશ્નનો ઉત્તર મળવો જોઇએ."

માયાવિની:–તમે શું પૂછવા માગો છો?

ભીમસિંહ:–હમણાં આપે એમ કહ્યું કે, 'કાલે માયાસુંદરી, બંસરીબાલા અને લક્ષ્મીદેવી વગેરેને કેદ કરવામાં આવશે.' પરંતુ મ્હેં થોડા વખત ઉપર એવી હકીકત સાંભળી હતી કે, મનોરમાએ રાણા વીરસિંહના સૈન્યમાં જઇને માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીને જીવથી મારી નાખી છે.' હવે આ બેમાંથી કયી હકીકત ખરી માનવી?

માધવી:–ખરું છે, હું પણ આ પ્રશ્ન પૂછવાની હતી; કિન્તુ વાતમાં ને વાતમાં પૂછવો ભૂલી ગઈ.

માયાવિની:–તમારી શંકા અસ્થાને નથી; કેમ કે એ પ્રસંગે હું પણ એ સૈન્યમાં બંદિની તરીકે હતી. તમે જે હકીકત કહી છે તે મ્હારા સાંભળવામાં આવેલી હોઇ મ્હેં તેને ખરી માની હતી; પરંતુ આજે એ ભેદ ગોપાલસિંહના પોતાના લખાણ ઉપરથી જ ખુલ્લો થઇ ગયો છે. ખરી રીતે જોવા જતાં એ ત્રણે જણીઓના જીવનનો અંત આવ્યો નથી; પણ આ વિષયમાં કેવી ચાલાકી રમવામાં આવી

હતી તથા જેમનું મૃત્યુ નિપજ્યું હતું તેઓ કોણ હતી એ ભેદ પણ હજી સૂધી મ્હારા જાણવામાં આવ્યો નથી.

ભીમસિંહ:–ત્યારે માયાસુંદરી, બંસરીબાલા અને નારંગીનું મૃત્યુ નિપજ્યું નથી એવી તમારી ખાત્રી છે?

માયાવિની:–" હા, એ ત્રણે જીવતી છે.

પછી માયાવિનીએ ગોપાલસિંહવાળો પત્ર બતાવીને કહ્યું:–"લ્યો આ એક જ પ્રમાણથી હું તમને મ્હારા શબ્દોની સત્યતા સાબિત કરી આપું છું. તમે આ પત્ર માધવી રાણીને વાંચી સંભળાવો. (માધવી તરફ જોઇને) જુઓ બ્હેન! હું તમને 'આપ' સંબોધનનો ઉપયોગ કરીને બોલાવતી નથી તેથી તમે માઠું લગાડશો નહિ. હવે આપણો બન્નેનો સ્નેહસંબંધ બંધાઇ ગયો છે તેથી માનાપમાનનો પ્રશ્ન સંભવિત નથી.

માધવી:–ખરું છે, આ વિષય સંબંધી હું પણ તમારી પાસે પ્રથમથી માફી માગું છું.

પછી ભીમસિંહે રાણા ગોપાલસિંહનો પત્ર માધવીને વાંચી સંભળાવ્યો. પત્ર વાંચી રહ્યા પછી ભીમસિંહે કહ્યું:–" આ પત્રની મદદથી તો ઘણું કામ થઇ શકે તેમ છે. આ પત્ર ક્યારનો લખેલો છે અને તમને કેવી રીતે મળી આવ્યો છે? વળી આ પત્રમાં જે વીંટીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે એ વીંટી ક્યાં છે?"

માયાવિનીએ એ વીંટી બતાવીને કહ્યું:–" વીંટી પણ મ્હને મળી આવી છે. વળી આ પત્ર આજે જ લખવામાં આવ્યો છે."

ભીમસિંહે ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું:–" અફસોસનો વિષય છે કે, મ્હારા બહુરૂપીઓમાંથી કોઇ રામદીનને ઓળખતો નથી."

માયાવિની:–એ માટે ચિંતા કરવાની જરૂર નથી. મ્હારી સહ-

ચરી લીલા રામદીનનો વેશ ધારણ કરી સહેલાઇથી ઇચ્છિત કાર્ય કરી શકે તેમ છે. વળી તમારા બહુરૂપીઓ એની મદદમાં રહી શકશે. લીલા રામદીનનો વેશ ધારણ કરશે એટલે તમારા બહુરૂપીઓ પણ રામદીનના આકાર પ્રકારનું દર્શન કરી શકશે.

ભીમસિંહે પોતાની પાસેનો પત્ર માયાવિનીના હાથમાં આપીને કહ્યું:–" ઠીક છે, પ્રથમ તમારે બન્નેને જે ગુપ્ત વાતચિત કરવી હોય તે કરી લ્યો. પછી આપણે બીજું જે કાર્ય કરવાનું હશે તે કરીશું."

આમ કહી ભીમસિંહ ઉઠી ઉભો થયો તથા કુમેરસિંહને સાથે લઇ થોડે દૂર ચાલ્યો ગયો. વખત વિચારીને લીલા પણ એ સ્થળેથી ખસી ગઇ. એકાન્ત થયા પછી માધવીએ માયાવિની તરફ જોઇને કહ્યું:–" બ્હેન ! હવે તમારે જે હકીકત કહેવી હોય તે નિશ્ચિંતતાથી કહો."

માયાવિની:–બ્હેન ! ખરું પૂછો તો હમણાં આપણી બન્નેની સ્થિતિ સરખી જ છે. તમે વિધવા છો અને હું પણ વિધવા છું; કેમકે વાસ્તવિક રીતે જોવા જતાં હું ગોપાલસિંહની પત્ની નથી. આ વાત સર્વના જાણવામાં આવી ગઇ છે તથા એ કદાચ તમારા જાણવામાં પણ આવી હશે.

માધવી:–હા, મ્હેં એવી વાત સાંભળી હતી કે, 'રાણા ગોપાલસિંહને ઘણાં વર્ષ સુધી તમે કેદ કરી રાખ્યા હતા તથા અંતે પદ્માવતીએ એમને છોડાવ્યા છે.' હવે હું તમને એમ પૂછું છું કે, તમે ગોપાલસિંહને મારી નહિ નાખતાં જીવતા શા માટે રાખ્યા ?

માયાવિની:–એ મ્હારાથી એક ઘણી ગંભીર ભૂલ થઈ છે. તિલિસ્મીના જે બે ચાર ભેદ હું જાણતી નહોતી એ જાણી લેવાના વિચારથી જ મ્હેં તેમને જીવતા રાખ્યા હતા. કારાગૃહના કષ્ટથી તેઓ

એ ભેદનો સ્ફોટ કરશે ત્યાર પછી હું તેમને મારી નાખીશ એવી મ્હારી ઇચ્છા હતી; પરંતુ દુર્દૈવે એમ બન્યું નહિ. જો મ્હેં એમને મારી નાખ્યા હોત તો આજે મ્હારે આવી શોચનીય સ્થિતિનું દર્શન કરવું પડત નહિ. તિલિસ્મીની મદદથી રાણા વીરસિંહ જેવા દશ બાર પ્રબળ પ્રતાપી રાજાઓનો સર્વ પ્રકારે હું પરાજય કરી શકું તેમ હતી. હજી પણ જો હું ગોપાલસિંહને કેદ પકડી યમસદનમાં મોકલી શકું તો પુનઃ સહેલાઇથી તિલિસ્મીની રાણી થઇ શકું તેમ છું તથા જોતજોતાંમાં તમને પણ ગયાજીનાં રાણી બનાવી શકું તેમ છું. હવે હું મૂળ વાત ઉપર આવું છું. એક વખત હું કહી ચુકી છું કે, આપણે બન્ને વિધવા છીએ. તમે નવયુવતી છો અને હું પણ નવયુવતી છું. હજી સુધી આપણી ભોગલાલસાનો લોપ થયો નથી. તમે ઇન્દ્રજીતસિંહના મોહમાં પડી દુઃખી થાઓ છો અને હું આનન્દસિંહના મોહમાં પડી દુઃખી થાઉં છું. હમણાં ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ જમાનીઆનું તિલિસ્મી તોડવાના કામમાં ગુંથાયલા હોવાથી આપણી બન્નેની ઇચ્છા એક જ વખતે પૂર્ણ થાય તેમ છે. જો આજે આપણે બન્ને સાથે મળીને કામ કરીશું અને આપણા દુશ્મનોના જીવનનો જલ્દીથી અંત લાવીશું તો આપણે આપણા પ્રિયતમની સાથે વિશ્વસંસારનું અપૂર્વ સુખ ભોગવી શકીશું; પણ હમણાં તમારી સાથે બે કંટક જણાય છે.

માધવીઃ–હા, એમાંનો એક મ્હારો ભાઇ ભીમસિંહ અને બીજો મ્હારો સેનાપતિ કુબેરસિંહ છે. તમે એમનો બન્નેનો બિલકુલ વિચાર કરશો નહિ, હમણાં તો આપણે એમની બન્નેની સાથે મળીને આપણું કાર્ય કરવું જોઇએ. કાર્ય સમાપ્ત થયા પછી એમના માટે તમે જેમ કહેશો તેમ હું કરીશ.

માયાવિની:-બરાબર છે. એટલા માટે જ મ્હેં તમારી સાથે એકાન્તમાં વાતચિત કરવાનું વ્યાજબી વિચાર્યું છે. આ સઘળી એવી વાત છે કે જે ત્રીજા કોઇને જણાવવામાં કલ્યાણ નથી.

માધવી:-ખરું છે. આપણી બન્નેની વાતચિત વાયુના પણ જાણવામાં આવવી જોઇએ નહિ. આજે ઘણા આનન્દનો દિવસ છે. આપણું બન્નેનું ખરા વખતે અંતે મિલન થયું છે એ પ્રકાર આપણા ભાગ્યોદયનું સૂચન કરે છે. હવે આપણે બન્નેએ આપણો સ્નેહસંબંધ સદૈવ કાયમ રાખવાની તથા જરૂરના પ્રસંગે અરસ્પરસને મદદ કરવાની પ્રતિજ્ઞા કરવી જોઇએ.

માયાવિની:-મ્હારી પણ એવી જ ઇચ્છા છે.

વાંચકબંધુઓ! માયાવિની અને માધવા પોતપોતાનો સ્વાર્થ પૂર્ણ કરવાનો વિચાર રાખતી હતી. તેઓ બન્ને ધુર્ત્ત, સ્વાર્થી અને વિશ્વાસઘાતિની હતી. આ પ્રસંગે તેમણે બન્નેએ છુપી રીતે કેટલીક વાતચિત કરી. ત્યાર પછી તેમણે બન્નેએ ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રતિજ્ઞા કરી. તત્પશ્ચાત્ ભીમસિંહ અને 'કુબેરસિંહને બોલાવવામાં આવ્યા. લીલા પણ ત્યાં આવી પહોંચી અને તેમની સર્વની વચ્ચે વાતચિત ચાલવા લાગી. ભીમસિંહે કહ્યું:-ત્યારે હવે શો નિશ્ચય કરવામાં આવે છે? રાણા ગોપાલસિંહનો પત્ર લઇ જમાનીઆ કોણ જાય છે?"

માયાવિની:-પ્રથમ તમે તમારો અભિપ્રાય જણાવો.

ભીમસિંહ:-મ્હારો અભિપ્રાય એવો છે કે, લીલાવતી રામદીનનો વેશ ધારણ કરી દીવાન પાસે જાય તથા ત્યાંથી પત્રમાં લખેલી ગોઠવણ કરીને તે પીપળીઆ ઘાટી તરફ જાય. આપણે લશ્કરની સાથે એ સ્થળે હાજર રહીશું. જે બે સવારો જમાનીઆથી લીલાવતીની સાથે નીકળે તેમને કોઇ પણ રીતે લીલાવતીએ રસ્તામાં પાછળ

છોડી દેવા જોઇએ. પછી આપણે જોતજોતાંમાં તેમને સર્વને કેદ કરીશું યા તો મારી નાખીશું.

માયાવિની:-પણ આ વાત મ્હને પસંદ નથી; કેમ કે એમના લખવા પ્રમાણે સૈન્ય પીપળીઆ ઘાટી સૂધી જરૂર જશે. વળી એમ માનીએ કે બનાવટી રામદીનની આજ્ઞાથી લશ્કર કદાચ પાછળ રહે અને તમે સર્વને કેદ કરો તો પણ આપણું કાર્ય પાર પડે નહિ. રાણા ગોપાલસિંહના કેદ પકડાવાની કિંવા માર્યા જવાની ખબર દીવાનને તરત મળી જશે તથા દીવાન લશ્કરનો યથોચિત બંદોબસ્ત કરી લઢવા માટે તૈયાર થશે. તે આપણને જમાનીઆમાં પ્રવેશ નહિ કરવા દે. યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને કુમાર આનન્દસિંહ હમણાં જમાનીઆના તિલિસ્મીમાં છે. તેઓ બન્ને પણ લઢવા માટે તૈયાર થઇ જશે. આમ હોવાથી એટલી બધી ખટપટમાં શ્રેય નથી.

ભીમસિંહ:-ત્યારે તમે જ કહોને કે શું કરવું?

માયાવિનીએ કુબેરસિંહને પૂછ્યું:-"હમણાં આપની પાસે કેટલા સૈનિકો છે?"

કુબેરસિંહ:-પાંચસો.

માયાવિનીએ માધવીને ઉદ્દેશીને કહ્યું:-"મ્હારો વિચાર એવો છે કે, હું, તમે ભીમસિંહ અને કુબેરસિંહ પ્રથમ કોઇ પણ પ્રકારે જમાનીઆના તિલિસ્મીવાળા બાગમાં પ્રવેશ કરીએ તથા પાંચસો સૈનિકોને પણ આપણે એવી રીતે એ સ્થળે લઇ જઇએ કે એ વિષયની કોઇને કાંઇ ખબર પડે નહિ, કેમ કે એ બાગમાં અસંખ્ય માણસોને સહેલાઇથી છુપાવી શકાય એવાં ઘણાં ગુપ્ત સ્થળ આવેલાં છે અને એ સ્થળોની મ્હને સંપૂર્ણ માહિતી છે.

માધવી:-એ બાગ તમે કહો છો તેવો જ છે એમ મ્હેં પણ

સાંભળ્યું છે; વળી તમે ત્યાંનાં મહારાણી હોવાથી બાગ સંબંધીની સઘળી માહિતી તમને હોય એ બનવા જેવું છે. વારું પછી?

માયાવિની:—માયાસુંદરી, બંસરીબાલા, પદ્માવતી વગેરેને લઇ ગોપાલસિંહ જમાનીઆ આવશે ત્યારે તે સર્વેની સાથે બાગમાં જશે. એ સમયે આપણે આકસ્મિક આક્રમણ કરી તેમને સર્વેને પરલોકનો રસ્તો બતાવી દઇશું. એમ કરવાથી જમાનીઆ કબ્જામાં આવશે અને ઇન્દ્રજીત તથા આનન્દસિંહ પણ આપણી આધીનતામાં રહેશે.

આ વિચાર માધવીને પણ ગમ્યો. પ્રસન્નતાસૂચક સ્વરે તેણે કહ્યું:—"તમારો વિચાર ઉત્તમ છે; પરંતુ આટલા બધા સૈનિકો-સહ એ બાગમાં કોઇ ન જાણી શકે એવી રીતે આપણે પ્રવેશ કરી શકીશું કે કેમ એ માટે મ્હારા મનમાં શંકા રહે છે."

માયાવિની:—એ વિષયનો બંદોબસ્ત એવી રીતે થઇ શકે તેમ છે કે, આપણે ચારે જણાંએ લીલાની સાથે વેશ બદલીને જમાનીઆ જવું તથા લીલા દીવાન સાહેબને એમ કહે કે 'રાણા ગોપાલસિંહ-જીએ આ ચાર માણસોને તિલિસ્મીવાળા ખાસ બાગમાં પહોંચાડી દેવાની આજ્ઞા કરી છે.' લીલા પાસે ગોપાલસિંહવાળી વીંટી હોવાથી દીવાનથી તેની વાતનો અસ્વીકાર થઇ શકશે નહિ. લીલા જ આપ-ણને બાગમાં પહોંચાડવા આવશે. રામદીન પહેલાં પણ ખાસ બાગમાં જતો આવતો હતો એ પ્રકાર દીવાન જાણે છે. ખાસ બાગમાં જઇ પહોંચ્યા પછી એક ગુપ્ત માર્ગેથી આપણે આપણા સૈનિકોને બાગમાં બોલાવી શકીશું. એ સૈનિકોને એ સુરંગનું મ્હોં બતાવી દેવામાં આવશે.

માધવી:—આ વિચાર અત્યુત્તમ છે.

ભીમસિંહ:—વિજયપ્રાપ્તિ માટે આવો બીજો કોઇ ઉપાય હોય

એમ મ્હને તો લાગતું નથી.

કુબેરસિંહઃ—વળી આ પ્રમાણે કરવાથી આપણે સર્વથા નિર્ભય રહી શકીશું.

લીલાઃ—ત્યારે હવે આ જ નિશ્ચયને દૃઢ કરો.

પછી સ્હવાર થતાં સૂધી તેમની સર્વની વચ્ચે બીજી કેટલીક વાતચિત થઇ. સ્હવારે માયાવિની, માધવી, ભીમસિંહ અને કુબેરસિંહે પોતાનો વેશ બદલી નાખ્યો. લીલાએ પણ રામદીનનો વેશ ધારણ કર્યો. ભીમસિંહના ચારે બહુરૂપીઓને પેલી સુરંગનું ઠેકાણું બરાબર બતાવી દેવામાં આવ્યું તથા તેમને એ સ્થળે સઘળા સૈનિકોસહ રાહ જોવા માટે કહેવામાં આવ્યું. ત્યાર પછી માયાવિની, માધવી, ભીમસિંહ, કુબેરસિંહ અને લીલાએ ઘોડેસવાર થઇ જમાનીઆ તરફ પ્રયાણ કર્યું.

# પ્રકરણ ૨૫ મું.

## લીલા પકડાઇ.

મધ્યાન્હકાળ વીતિ ગયો હતો. સૂર્યભગવાન્ મધ્યાકાશમાંથી પશ્ચિમાકાશમાં ઉતરી પડતા હતા. આ સમયે જમાનીઆના દીવાનને રામદીનના આગમનના સમાચાર મળ્યા. દીવાને રામદીનને પોતાની પાસે બોલાવ્યો તથા રામદીને તેની પાસે જઇ રાણા ગોપાલસિંહનો પત્ર તેના હાથમાં આપ્યો. તે પત્ર વાંચી રહ્યો એટલે રામદીને તેને પેલી વીંટી પણ બતાવી. પછી દીવાને રામદીનને કહ્યું:–"મહારાજશ્રીની આજ્ઞા હું શિરપર ચઢાવું છું. તમે આ વીંટી પહેરી લ્યો તથા સર્વ તમારી આધીનતામાં છે એમ સમજો. સવારી તથા સવારોની વ્યવસ્થા બે ઘડીમાં જ થઇ જશે. તમે અત્રે રહેશો કે સવારીની સાથે જશો?"

રામદીને કહ્યું:–"હું સવારીની સાથે રાણાજી પાસે જઇશ; પણ હમણાં ચાર માણસોને ખાસ બાગમાં પહોંચાડી મ્હારે તેમના ભોજનાદિની વ્યવસ્થા કરવાની છે. રાણાજીએ એવી આજ્ઞા કરેલી હોવાથી એ કાર્ય તરફ દુર્લક્ષ્ય કરી શકાય તેમ નથી."

દીવાને આશ્ચર્ય પામીને કહ્યું:–"શું ખાસ બાગમાં એ ચાર માણસોને પહોંચાડવાનાં છે?"

રામદીનઃ–જી હા.

દીવાનઃ–એ ચાર માણસો હમણાં ક્યાં છે?

રામદીનઃ–એમને બ્હાર રાખીને હું અત્રે આવ્યો છું.

દીવાને સ્વગત કાંઇ વિચાર કર્યા પછી કહ્યું:–"ઠીક, રાણાજીએ જે આજ્ઞા કરી હોય તથા જેવી તમારી ઇચ્છા હોય તેમ તમે કરો. કોઇ પણ પ્રકારમાં તમને રોકવા ટોકવાનો અધિકાર મ્હારી પાસે રહ્યો નથી."

રામદીન દીવાનને નમન કરી ઉઠી ઉભો થયો. તથા પોતાના ચારે સાથીદારને લઇ તે ખાસ તિલિસ્મી બાગમાં ચાલ્યો ગયો. એ સમયે બાગમાં નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું હતું. રામદીન પાસે રાણા ગોપાલસિંહની મહોરવાળી વીંટી હોવાથી કોઇએ તેને રોક્યો કિંવા ટોક્યો નહિ. માલાવિની અનાયાસે જ ઇચ્છિત સ્થળે જઇ શકી તથા તે બાગમાં છુપાઇ જવાની ગોઠવણ કરવા લાગી.

હવે આપણે રામદીનની સાથે રાણા ગોપાલસિંહ તરફ રવાના થઇએ છીએ તથા ચંડાળ ચાૈકડીના આ કપટનાટકનું કેવું પરિણામ આવે છે તે જોઇએ છીએ. સંધ્યાકાળ થતાં પૂર્વે જ ખાનપાનની સામગ્રી, ચાર રથ તથા બસો સવારોને સાથે લઇ બનાવટી રામદીન પીપળીઆ ઘાટી તરફ રવાના થયો તથા બીજા દિવસે મધ્યાન્હકાળ પછી તે યથાસ્થળે જઇ પહોંચ્યો.

આજે સંધ્યાકાળ થતાં પૂર્વે જ રાણો ગોપાલસિંહ એ સ્થળે આવી પહોંચવાનો હતો તથા એ વાત રામદીનના મુખે સર્વના જાણવામાં આવેલી હોવાથી સકળ જનો ગોપાલસિંહના આગમનની અધીર ચિત્તે રાહ જોયાં કરતાં હતાં.

સંધ્યા વીતિ ગઇ. દીપકો સળગ્યા. એક પ્રહર રાત્રિ વીતિ ગઇ. મધ્યરાત્રિ પણ પસાર થઇ ગઇ. અંતે આખી રાત પસાર થઇ ઉષાની જ્યોતિનો વસુંધરાપર વિસ્તાર થયો તો પણ રાણો ગોપાલસિંહ એ સ્થળે આવ્યો નહિ. બનાવટી રામદીનના આશ્ચર્યનો તો પાર જ રહ્યો

નહિ. તેના મનમાં ભિન્ન ભિન્ન પ્રકારના અસંખ્ય વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. તે ઉપરાંત જે સવારો અને અનુચરો જમાનીઆથી રામદીનની સાથે આવ્યા હતા. એ સર્વને પણ અતિશય આશ્ચર્ય લાગ્યું તથા વારંવાર તેઓ ગોપાલસિંહ સંબંધી રામદીનને અનેક પ્રશ્ન પૂછવા લાગ્યા. રામદીન તેમના સર્વના અંતરાત્માનું સમાધાન કેવી રીતે કરી શકે ?

બીજે દિવસે સંધ્યાકાળે રાણો ગોપાલસિંહ ઘોડેસવાર થઇને પીપળીઆ ઘાટીમાં આવી પહોંચ્યો; છતાં આ સમયે તે એકલો હોઈ તેની સાથે એકકે નોકર પણ નહોતો. તેણે હમણાં લશ્કરી પોષાક પહેરેલો હોઈ, કવચ, ખંજર, તલ્વાર, ઢાલ, આદિ અસ્ત્ર શસ્ત્રો તૈયાર રાખ્યાં હતાં. આવા વેશમાં તેનું સ્વરૂપ અત્યંત આકર્ષણીય લાગતું હતું. સર્વેએ તેને નમન કર્યું તથા નકલી રામદીને આગળ વધી તેના ચતુર અશ્વની લગામ પકડી લીધી. પછી ઘોડાની ગરદનને થાબડીને તેણે કહ્યું:—" આપને આવતાં આઠ પ્રહર જેટલો વિલંબ લાગ્યો છે એ આશ્ચર્યનો વિષય છે. વળી આપ એકલા આવેલા હોવાથી મ્હને વિશેષ આશ્ચર્ય લાગે છે. "

આ શબ્દો સાંભળી ગોપાલસિંહે થોડા સમય સુધી રામદીનના મ્હોં તરફ જોયા પછી કહ્યું:—" બરાબર છે. માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી વગેરેએ મ્હારી સાથે આવવાની ના પાડી તેથી હું એકલો આવ્યો છું. હજી અહીંથી કૂચ કરતાં પૂર્વે મ્હારે એક કામે જવાનું છે. હું સ્હવારે અત્રે પાછો આવીશ એટલે જમાનીઆ તરફ કૂચ કરવામાં આવશે. મ્હારું પુનરાગમન થતાં સુધી તમે સર્વ આ ઘાટીમાં જ રહેજો. "

રામદીનઃ—ઘોડાઓ માટે માત્ર એક જ દિવસની ચંદી લાવવામાં

આવી હતી તથા સવારો પણ......

ગોપાલઃ-ગમે તેમ હોય પણ મ્હારું કામ ઘણું જરૂરી છે. ઘોડાઓ વન જંગલમાં ચરીને ક્ષુધાની શાન્તિ કરશે તથા સવારો આજની રાત્રિ ભૂખ્યા રહેશે.

આમ કહી ગોપાલસિંહે ઘોડાની લગામ ખેંચી તથા તે જે દિશાએથી આવ્યો હતો એ દિશા તરફ જ ઝડપથી ચાલ્યો ગયો. રામદીન તેના તરફ જોતો ચુપકીદીથી ઉભો જ રહ્યો. ગોપાલસિંહ તેની દૃષ્ટિમર્યાદાથી દૂર થયો એટલે રામદીને સર્વને તેની આજ્ઞા જણાવી. પછી તે પોતાના બિછાનામાં જઈને આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યો. તેણે વિચાર્યું:-"ગોપાલસિંહની હિલચાલનું રહસ્ય સમજી શકાતું નથી. તેના વિચારો કેવા છે એ પણ જાણી શકાતું નથી. કોણ જાણે કે શા કારણથી તે લક્ષ્મીદેવી, પદ્માવતી વગેરેનો ત્યાગ કરી આવ્યો ?! વળી જ્યારે તેમણે સર્વેએ ગોપાલસિંહ સાથે આવવાની ના કહી ત્યારે ગોપાલસિંહ આગ્રહ કરીને તેમને પોતાની સાથે કેમ તેડી લાવ્યો નહિ ? હવે લક્ષ્મીદેવીના સહવાસમાં એ નહિ રહે કે શું ? વળી એક મુખ્ય વાતની તો કાંઈ વ્યવસ્થા કરી નથી. એ વાતનો પ્રથમ વિચાર સુદ્ધાં ઉપજ્યો નહિ ! જમાનીઆ ગયા પછી દીવાનના કહેવાથી ગોપાલસિંહના જાણવામાં જ્યારે એમ આવશે કે, રામદીને ચાર માણસોને ખાસ તિલિસ્મી બાગમાં રાખ્યાં છે ત્યારે તેઓ એ માણસો સંબંધીનો ખુલાસો મ્હને અવશ્ય પૂછશે. એ પ્રસંગે હું એમને શો ઉત્તર આપીશ ? વળી ખાસ બાગમાં જતાં પહેલાં હું પલાયન કરી જાઉં એ પણ ઉચિત છે કે ? અરેરે ! ઘણી ગંભીર ભૂલ થઈ છે. દીવાનને કાંઇ કહ્યા સિવાય જ એ લોકો ખાસ બાગમાં છુપી રીતે આવી શકે એવી યોજના કરી હોત તો

સારું થાત. વળી પૂરતો વિચાર કરી જોતાં એમ લાગે છે કે, એ લોકો છુપી રીતે બાગમાં પ્રવેશ કરી શકે એ સર્વથા નહિ બનવા જેવું હતું. એ પ્રકાર કદાચ દીવાનના જાણવામાં ન આવત તો ખાસ બાગના પહેરેગીરોના જાણવામાં તો આવત જ તથા તેમના મુખેથી એ પ્રકાર રાણા ગોપાલસિંહના જાણવામાં પણ આવત. વળી બાગની અંદર આવેલા ગુપ્ત રસ્તાઓ રાણા ગોપાલસિંહે બંધ કરી દીધેલા હોવા જોઇએ અને તેથી બ્હારના કોઇ પણ રસ્તેથી બાગમાં જઇ શકાય તેમ નહોતું. ત્યારે હવે આવી સ્થિતિમાં મ્હારે શું કરવું ? હું પલાયન કરી જાઉં એ જ સર્વથી ઉત્તમ માર્ગ છે; છતાં એ વાતની ખબર માયાવિનીને મ્હારે કરવી જોઇએ. જમાનીઆ જઈ માયાવિનીને સાવધાન કર્યા પછી મ્હારે પલાયન કરી જવું જોઇએ; પણ અફસોસનો વિષય એ છે કે, હવે એમ બની શકે તેમ નથી; કેમ કે કુબેરસિંહના સૈનિકોસહ માયાવિની એ બાગમાં કોઇ અત્યંત ગુપ્ત સ્થળે છુપાઈ ગયાં હશે. બાગના ગુપ્ત ભેદો મ્હારા જાણવામાં નહિ હોવાથી તેઓ જે સ્થળે છુપાઈ ગયાં હોય એ સ્થાન હું શોધી શકું તેમ નથી. અરેરે! એ લોકો તો ત્યાં આનન્દ કરતાં હશે અને મ્હારા શિરપર ભયંકર સંકટ આવી પડ્યું છે. હાલ તરત તો નહિ પરંતુ ગોપાલસિંહને જમાનીઆની સરહદમાં પહોંચાડ્યા પછી મ્હારે નાશી જવું પડશે. પછી માયાવિની તેને મારી નાખીને જમાનીઆનાં પુનઃ રાણી થશે ત્યારે હું તેમની મુલાકાત કરીશ. ”

આવા વિચારોમાં લીલા કિંવા બનાવટી રામદીને પોતાની આખી રાત ઉજાગરામાં જ વીતાડી દીધી.

બે ઘડી દિવસ ચઢયો હશે એવામાં બે માણસોને સાથે લઇ ગોપાલસિંહને પીપળીઆ ઘાટી તરફ આવતો સર્વેએ જોયો. ગોપાલ

સિંહની સાથે જે બે માણસો હતા તેઓ આપણા પરિચિત તેજસિંહ અને ઈન્દ્રદેવ હોઈ રાણાની સાથે પગે ચાલતા આવતા હતા.

છાવણીમાં આવ્યા પછી ગોપાલસિંહે અશ્વપરથી નીચે ઉતરી તેના ઉપર તેજસિંહને સવાર થવા કહ્યું અને તેણે બીજા સવારોને તૈયાર થઇ જવાની આજ્ઞા કરી. ત્યાર પછી એક રથમાં ઇન્દ્રદેવની સાથે રાણો ગોપાલસિંહ બેઠો અને બીજા બધા રથ ખાલી રહ્યા. સવારી ધીમે ધીમે જમાનીઆ તરફ રવાના થઇ. ઘોડેસવાર સૈનિકો પણ રથની સાથે જ માર્ગ કાપતા હતા. તેજસિંહ પોતાના ઘોડાને રામદીન પાસે લઇ ગયો અને રામદીનના ઘોડાની સાથે જ તે પોતાના ઘોડાને ચલાવવા લાગ્યો. આ પ્રકાર બનાવટી રામદીન અર્થાત્ લીલાને પસંદ પડયો નહિ; કેમ કે લીલા વીરસિંહના બહુરૂપીઓથી ઘણી ડરતી હતી. થોડા સમય સુધી ચુપ રહ્યા પછી તેણે કહ્યું:–" આપે રાજા સાહેબની સોબત કેમ છોડી દીધી ? "

તેજસિંહે હસીને કહ્યું:–" તમારી સોબત કરવા માટે જ મ્હેં એમની સોબત છોડી દીધી છે; કેમ કે હું મ્હારા દોસ્ત રામદીનને એકલા રાખું એ ઠીક કહેવાય નહિ ! "

લીલા:–ત્યારે જ્યારે મ્હને રાણા સાહેબે એકલો જમાનીઆ મોકલ્યો હતો ત્યારે આપ ક્યાં ગૂમ થઇ ગયા હતા ?

તેજસિંહ:–એ વખતે પણ હું તમારી સાથે જ હતો; પરંતુ તમારી દૃષ્ટિથી અદૃશ્ય રહ્યો હતો.

લીલા ભયભીત બની ગઇ. ક્ષણ કાળમાં જ આત્મસંવરણ કરીને તેણે કહ્યું:–" પરમ દિવસે આપ ક્યાં હતા ? કાલે ક્યાં હતા ? વળી આજનું સ્હવાર થતાં સુધી આપ ક્યાં ગૂમ થઇ ગયા હતા ? આપ અસત્ય શબ્દો શા માટે ઉચ્ચારો છો ? ! "

તેજસિંહઃ—પરમ દિવસે, ગઈ કાલે તથા આજે સ્હવારે પણ હું તમારી સાથે જ હતો; પરંતુ તમે મ્હને જોઇ શક્યા નહોતા. રાત્રિના છેલ્લા બે કલાક બાકી રહ્યા હતા ત્યારે જ મ્હેં તમારી સોબતનો ત્યાગ કર્યો હતો અને હું રાણાજી સાહેબને જઇ મળ્યો હતો. હવે પુનઃ હું તમારી સાથે ચાલું છું; કેમ કે રાણાજીએ તમારી સોબત નહિ છોડવાની મ્હને આજ્ઞા કરી છે. તેમણે એમ સાંભળ્યું છે કે, જમાનીઆ જઇ પહોંચતાં પહેલાં જ તમે પલાયન કરી જવાને ઇચ્છો છો!

લીલાએ પોતાના ધબકતા હૃદયને દબાવી રાખીને કહ્યુંઃ— "આવી હકીકત તેમને કોણે કહી?"

તેજસિંહ—તમારા આ દોસ્તે.

લીલાઃ—પરંતુ તમને આવી ખબર કોણે આપી?

તેજસિંહઃ—તમારા હૃદયે.

લીલાઃ—તમે મ્હારા દિલના ભેદુ છો કે શું?

તેજસિંહ—બેશક એમ જ છે. જો બહુરૂપીની વિદ્યા તમને બરાબર આવડતી હોત તો તમારું હૃદય મજબૂત હોત; પરંતુ એ વિદ્યામાં તમે પ્રવીણ નથી. વળી એક વાત તમને કહેવી હું ભૂલી ગયો છું! જે રાત્રે માયાવિની મહારાણા વીરસિંહના સૈન્યમાંથી પલાયન કરી ગઇ હતી એ રાત્રિ વીતિ ગયા પછી બીજે દિવસે સ્હવારે જ એ વાત રાણા ગોપાલસિંહના જાણવામાં આવી હતી.

લીલાનું સર્વાંગ કંપવા લાગ્યું. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યુંઃ—"એ તો હું પણ જાણું છું; પરંતુ તમારા શબ્દોનું તારતમ્ય શું છે એ મ્હારા સમજવામાં આવતું નથી."

તેજસિંહઃ—તાત્પર્ય એ જ છે કે તમે તમારો બનાવટી વેશ

બદલી નાખી તમારું અસલ રૂપ ધારણ કરો; કેમ કે હવે ખરા રામદીન આગળ તમે રામદીનનો વેશ ધારણ કરી રાખો એ ઠીક લાગતું નથી.

લીલાઃ-ખરો રામદીન હવે ક્યાં......

લીલાથી આ શબ્દો બોલી તો જવાયા; પરંતુ પોતાનું વાક્ય તેણે અપૂર્ણ જ રાખ્યું. તેજસિંહ સાથેની વાતચિતથી તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. તેનું ભાગ્ય તેના ઉપર વિરક્ત થયું છે એમ તત્કાળ તે સમજી ગઇ. તેનું હૃદય હવે સઘળી હકીકત સમજી શક્યું. તેને એમ લાગ્યું કે, રાણાજીને ગઈ કાલે જ તેના ઉપર સંશય આવેલો હોવો જોઇએ; તેથી જો પોતે ગઇ કાલે જ પલાયન કરી ગઇ હોત તો ઠીક થાત; પણ હવે પલાયન કરી જવાય તેમ નહોતું. લીલાએ પોતાના મનમાં કાંઈ વિચાર કરી તેજસિંહને કહ્યું:-" જો આપ કૃપા કરી એકાન્તમાં આવી મ્હારી એક વાત સાંભળી લ્યો તો સારું. આપણે બન્ને પ્રથમ આપણા ઘોડાઓને આગળ ચલાવી એકાન્તમાં જઇએ. પછી મ્હારે જે કાંઇ કહેવું છે તે હું આપને કહીશ. હું જે વાત આપને કહેવાને ઇચ્છું છું તે સાંભળીને આપ અત્યંત પ્રસન્ન થશો."

તેજસિંહઃ-હું તમારી વાત સાંભળી શકું તેમ નથી તથા તમને છોડી શકું તેમ પણ નથી. હા, એક બીજી પણ વાત હું તમને કહી દઉં છું જે સાંભળીને તમારા હૃદયનો ખટકો દૂર થઇ જશે તથા તમારો ભેદ કેવી રીતે ફુટી ગયો છે એ પણ તમે સમજી શકશો. જ્યારે રાણા સાહેબે દીવાન સાહેબના નામનો પત્ર લખી એ પત્ર આપી ખરા રામદીનને જમાનીઆ તરફ રવાના કર્યો ત્યારે તેમણે તેને મ્હોંડેથી એવી સૂચના કરી હતી કે, 'પત્રમાં જો કે

બસો સવાર લઈ આવવા લખ્યું છે; પણ તું માત્ર વિશ સવારોને જ ત્હારી સાથે લઇ આવજે તથા જે દિવસે સવારો લઇ આવવા લખ્યું છે તે દિવસે નહિ લાવતાં એક દિવસ પછી લાવજે.' કહો, હવે ઘણી ખરી વાત તમારા સમજવામાં આવી ગઇને ?!

આમ કહીને તેજસિંહે લીલાનો હાથ પકડી લીધો તથા રાજા સાહેબ તરફ જવા માટે કહ્યું; પરંતુ લીલા ત્યાં જવાને નારાજ હોવાથી તેણે પોતાના ઘોડાને નહિ ફેરવતાં આચકો મારી પોતાના હાથને છોડાવવાનો પ્રયત્ન કર્યો; પણ તે પોતાનો હાથ છોડાવી શકી નહિ. તેજસિંહે તેનો હાથ ખેંચી તેને જમીનદોસ્ત બનાવી દીધી તથા તેણે પોતે પણ ઘોડાપરથી નીચે કૂદી પડી પોતાનો એક પગ તેના હૃદયપર મૂકયો. આ સમયે લીલાના ઉન્નત સ્તન સાથે પોતાના ચરણનો સ્પર્શ થવાથી એ પુરુષ નહિ પણ સ્ત્રી છે એમ તેજસિંહ સમજી શકયો.

તેજસિંહનું આ કાર્ય જોઈ સર્વ આશ્ચર્યચકિત બની ગયા. સવારોએ પોતાના ઘોડાઓને લગામ ખેંચી રોકયા. ગોપાલસિંહનો રથ પણ ઉભો રહ્યો. કેટલાક સવારો પોતપોતાના ઘોડાપરથી નીચે કૂદી પડી તેજસિંહ પાસે હાજર થયા. ઇન્દ્રદેવે પણ રથમાંથી ઉતરી ત્યાં ગયો; પછી લીલાને મુશ્કેટાટ બાંધવામાં આવી અને તેને રાણા ગોપાલસિંહની પાસે લઇ જવામાં આવી. પાણી મંગાવી લીલાનું મ્હોં ધોઇ સ્વચ્છ કરવામાં આવ્યું એટલે સર્વે તેને ઓળખી શકયા. તેજસિંહે રાણા ગોપાલસિંહને સઘળી હકીકત કહી. એ હકીકત સાંભળી ગોપાલસિંહે હસી પડીને કહ્યું:–"હવે શ્રીમાન્ ઇન્દ્રદેવ જેમ કહે તેમ કરો."

ઇન્દ્રદેવની આજ્ઞા થવાથી લીલાને બંધનયુક્ત સ્થિતિમાં એક

ખાલી રથમાં બેસાડવામાં આવી, તથા કેટલાક સવારોને એ રથની આસપાસ ચાલવાની આજ્ઞા કરવામાં આવી.

હવે સવારી ઝડપથી જમાનીઆ તરફ કૂચ કરવા લાગી. મધ્યાન્હકાળ પછી સવારી જ્યારે જમાનીઆ જઇ પહોંચી ત્યારે ઇન્દ્રદેવે ધીમેથી રાણા ગોપાલસિંહના કાનમાં કાંઇ કહ્યું. પછી રથમાંથી ઉતરી પડી, મયદાનમાં પગે ચાલતો ચાલતો તે અદશ્ય થઇ ગયો. સવારી ખાસ બાગના દરવાજા પાસે જઇ પહોંચી એટલે ગોપાલસિંહ રથમાંથી ઉતરી તેજસિંહની સાથે ખાસ બાગમાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૬ મું.

## તિલિસ્મી બાગમાં માયાવિની.

જે વખતે રાણો ગોપાલસિંહ ખાસ બાગના દરવાજા પાસે ઉપસ્થિત થયો તે વખતે તેનો સત્કાર કરવા માટે દીવાન પણ ત્યાં હાજર હતો. નકલી રામદીન અર્થાત્ લીલાને દીવાનના કબજામાં સોંપવામાં આવી તે વખતે તેજસિંહના પૂછવાથી દીવાને એવો ખુલાસો કર્યો કે, "આ લીલાએ ચાર માણસોને ખાસ બાગમાં પહોંચાડયાં છે. એ માણસો કોણ છે એ સંબંધી હું કાંઈ જાણતો નથી!"

આ ખુલાસાપરથી ગોપાલસિંહ અને તેજસિંહને એમ માલૂમ તો પડી ગયું કે એ ચારે માણસો પોતાનાં દુશ્મનો હોવાં જોઇએ; પણ માયાવિનીએ સુરંગના ગુપ્ત રસ્તેથી પાંચસો સૈનિકોને ખાસ બાગમાં લાવી છુપાવી રાખ્યા હતા એ વાતની કોઇને માહિતી નહોતી. એ ચારે માણસોને ખાસ બાગમાંથી શોધી કાઢવાની દીવાને ગોપાલસિંહ પાસે રજા માગી હતી; પરંતુ તેને એવી રજા નહિ આપતાં સંધ્યાકાળ થતાં પૂર્વે ગોપાલસિંહે તેજસિંહને સાથે લઇ ખાસ બાગના બીજા ભાગમાં પ્રવેશ કર્યો. એ સ્થળે નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું તેમના જોવામાં આવ્યું. આ વખતે ગોપાલસિંહ અને તેજસિંહ બન્નેના હાથમાં તિલિસ્મી ખંજર હતું.

ખાસ બાગના બીજા ભાગમાં બે કૂવા હતા. એ કૂવાઓમાં એટલું બધું પાણી રહેતું હતું કે બાગમાં આવેલાં વૃક્ષો, પુષ્પલતાઓ

વગેરેને એ પાણીના સિંચનથી સજીવ રાખવામાં આવતાં હતાં. બાગમાં છંટકાવ માટે પણ એ પાણીનો જ ઉપયોગ કરવામાં આવતો હતો. વળી એ બન્ને કૂવાઓ બનાવનારે પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કરી તેમાં કેટલીક અદ્‌ભુત રચના કરી હતી.

તેજસિંહ અને ગોપાલસિંહ સાવધાનતાથી ફરતા ફરતા પૂર્વ દિશા તરફ આવેલા કૂવા પાસે ગયા. એ કૂવાનો ઘેરાવો ઘણો મ્હોટો હતો. એમાં નીચે ઉતરવા માટે તેમ જ ઉપર ચઢવા માટે અંદરની દિવાલમાં કેટલાંક લોખંડનાં કડાં જડી લેવામાં આવ્યાં હતાં. તેજસિંહ અને ગોપાલસિંહ એ કડાંઓની સહાયતાથી કૂવામાં ઉતરી પડ્યા.

આસપાસમાં કોઇ સ્થળે છુપાઇ રહીને માયાવિની આ સઘળો પ્રકાર જોઈ રહી હતી. જ્યારે તેણે ગોપાલસિંહ અને તેજસિંહને બાગમાં આવેલા જોયા ત્યારે તેને ઘણો આનન્દ થયો. પોતે હવે સહેલાઇથી ગોપાલસિંહને મારી નાખી શકશે એવી તેની ખાત્રી થઇ. જે સ્થળે એ છુપાઇ બેઠી હતી ત્યાં માધવી, ભીમસિંહ, કુબેરસિંહ, ભીમસિંહના બહુરૂપીઓ અને વિશ સૈનિકો હાજર હતા. બીજા સૈનિકોને ભોંયરામાં છુપાવી રાખવામાં આવ્યા હતા. પ્રથમ તો પોતાની પાસેના વિશ સૈનિકોની મદદથી માયાવિનીએ ગોપાલસિંહને કેદ કરવાનો વિચાર કર્યો; પરંતુ જ્યારે કૃષ્ણયક્ષની વાતનું તેને સ્મરણ થઇ આવ્યું અને તેને એમ લાગ્યું કે, ગોપાલસિંહ પાસે તિલિસ્મી ખંજર અને કવચ હશે જ ત્યારે તેની હિમ્મત જતી રહી. સઘળા સૈનિકોને સાથે લીધા સિવાય ગોપાલસિંહ પાસે જવું તેને વ્યાજબી લાગ્યું નહિ. માયાવિની આવો વિચાર કરતી હતી એવામાં તો રાણો ગોપાલસિંહ તેજસિંહની સાથે પેલા કૂવામાં ઉતરી પડ્યો.

પહેલી વખતે જ્યારે માયાવિની ઉપર સંકટ આવી પડ્યું હતું

ત્યારે એ તિલિસ્મી બાગમાં આવવાનો તથા બાગમાંથી બ્હાર જવાનો દરવાજો કેવી રીતે બંધ થતો હતો તેનું વર્ણન અમે કરી ચુક્યા છીએ. આ સમયે પણ એવી જ રીતે માયાવિનીએ બાગનો દરવાજો બંધ કરી દીધો. ત્યાર પછી સઘળા સિપાહીઓને ભોંયરામાંથી બ્હાર કાઢી માધવી, ભીમસિંહ, કુબેરસિંહ અને પેલા બહુરૂપીઓને સાથે લઇ તે જે કૂવામાં ગોપાલસિંહ અને તેજસિંહ ઉતરી પડયા હતા તે કૂવા પાસે ગઇ. ગોપાલસિંહ કૂવામાંથી બ્હાર નીકળે એટલે તેના ઉપર હુમલો કરી તેને મારી નાખવાનો વિચાર માયાવિનીએ કર્યો હતો; પણ રાત્રિનો વખત થવા છતાં ગોપાલસિંહ કૂવામાંથી બ્હાર નીકળ્યો નહિ ત્યારે તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. પછી તેણે કૂવામાં નજર ફેરવી ચમકી ઉઠીને માધવી તરફ જોઇ કહ્યું:—"આ કૂવામાં કેટલું બધું પાણી હતું એ આજે પણ તમે જોયું હતુંને?"

માધવી:—હા, વિશ હાથ જેટલી પાણીની ઉંડાઇ હતી; હમણાં તમને ઓછું પાણી જણાય છે કે?

માયાવિની:—મ્હને તો આ કૂવામાં હમણાં સહજ પણ પાણી હોય એમ લાગતું નથી.

માધવીએ આશ્ચર્ય પામીને કહ્યું:—"એમ હોવું સંભવિત નથી. તમે અંદર એક પત્થર નાખી જુઓ જેથી પાણી છે કે નહિ તે માલૂમ પડશે."

માયાવિની:—તમે જ પત્થર નાખો.

તત્કાળ માધવીએ એક પત્થર ઉંચકી લઇને તે કૂવામાં નાખ્યો. એ પત્થરનાં અવાજપર ધ્યાન આપ્યા પછી વિસ્મય-સૂચક સ્વરે તેણે કહ્યું:—"ખરું છે, કૂવામાં બિલકુલ પાણી નથી; માત્ર કીચ્ચડ છે. કૂવામાંથી પાણી કાઢી નાખવાનો કોઇ માર્ગ તથા અંદરથી

આવવા જવાની કોઇ સુરંગ છે કેમ એ સંબંધી તમને કાંઇ ખબર નથી ?"

માયાવિની:–ગોપાલસિંહે માત્ર એક જ વખતે મ્હને એમ કહ્યું હતું કે, આ કૂવાની નીચે એક ભોંયરું હોઇ એમાં વિવિધ પ્રકારનાં હથિયારો તથા બહુરૂપીને ઉપયોગી થઇ પડે એવી વસ્તુઓ છે.

માધવી:–એમ જ હશે. મ્હને લાગે છે કે ગોપાલસિંહ કોઇ જરૂરી વસ્તુ લેવા માટે જ એ ભોંયરામાં ગયા હશે.

માયાવિની:–એ પણ બનવા જેવું છે !

માધવી:–ત્યારે આ કૂવો આપણે પૂરી નાખીએ એ જ ઉત્તમ છે. એમ કરવાથી ગોપાલસિંહ પુનઃ વિશ્વસંસારનું દર્શન કરી શકશે નહિ.

માયાવિની:–તમારો આ વિચાર અત્યુત્તમ છે. આ કાર્ય આપણે જેમ બને તેમ જલ્દી કરી નાખવું જોઇએ.

સઘળા સિપાહીઓ પોતાને શી આજ્ઞા કરવામાં આવે છે તે જાણવા ઉત્સુક બની ગયા હતા. અંતે ભીમસિંહ અને કુબેરસિંહની સંમતિ લીધા પછી માયાવિનીએ તેમને એ કૂવો પૂરી નાખવાની આજ્ઞા કરી. તત્કાળ સઘળા સિપાહીઓ માટી ખોદી કૂવો પુરવા મંડી ગયા.

એક પ્રહર રાત્રિ થતાં સુધીમાં કૂવો સર્વાંશે પૂરાઇ ગયો. હવે ગોપાલસિંહ સંબંધીનો સઘળો ભય માયાવિનીના મનમાંથી દૂર થઇ ગયો. સઘળા સિપાહીઓને મયદાનમાં જ પડી રહેવાની આજ્ઞા કરી ભીમસિંહ કુબેરસિંહ, માધવી અને બહુરૂપીઓને સાથે લઇ માયાવિની પ્રથમના પોતાના ખાસ મહેલની અગાશીમાં આનન્દિત ચિત્તે ચાલી ગઇ. પછી એ અગાશીમાં બેસી તે સર્વની સાથે વાતચિત કરવા લાગી.

મધ્યરાત્રિ થઇ હતી. ગગનપટપર ચાંદની ચમકી રહી હતી. બાગમાંની દરેક વસ્તુ ચાંદનીના પ્રકાશમાં સ્પષ્ટતાથી જોઈ શકાતી હતી. રાણા ગોપાલસિંહનો નિકાલ થઇ ગયેલો હતો; પણ રાજ્યના નોકરોની શી વ્યવસ્થા કરવી એ સંબંધી તેઓ સર્વ વાતચિત કરતાં હતાં.

જે અગાશીમાં તેઓ બેઠાં હતાં તેની જમણી બાજૂએ બાગમાં બીજો એક સુંદર મહેલ આવેલો હતો તથા એ મહેલની પાછળ ઉંચી દિવાલ આવેલી હતી. એ દિવાલની પાછળ તિલિસ્મીના ત્રીજા ભાગનો બાગ હતો. માયાવિની એ મહેલ તરફ મ્હોં રાખીને વાતચિત કરતી હતી. વાતચિત કરતાં કરતાં એકાએક વિસ્મિત બની જઇ એ મહેલ તરફ હાથ લંબાવી તે બોલી ઉઠી:–" પેલા મહેલની અગાશીમાં કોણ છે ? "

એ મહેલની અગાશી તરફ જોઇ માધવીએ કહ્યું:–" એક માણસ હાથમાં નગ્ન તલ્વાર લઇને ફરતો જોવામાં તો આવે છે ! "

ભીમસિંહ:–એણે પોતાનું મ્હોં બુરખામાં છુપાવી રાખ્યું છે.

કુબેર:–આપણા સિપાહીઓમાંનો કોઇ કદાચ ત્યાં ગયો હશે; પરંતુ આજ્ઞા લીધા સિવાય તેણે આમ ન કરવું જોઇએ.

માયાવિની:–ના ના, માત્ર મ્હારા સિવાય એ મહેલમાં બીજું કોઈ જઇ શકે તેમ નથી.

માધવી:–ત્યારે એ માણસ કોણ હશે ?

માયાવિની:–એ જ આશ્ચર્યનો પ્રકાર છે ! જુઓ વળી બીજો એક માણસ પણ પાછો તેની પાસે આવ્યો–આ ત્રીજો પણ આવ્યો ! કેવો અદ્ભુત ચમત્કાર ?!

અજાયબસિંહ:–કદાચ રાણો ગોપાલસિંહ કૂવામાંથી ત્યાં ગયો

હોય એમ તમને લાગે છે ? પરંતુ કૂવામાં તો માત્ર બે જ માણસો ઉતર્યા હતા.

થોડા વખત સુધી એ મહેલની અગાશી તરફ જોઇ રહ્યા પછી માયાવિની બોલી ઉઠી:–"જુઓ, હવે પાંચ માણસો થયા છો !"

આવી રીતે જોત જોતાંમાં એ મહેલની અગાશીમાં પચીસ માણસો એકઠા થઈ ગયા. એ દરેક માણસના હાથમાં નાગી તલ્વાર હતી. જે અગાશીમાં એ માણસો હતા ત્યાંથી ઉપરના રસ્તેથી માયાવિની હમણાં જે અગાશીમાં બેઠી હતી ત્યાં આવવામાં કેટલીક રોકાવટ હતી; પરંતુ બહુરૂપીઓને માટે એ કાંઈ મુશ્કિલ કાર્ય નહોતું. માયાવિની, માધવી વગેરેના અંતરમાં ભય ઉપજ્યો તથા તેમણે પોતાના કેટલાક સિપાહીઓને બોલાવી લાવવા માટે અજાયબસિંહને મોકલ્યો.

અજાયબસિંહ સિપાહીઓને બોલાવવા ગયો તો ખરો; પરંતુ તે મહેલમાંથી બ્હાર જઇ શક્યો નહિ. થોડા વખતમાં જ તેણે પાછા આવીને કહ્યું:–" નીચે જવાનો દરેક દરવાજો બંધ છે. જો માયાવિની-દેવી કાંઇ યુક્તિ અજમાવે તો જ બ્હાર નીકળી શકાય તેમ છે."

અજાયબસિંહના શબ્દો સાંભળી સર્વે આશ્ચર્યચકિત બની ગયાં. સર્વના અંતરમાં પોત પોતાના જીવનની ચિંતા ઉપજી. માયાવિનીએ જે વિશ્વાસ સર્વના અંતરમાં ઉત્પન્ન કર્યો હતો તે દૂર થઇ ગયો. પોત પોતાના કાર્યનો પશ્ચાત્તાપ કરવાનો વખત ઉપસ્થિત થયો; પરંતુ માયાવિની હજી સૂધી નિરાશ બની ગઈ નહિ. તેણે ઉઠી ઉભી થઇને કહ્યું:–" યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ તિલિસ્મી તોડે છે તેથી આ પ્રકાર તેની સાથે સંબંધ રાખતો હોય એ બનવા જેવું છે."

આમ કહી માયાવિની નીચે ઉતરી; પરંતુ તે અન્યત્ર જઇ

શકી નહિ. અજાયબસિંહની માફક લાચાર બની જઇને તે અગાશીમાં પાછી આવી. તે વિશેષ વિસ્મિત બની જઈ પેલી અગાશીમાં એકત્રિત થઇ ગયેલા માણસો તરફ જોઇ રહી.

થોડા વખત પછી એ માણસો ઉપરના રસ્તેથી જ કૂદતા કૂદતા માયાવિની તરફ આવવા લાગ્યા. માયાવિની, માધવી, ભીમસિંહ વગેરે ઉઠી ઉભાં થયાં તથા આત્મરક્ષણ કરવા માટે સર્વેએ પોત પોતાની તલ્વાર મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી.

થોડા સમયમાં જ પેલા પચીસ માણસો માયાવિની વગેરે હતાં એ અગાશીમાં આવી પહોંચ્યા; પરંતુ તેમણે માયાવિનીને કાંઇ કહ્યું નહિ તથા તે તરફ જોયું સુદ્ધાં નહિ. તેઓ નિર્ભયચિત્તે એ અગાશીમાંથી નીચે ઉતરી ગયા. એ માણસોની સંખ્યા પોતાના પક્ષનાં માણસો કરતાં વિશેષ હોવાથી માયાવિનીએ પણ તેમને રોકયા ટોક્યા નહિ. તે એમ સમજતી હતી કે એ મહેલમાંથી બ્હાર જવાનાં બારી બારણાં બંધ થઈ ગયેલાં હોવાથી એ માણસો પાછા અગાશીમાં આવશે; પરંતુ માયાવિનીની આ સમજ ખોટી ઠરી. એ પચીસ માણસોને મહેલમાંથી બ્હાર નીકળીને તેણે બાગમાં ફરતા જોયા.

માધવીએ વિચાર્યું કે, એ માણસો સાથે પોતાના સિપાહીઓનું યુદ્ધ થશે તથા તેનો આ વિચાર થોડા અંશે સત્ય નીવડ્યો; પરંતુ માધવીના સિપાહીઓ જ્યારે એ માણસો ઉપર હુમલો કરવાને તત્પર થયા ત્યારે ક્ષણ માત્રમાં જ એ માણસો ઝાડીમાં ભરાઇ જઇ કોઇ ગુપ્ત સ્થળે અદૃશ્ય થઈ ગયા.

માધવીએ માયાવિની તરફ જોઇને કહ્યું:-"તમે તિલિસ્મીની રાણી હોવા છતાં આ બાગનો ભેદ તમારા જાણવામાં હોય એમ લાગતું નથી. તમે જ્યારે તમારા મહેલનાં બારી બારણાં પણ ઉઘાડી

શકતાં નથી ત્યારે પછી બીજું શું કરી શકો તેમ છો ? ! એ પચીસ માણસો કોણ હતા તથા તેઓ ક્યાં ગૂમ થઇ ગયા તેની પણ તમને માહિતી હોય એમ લાગતું નથી. મ્હને લાગે છે કે તમારા વિશ્વાસે રહીને અમે પણ જીવ સટોસટના જોખમમાં સપડાયાં છીએ. ”

ભીમસિંહઃ–હવે અમે તમારા કોઇપણ કાર્ય ઉપર વિશ્વાસ મૂકી નિશ્ચિંત રહી શકીએ તેમ નથી !

માયાવિનીઃ–આ વખત એવો છે કે મ્હારે તમારા શબ્દો સાંભળ્યા સિવાય છુટકો નથી; છતાં જો આ મહેલમાંથી બ્હાર જઇ શકાશે તો હું શું શું કરી શકું છું તેનો તમને પરિચય થશે.

કુબેરસિંહઃ–પણ આ મહેલમાંથી હવે બ્હાર જઇ શકાશે કે કેમ એ જ એક શંકાયુક્ત પ્રશ્ન છે. અન્ય લોકો આ મહેલમાં આવજા કરી શકે અને તમે તિલિસ્મીનાં રાણી થઇ કેદીના જેવી હાલતમાં મહેલમાં પડી રહો એ ઘણી શર્મની વાત છે !

આ વાક્યોના ઉત્તરમાં માયાવિની કાંઇ કહેવા જતી હતી એવામાં સીડી તરફથી એવો અવાજ સર્વના સાંભળવામાં આવ્યો કેઃ–“ તમારા શોકસંતાપથી મ્હારા મનમાં દયા ઉપજી છે. હું દરવાજો ઉઘાડી નાખું છું; તમે સર્વ નીચે ઉતરી જાઓ અને તમારો જીવ બચાવો. ” પછી સીડીવાળું દ્વાર ઉઘડવાનો અવાજ સર્વેએ સાંભળ્યો.

સર્વને આ શબ્દો સાંભળી આશ્ચર્ય લાગ્યું. સીડી પાસે જવાની હિમ્મત પ્રથમ તો કોઇ કરી શક્યું નહિ; પરંતુ આ મહેલમાં પડી રહેવાથી જીવ બચશે નહિ એવો વિચાર કર્યા પછી તેમણે સાહસ એકઠું કરી સીડીપરથી ઉતરવાનો ઇરાદો કર્યો.

વાસ્તવિક રીતે જે બારી બારણાં બંધ થઇ હતાં તે ખુલ્લાં થઇ

ગયેલાં હતાં. સર્વ ભયથી કંપતા હૃદયે નીચે ઉતરી પડયાં એટલે પછી માયાવિનીએ કહ્યું:-" હવે કાંઇ ચિંતા નથી. "

અમીરઅલ્લી:-બારી બારણાં કોણે ઉઘાડયાં એ આપણા જાણવામાં આવ્યું નહિ!

મહમદઅલ્લી:-અને તેણે આપણી સાથે આવું ભલું વર્ત્તન કેમ ચલાવ્યું એ પણ આપણા સમજવામાં આવ્યું નહિ.

એવામાં ઉપરથી અવાજ આવ્યો કે, " બારી બારણાં ઉઘાડનાર હું છું. "

સર્વેએ ગભરાઇને ઉપર નજર કરી તો એક બુરખાવાળો માણસ તેમની નજરે પડયો. કુંઅરસિંહે તેને પૂછયું:-" તમે કોણ છો ? "

બુરખાવાળો:-હું આ તિલિસ્મીનો દારોગો છું.

માયાવિની:-આ તિલિસ્મીનો દારોગો તો રાણા વીરસિંહના કબ્જામાં છે.

બુરખા:-એ તમારો દારોગો હતો અને હું રાણા ગોપાલસિંહનો દારોગો છું. હમણાં આ બાગ મ્હારા જ કબ્જામાં છે.

માયાવિની:-જે વખતે અમે લોકો અત્રે આવ્યાં ત્યારે તમે કયાં હતા ?

બુરખા:-આ બાગમાં જ.

માયાવિની:-ત્યારે તમે અમને રોકયાં કેમ નહિ?

બુરખા:-રોકવાની શી જરૂર હતી! હું પ્રથમથી જ જાણતો હતો-કે તમે લોકો તમારા પગમાં જાણી જોઇને કુહાડી મારો છો. તમારી સર્વેની મૂર્ખતા ઉપર મ્હને ઘણું હસવું આવે છે!

માયાવિની:-મૂર્ખતા શાની?

બુરખા:-જુઓ, તમે આટલા બધા સિપાહીઓને બાગમાં તો

લાવ્યાં; પરંતુ એ લોકો શું ખાશે તેનો કાંઇ વિચાર પ્રથમ કર્યો હતો કે? શું તમે એમ સમજતાં હતાં કે બાગમાં જતાંની સાથે જ તમે રાણા ગોપાલસિંહજીને મારી નાખી સર્વત્ર તમારો અધિકાર જમાવી શકશો ?

માયાવિની:–ગોપાલસિંહને તો અમે ક્યારનાય યમસદનમાં પહોંચાડી દીધા છે; એ વિષયમાં શંકા જેવું શું છે ? વળી અમારા સિપાહીઓ માટે એક દિવસનો ખોરાક હતો. આવતી કાલે અમે બ્હાર નીકળી પડીશું એટલે પછી ખોરાકની ચિંતા શા માટે રાખવી જોઇએ ?

સુરખાઃ–આ બન્ને વિચાર સર્વથા ભૂલ ભરેલા છે. તમે રાણા ગોપાલસિંહનો એક વાળ પણ વાંકો કરી શકો તેમ નથી તથા આ બાગમાંથી બ્હાર પણ નીકળી શકો તેમ નથી.

માયાવિની:–ત્યારે ગોપાલસિંહ બીજા કોઈ રસ્તેથી બ્હાર નીકળશે એમ તમે ધારો છો ?

સુરખાઃ–બેશક.

માયાવિની:–અને અમે બ્હાર નહિ નીકળી શકીએ ?

સુરખાઃ–ના–કદાપિ નહિ; કેમ કે મ્હેં સઘળા દરવાજા બરાબર બંધ કરી દીધા છે. તમે તિલિસ્મીનાં રાણી હોવાનો તદ્દન ખોટો દાવો કરો છો. આ સ્થાનનો એક શતાંશ જેટલો ભેદ પણ તમે જાણતાં નથી. અગાશીમાંથી ઉતરવાનો માર્ગ મ્હેં હમણાં બંધ કર્યો હતો ત્યારે એ માર્ગ તમે ખુલ્લો કરી શક્યાં નથી, તમારી નજર આગળથી પચીસ માણસો ચાલ્યા ગયા છતાં તમે તેમને કાંઇ કરી શક્યાં નહિ. જો તમે તિલિસ્મીનાં રાણી હોત તો એ માણસોને અવશ્ય રોકી શકત ! વળી રાણા ગોપાલસિંહની હિમ્મત અને સાહસ માટે હું એટલું જ પ્રમાણ પ્રદર્શિત કરવું ઉચિત ધારું છું કે તમે સર્વ આ બાગમાં છુપાઈ

રહેલાં છો એવી ખબર હોવા છતાં તેઓ માત્ર તેજસિંહને જ સાથે લઇને બાગમાં નિર્ભયતાથી આવ્યા હતા.

માયાવિની:—અમે આ બાગમાં છુપાઈ રહ્યાં છીએ એ વાત કેવી રીતે તેમના જાણવામાં આવી?

બુરખાવાળાએ ઉચ્ચ સ્વરે હાસ્ય કરીને કહ્યું:—"આ પ્રશ્નના ઉત્તરમાં એટલું જ કહેવું બસ થશે કે તમારી લીલાને તેમણે આ બાગમાં આવતાં પૂર્વે જ કેદ કરી છે."

માધવી:—ત્યારે કોઇ પણ રીતે અમે આ બાગમાંથી બ્હાર નહિ જઈ શકીએ કે?

બુરખા:—જ્યાં સુધી તમારાં શરીરમાં જીવનું અસ્તિત્વ હશે ત્યાં સુધી તો નહિ જ જઇ શકો. જ્યારે તમે સર્વ મરી જશો ત્યારે તમારાં મુડદાંઓને બહાર ફેંકી દેવામાં આવશે.

માયાવિનીના મહેલના કઠેરામાં જ એ બુરખાવાળો ફરતો હતો. એ કઠેરાના આગલા ભાગમાં રોકાણ જેવું કાંઈ નહોતું. માયાવિની એ બુરખાવાળાની સાથે વાતચિત કરતી હતી તથા તે સાથે છુપી રીતે એ પોતાના તમંચાને પણ તૈયાર કરતી હતી. રાત્રિનો વખત હોવાથી એ પ્રકાર બુરખાવાળાના જાણવામાં આવ્યો નહિ. પછી જ્યારે તે માધવી સાથે વાત કરવા લાગ્યો ત્યારે લાગ સાધીને માયાવિનીએ એ બુરખાવાળા તરફ તિલિસ્મી તમંચો તાકી ગોળી છોડી. ગોળી તેની છાતીમાં લાગીને ફુટી ગઇ અને તેમાંથી બેશુદ્ધિનો ધુમાડો નીકળ્યો. વિના વિલંબે એ ધુમાડાની અસર બુરખાવાળાને થઇ અને તે બેહોશ બની જઇ માયાવિનીના ચરણો પાસે ઢળી પડયો. પછી ભીમસિંહ તેના મ્હોંપરનો બુરખો ખસેડી બોલી ઉઠયો:—"વાહ વાહ! આ તો રાણો ગોપાલસિંહ છે!"



## પ્રકરણ ૨૭ મું.

### તિલિસ્મીના ચમત્કાર !

યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહ જો કે તિલિસ્મી તોડવાના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા તો પણ તેઓ માયાસુંદરી, પદ્માવતી, બંસરીબાલા અને અશોકકિશોરીના સ્નેહને ક્ષણ માટે પણ ભૂલી શકતા નહોતા. બાગની ઉત્તર તરફ આવેલા મકાનના ન્હાના દ્વારમાંથી રાણા ગોપાલસિંહના મુખે બન્ને કુમારોએ જ્યારે માયાસુંદરી, પદ્માવતી, બંસરીબાલા અને અશોક-કિશોરી સંબંધીની સઘળી હકીકત સાંભળી ત્યારે તેઓ અત્યંત પ્રસન્ન થયા તથા પોતાની પ્રણયિનીને મળવાની અધીરતાથી તેઓ તિલિસ્મી તોડવાનું કાર્ય ઘણી ઝડપથી કરવા લાગ્યા. જ્યારે ગોપાલસિંહ, ઇન્દ્રદેવ અને ઇન્દિરા વાતચિત કરીને ચાલ્યાં ગયાં ત્યારે ઇન્દ્રજીતે સરયુને ઉદ્દેશીને કહ્યું:-"સરયુદેવિ ! હવે આપણે સર્વ સત્વર તિલિસ્મીની બહાર નીકળી શકીશું. તિલિસ્મી તોડવાની તથા દ્રવ્યસંપત્તિ મેળ-વવાની ચિંતા કરતાં તિલિસ્મીમાંથી બ્હાર નીકળવાની ચિંતા અમને વિશેષ છે. વળી આ તિલિસ્મીમાંથી અમને એક ગ્રંથ મળવાનો હોય તે મેળવવા માટે અમે પ્રયત્ન કરવાના છીએ. રામગઢમાં જે મ્હોટું તિલિસ્મી આવેલું છે તથા જેને તોડવાનું કાર્ય અમારા પિતા-શ્રીએ અમારે માટે બાકી રાખ્યું છે તેને અમે એ ગ્રંથ મેળવી ઘણી સહેલાઇથી તોડી શકીશું."

સરયુ:-જ્યારથી આપનાં તથા રાજકુમાર આનન્દસિંહનાં

દર્શન થયાં છે ત્યારથી મ્હારી એવી ખાત્રી થઇ ચુકી છે કે હવે સત્વર મ્હારા સકળ દુઃખનો અંત આવી જશે. હું મ્હારું સઘળું દુઃખ ભૂલી ગઇ છું. આપની આજ્ઞા માનવા સિવાય બીજો કોઇ વિચાર મ્હારા મનમાં છે જ નહિ.

ઇન્દ્રજીતઃ–ઠીક છે, તમે હવે અમારે માટે થોડાં ફળ મેળવો. ત્યાં સૂધીમાં અમે આ બાગમાં ફરીને કોઇ દરવાજો શોધી કાઢીએ. જો આપણુને થોડા દિવસ માટે આ બાગમાં રહેવું પડે તો એમાં કાંઇ નવાઇ જેવું નથી.

સરયુઃ–જેવી આજ્ઞા.

આમ કહી સરયુ ફળ મેળવવા ચાલી ગઇ અને બન્ને રાજકુમાર બાગમાં આમતેમ ફરી દ્વાર શોધવા લાગ્યા. એક પ્રહર સૂધી તપાસ કર્યા પછી તેઓ બન્ને જ્યારે ઉત્તર તરફની દિવાલ કે જ્યાં મકાન આવેલું હતું ત્યાં ગયા ત્યારે પૂર્વ તરફના ખુણામાં હૉજનું નિશાન માલૂમ પડ્યું. વળી એ તરફની દિવાલમાં એક ન્હાના દ્વારનું ચિહ્ન પણ તેમના જોવામાં આવ્યું. પોતાની શોધ સફળ થયેલી વિચારી તેઓ સરયુ પાસે ગયા. આ વખતે સરયુ ફળો લઇ આવી એક ઠેકાણે જમીનને સ્વચ્છ કરી તેમની બન્નેની રાહ જોતી બેઠી હતી. તેણે રાજકુમારો માટે સારાં સુમધુર પાકાં ફળો તોડી, સ્વચ્છ જળથી ધોઈ પાષાણશિલા ઉપર મૂકી રાખ્યાં હતાં. બન્ને રાજકુમારોએ એ ફળો ખાઇ નહેરનું શીતળ જળ પીધું. ત્યાર પછી સરયુને ખાઈ લેવાનું કહી તેઓ પાછા ઉપરોક્ત સ્થળે ગયા. હૉજમાં ઘણી માટી ભરાઇ ગઇ હતી. એ માટીને ખંજરથી ખોદી તેઓ ફેંકી દેવા લાગ્યા. થોડા વખતમાં સરયુ પણ તેમની પાસે આવીને માટી ફેંકી દેવાના કાર્યમાં તેમને મદદ કરવા લાગી. સંધ્યાકાળ સૂધી આ કાર્ય

કર્યા પછી તેમણે નહેરના કિનારે જઇ વિશ્રાન્તિ લીધી. એ હૉજ સ્વચ્છ કરતાં તેમને ચાર દિવસ લાગ્યા. પાંચમા દિવસે મધ્યાન્હ-કાળમાં એ હૉજ સ્વચ્છ થઈ ગયો તથા તે એક ફુવ્વારાના રૂપમાં જોવામાં આવ્યો. એ હૉજ આરસ પત્થરનો બનેલો હોઇ તેનો ફુવ્વારો સોનાથી બનેલો હતો.

બન્ને રાજકુમારોએ ખંજરની મદદથી એ હૉજની જમીનના પત્થરો ઉખેડવાનો આરંભ કર્યો. બે ત્રણ દિવસ પરિશ્રમ કર્યા પછી એ પત્થરો નીકળી ગયા એટલે ફુવ્વારો પણ સહેલાઇથી નીકળી ગયો અને તેની નીચે એક દ્વાર આવેલું તેમની નજરે પડ્યું. એ દ્વાર લોખંડના મજબૂત ઢાંકણાથી બંધ કરેલું હોઇ તેને તાળું મારવામાં આવ્યું હતું. પેલી પુતળી પાસેથી જે તિલિસ્મી કુંચી ઇન્દ્રજીતને મળી આવી હતી એ કુંચીની મદદથી તાળું ખોલી નાખીને તેણે એ દ્વાર ઉઘાડ્યું તો નીચે ઉતરવાનાં પગથીઆં તેના જોવામાં આવ્યાં. આનન્દસિંહ તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરી એ પગથીઆં ઉતરવા લાગ્યો તથા તેની પાછળ ઇન્દ્રજીતસિંહ અને સરયુ ઉતરવા લાગ્યાં. નીચે જતાં તેઓ એક ઓરડીમાં ઉપસ્થિત થયાં છે એમ તેમને લાગ્યું. એ ઓરડીના મધ્યભાગમાં પણ એક હૉજ આવેલો હોઇ તેની ચોતરફની દિવાલ કેટલીક જાતની ધાતુઓથી બનેલી હતી તથા હૉજની અંદર કોઇ જાતની રાખ ભરેલી હતી. ઓરડીની ચો-તરફની દિવાલમાંથી ત્રાંબાના ઘણા તાર નીકળીને એ બધા હૉજની વચ્ચે ભેગા થયા હતા. એ તારો સરયુને બતાવીને ઇન્દ્રજીતે કહ્યું:– "જ્યારે આ તારો કાપી નાખવામાં આવશે ત્યારે બાગની ચારે તરફની દિવાલમાં માણસને બેહોશ બનાવવાનો જે ગુણ છે તે જતો રહેશે અને પછી આપણે દિવાલમાં જોવામાં આવેલું દ્વાર ઉઘાડી

એ રસ્તેથી આ બાગમાંથી બ્હાર નીકળી બીજા સ્થળે જઇશું. તમે ઉપર પાછાં ચાલ્યાં જાઓ એટલે પછી અમે આ તારો કાપી નાખીએ."

ઇન્દ્રજીતની આજ્ઞાનુસાર સરયુ ત્યાંથી ચાલી ગઇ એટલે રાજકુમારો પણ તિલિસ્મી ખંજરથી એ તારોને કાપી નાખી બ્હાર નીકળી પડયા. પછી હૉજમાંનું દ્વાર બંધ કરી દઇ, તેના ઉપર માટી નાખી સરયુની સાથે તેઓ નહેરના કિનારે બેસી વાતચિત કરવા લાગ્યા. સરયુએ પૂછ્યું:–"હવે બાગની દિવાલને સ્પર્શ કરવાથી બેશુદ્ધ નહિ બની જવાય કે?"

"એક બે પ્રહરમાં બેશુદ્ધિનો એ ગુણ જતો રહેશે." ઇન્દ્રજીતે ઉત્તર આપ્યો.

આનન્દસિંહે કહ્યું:–"ત્યારે ત્યાં સુધી સરયુદેવીની બાકી રહેલી કર્મકથા આપણે સાંભળીએ."

ઇન્દ્રજીત:–ના, હવે પિતાશ્રીની હાજરીમાં જ આપણે એમની કર્મકથા સાંભળીશું.

સરયુ:–હું હવે આપની સાથે રહેવાની હોવાથી તિલિસ્મી તોડતાં જે જે કાર્ય આપ કરશો તેનું દર્શન કરી શકીશ; પરંતુ હવે હું આપની સઘળી પૂર્વકથા સાંભળવાને ઇચ્છું છું.

આનન્દસિંહ તરફ જોઇને ઇન્દ્રજીતે કહ્યું:–"તમારી ઇચ્છા પૂર્ણ કરવામાં કાંઇ અડચણ નથી. ભાઈ આનન્દસિંહ તમને અમારી પૂર્વકથા કહી સંભળાવે છે."

તરતજ આનન્દસિંહે આરંભથી પોતાની કથા કહેવા માંડી. એ કથા મધ્યરાત્રિના અરસામાં પૂર્ણ થઇ. તેઓ આવી રીતે વાતચિત કરતાં બેઠાં હતાં એવામાં એકાએક કાંઇ ખડખડાટ સાંભળવામાં આવ્યાથી તેમની નજર ઉત્તર તરફની દિવાલમાંની પેલી

બારીઓ તરફ ગઇ. આ વખતે વચ્ચેની બારી ઉઘાડી જોવામાં આવી તથા તેમાં દીપકનો પ્રકાશ જણાયો. આથી ત્રણે જણાંને અતિ આશ્ચર્ય ઉપજ્યું, કદાચ રાણો ગોપાલસિંહ પોતાની સાથે વાતચિત કરવાને ત્યાં આવ્યો હશે એમ તેમણે વિચાર્યું; પરંતુ થોડો વખત વીતતાં ત્યાં એ ત્રણ બુરખાવાળા માણસોને હરતા ફરતા જોયા. પછી એ માણસોમાંનો એક બારી સાથે દોરડું બાંધી તેને પકડીને નીચે ઉતરવા લાગ્યો. આવો પ્રકાર જોઇ સરયુએ કહ્યું:-" આપણી ધારણા પ્રમાણે એ રાણા ગોપાલસિંહજી અગર તો મ્હારા પતિદેવ હોય એમ લાગતું નથી; કેમ કે બાગની દિવાલનો સ્પર્શ થતાં બેશુદ્ધ થઇ જવાય છે એમ તેઓ જાણતા હોવાથી આવું સાહસ કદાપિ કરે નહિ. આ બીજા જ માણસો હોવા જોઇએ."

ઇન્દ્રજીતે સરયુને ચુપ રહેવાનો સંકેત કર્યો. પછી તેઓ એ માણસોની હિલચાલ જોવા લાગ્યાં. પેલો માણસ દોરડાની મદદથી બાગમાં ઉતર્યો એટલે બીજા માણસે ઉપરથી દોરડું ખેંચી લીધું તથા એ દોરડા સાથે એક ગાંસડી બાંધીને એ ગાંસડી તેમણે બાગમાં ઉતારી. નીચેના માણસે ગાંસડી છોડી નાખી ચાદરસહ દોરડું ઉપર મોકલ્યું. આવી રીતે તેમણે સાત ગાંસડીઓ બાગમાં ઉતારી. પછી બાગમાં ઉતરેલો માણસ ઉપર ચઢી ગયો અને બારી બંધ થઇ ગઇ.

આવો પ્રકાર જોવામાં આવતાં ઇન્દ્રજીતસિંહ, આનન્દસિંહ અને સરયુને ઘણું આશ્ચર્ય લાગ્યું. જ્યારે પેલા મકાનની બારી બંધ થઇ ગઈ અને ચોતરફ નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું ત્યારે ઇન્દ્રજીતે આનન્દસિંહને કહ્યું:-" આપણે ત્યાં જઇને જોવું જોઇએ કે એ માણસો કોણ છે?"

આનન્દઃ–ખરું છે.

સરયુઃ–તેઓ કદાચ આપણા દુશ્મનો હોય તો એ પણ બનવા જેવું છે.

આનન્દઃ–દુશ્મનો હોય તો પણ શી ચિંતા છે ? અમે હજારો શત્રુઓ સાથે લઢીએ એવા છીએ.

ઇન્દ્રજીતઃ–જો આપણે દશવિશ માણસોથી ડરી જઈશું તો આપણાથી કોઇ પણ કાર્ય થશે નહિ.

આમ કહી ઇન્દ્રજીત તે તરફ જવા લાગ્યો. આનન્દસિંહે સરયુને ત્યાં જ બેસી રહેવાની સૂચના કરી વડિલ બંધુનું અનુસરણ કર્યું.

ઇન્દ્રજીતસિંહ યથાસ્થળે જઈ પહોંચ્યો તો ત્યાં તેણે સાત માણસોને બેશુદ્ધાવસ્થામાં પડી રહેલાં જોયાં. એ માણસોનાં સર્વાંગ ઉપર કાળા ઝભ્ભા અને મ્હોં ઉપર કાળા બુરખા હતા. થોડા સમય સુધી બન્ને ભાઇ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી તેમના સર્વના તરફ જોઇ રહ્યા; ત્યાર પછી એકના મુખ પરથી બુરખો કાઢી નાખવાનો તેમણે વિચાર કર્યો; પરંતુ એવામાં પેલી બારી પાછી ઉઘડવાનો અવાજ સાંભળવામાં આવવાથી તેમણે પોતાના વિચારને મુલતવી રાખ્યો. આનન્દસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યુંઃ–" બીજા પણ એ ચાર માણસોને બાગમાં ઉતારવામાં આવશે એમ હું ધારું છું."

ઇન્દ્રજીતઃ–કદાચ એમ પણ બને. આપણે અહીં ઉભા નહિ રહેતાં આજૂબાજૂમાં કોઇ સ્થળે છુપાઇ રહી જે બને તે જોવું જોઇએ.

આનન્દસિંહે એ સાતે બેશુદ્ધ બની ગયેલા માણસો તરફ દૃષ્ટિ કરીને કહ્યુંઃ–" આ માણસોને એમના દુશ્મનોએ અહીં પહોંચાડયા હોય તથા તેઓમાંથી હવે કોઇ અત્રે આવીને આમનો સર્વનો જીવ લે......"

આનન્દસિંહનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ ઇન્દ્રજીતે તેનો ભાવ સમજી જઇને કહ્યું:–" ના ના, જો આ માણુસોના ભાગ્યમાં મૃત્યુ નિર્માણ થયું હોત તથા જેમણે એમને આ બાગમાં ઉતર્યા છે તેઓ જો એમના દુશ્મનો હોત તો તેઓ તેમને ધીમેથી નહિ ઉતારતાં બારીમાંથી જ હડસેલી મૂકત. ગમે તેમ હો, હમણાં વિશેષ વાતચિત કરવાનો વખત નથી. વિશેષ વાતચિત નહિ કરતાં તું પેલા વૃક્ષની પાછળ છુપાઇ જા અને હું કેવી રીતે સઘળો પત્તો મેળવું છું તે તું ચુપકીદીથી જોયા કર."

તત્કાળ આનન્દસિંહ ઇન્દ્રજીતની આજ્ઞાનુસાર એક વૃક્ષના થડ પાછળ છુપાઇ ગયો. આ વખતે ચંદ્રદેવ અસ્ત થવાની તૈયારી કરતા હતા તથા તેમની જ્યોતિ ઉંચાં ઉંચાં વૃક્ષોની ઘટાને ભેદી શકતી નહિ હોવાથી એ સ્થળે થોડો ઘણો અંધકાર ફેલાઇ ગયો હતો.

ઇન્દ્રજીત હાથમાં તિલિસ્મી ખંજર લઇ એ સાતે બેહોશ માણુસોની વચ્ચે ચુપકીદીથી ભરાઈ બેઠો. પોતાની બન્ને બાજૂએ પડેલા બે માણુસોના ઝભ્ભામાં તેણે પોતાનું શરીર પણ ઢાંકી દીધું. અને તે ઉપર જોવા લાગ્યો. એવામાં એક માણુસને દોરડાની સહાયતાથી તેણે નીચે ઉતરતો જોયો. એ માણુસ જમીનપર ઉતરીને પેલા સાત બેહોશ બની ગયેલા માણુસોની નજીક આવ્યો એટલે ઇન્દ્રજીતસિંહે ઝડપથી તિલિસ્મી ખંજરવાળો હાથ લંબાવી એ માણુસના શરીરપર ખંજરનો સ્પર્શ કર્યો. તે સાથે જ એ માણુસ કંપી ઉઠી બેહોશ બની જઇ એ સ્થળે જ ધરાશાયી થયો. ઇન્દ્રજીતસિંહ પાછો પ્રથમની માફક છુપાઇ રહી ઉપર જોવા લાગ્યો. થોડા વખત પછી બીજો એક માણુસ એ દોરડાની મદદથી બાગમાં ઉતર્યો તથા પેલા સાત માણુસો તરફ ધ્યાનથી જોવા લાગ્યો. પછી તે

જ્યારે તેમની નજીક ગયો એટલે ઇન્દ્રજીતે તેના પગ ઉપર તિલિસ્મી ખંજરનો સ્પર્શ કર્યો. એથી એ માણસ પણ ક્ષણ માત્રમાં બેહોશ બની જમીનદોસ્ત થયો. પછી ઇન્દ્રજીત બીજું કોઇ બાગમાં આવે છે કે કેમ તેની તપાસ કરવા લાગ્યો; પરંતુ ઘણા વખત સૂધી કોઇ ત્રીજું માણસ બાગમાં આવ્યું નહિ એટલે તે ઉઠી ઉભો થઇ આનન્દસિંહ પાસે ચાલ્યો ગયો. તેણે આનન્દસિંહને કહ્યું:–"તું અત્રે ઉભો રહી આ માણસો ઉપર નજર રાખ. હું દોરડાની મદદથી ઉપર જઇ તપાસ કરી આવું છું."

આનન્દ:–આપ એકલા ઉપર જાઓ એ મ્હને ઠીક લાગતું નથી. કદાચ એ સ્થળે વિશેષ શત્રુઓ છુપાઇ રહ્યા હોય તો એ અશક્ય નથી.

ઇન્દ્રજીતઃ–મ્હારે માટે તું ચિંતા કરીશ નહિ. હું અત્રે પાછો આવું ત્યાં સૂધી તું આ સ્થળેથી બિલ્કુલ ખસીશ નહિ.

આમ કહી પેલા દોરડાની મદદથી ઇન્દ્રજીત ઘણી ઝડપથી ઉપર ચઢી ગયો. પેલી બારીમાંથી તે એક લાંબા તેમ જ પહોળા ઓરડામાં ઉતર્યો. એ ઓરડામાં ગંભીર નિસ્તબ્ધતા હોવા છતાં એક દીપક સળગી રહ્યો હતો. એ ઓરડામાંથી બીજી તરફ મ્હાર જવા માટે એક મ્હોટો દરવાજો હતો. કુમાર ત્યાં ગયો તથા એક પગ દરવાજાની બહાર મૂકી પેલી તરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. આ વખતે એક બીજો ઓરડો તેની નજરે પડયો. એ ઓરડામાં ચારે તરફ ન્હાનાં ન્હાનાં દ્વાર હોઇ એ સઘળાં દ્વાર હમણાં બંધ હતાં; માત્ર સ્હામેનો એક મ્હોટો દરવાજો ઉઘાડો હતો. ઇન્દ્રજીત એ ખુલ્લા દ્વારમાં ગયો તો એક ન્હાનો બાગ તેની નજરે પડયો. એ બાગની ચોતરફ ઉંચી ઇમારતો અને મધ્ય ભાગમાં એક પુતળી હતી. એ બાગની જમીન

લગભગ બે વીઘાં જેટલી હતી. એમાં પુષ્પલતાંઓ ઘણી થોડી હતી. પુતળીની પૂર્વ તરફ એક માણુસ હાથમાં સળગતી મશાલ લઈ ઉભો રહ્યો હતો તથા એ મશાલનો પ્રકાશ વિજળીના પ્રકાશ જેવો લાગતો હતો. એ પ્રકાશ કિંવા જ્યોતિ સ્થિર હોઇ વાયુના પ્રાબલ્યથી તે હાલતી નહોતી. કેવળ એ એક મશાલના પ્રકાશથી બાગમાં એટલું બધું અજવાળું થઇ રહ્યું હતું કે, બાગમાંની પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી જોઇ શકાતી હતી. મશાલ પકડીને ઉભા રહેલા માણુસ તરફ થોડા સમય સૂધી એકાગ્રદૃષ્ટિથી જોયા પછી કુમારની એવી ખાત્રી થઇ કે, એ પણ એક નિર્જીવ પુતળું જ હતો. આશ્ચર્યચકિત દૃષ્ટિથી ઇન્દ્રજીત તેના તરફ જોતો ઉભો રહ્યો હતો એવામાં બાગની ઉત્તર તરફ આવેલી ઇમારતમાંથી એક માણુસને બ્હાર નીકળી પુતળી તરફ આવતો તેણે જોયો. એ રાણો ગોપાલસિંહ છે એમ વિના વિલંબે ઇન્દ્રજીત જાણી શક્યો. ઇન્દ્રજીત બૂમ પાડી તેને બોલાવવા જતો હતો એવામાં એ જ ઇમારતમાંથી બીજા ચાર માણુસો બ્હાર નીકળી પુતળી તરફ આવતા તેની નજરે પડ્યા. એ ચારે માણુસોનું સ્વરૂપ પણ રાણા ગોપાલસિંહ જેવું જ હોવાથી ઇન્દ્રજીતના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે એકાગ્રદૃષ્ટિથી તેમના તરફ જોઇ રહ્યો. આ નવા આવેલા ચાર માણુસો પોતાના ખભા ઉપર બે માણુસોના મૃતદેહ ઉપાડીને આગળ આવતા હતા ધીમેથી ચાલતા ચાલતા તેઓ જે પુતળાના હાથમાં મશાલ હતી તેની પાસે આવી પહોંચ્યા અને બન્ને મૃતદેહને જમીનપર મૂકી દીધા પછી તેઓ આગળ આવેલા પેલા ગોપાલસિંહ પાસે બેસી વાતચીત કરવા લાગ્યા. ઇન્દ્રજીત દૂર હોવાથી તેમની વાતચિત સાંભળી શક્યો નહિ. એકને બદલે પાંચ ગોપાલસિંહ નજરે પડતાં તેઓમાંનો એક પણ ખરો ગોપાલસિંહ નહિ

હોય એમ યુવરાજને લાગ્યું. તેઓ જે બે મૃતદેહ ઉપાડી લાવ્યા હતા એ મૃતદેહોનો પોષાક પણ તેમના જેવો જ હતો એ બન્ને મૃતદેહનાં મસ્તક નહિ હોવા છતાં એ બન્ને મૃતદેહ રાણા ગોપાલસિંહના હોય એમ જ લાગતુ હતું ! આ સઘળો શો ચમત્કાર છે એ જાણવા માટે ઇન્દ્રજીત એ માણસો પાસે જવાનો વિચાર કરતો હતો એવામાં દિવાનખાનામાંથી કોઇનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવતાં તેણે પાછળ દૃષ્ટિ કરી તો આનન્દસિંહ તેની નજરે પડયો. આનન્દસિંહ નજીક આવ્યો એટલે ઇન્દ્રજીતે તેને પુછયું–"ભાઇ! તું અહીં કેમ આવ્યો ?"

આનન્દઃ–નીચેથી આપને ઘણી બૂમો પાડયા છતાં આપ પાછા આવ્યા નહિ તેથી જ લાચારીથી મ્હારે અત્રે આવવું પડયું.

ઇન્દ્રજીતઃ–મ્હને બૂમો પાડવાની યા તો બોલાવવાની શી જરૂર હતી ?

આનન્દઃ-વડિલ બંધુ ગોપાલસિંહજીના કહેવાથી મ્હેં આપને બૂમો પાડી હતી.

ઇન્દ્રજીતઃ–પણ રાણા ગોપાલસિંહજી કયાં છે ?

આનન્દઃ–પેલા બે માણસો કે જેઓ નીચે ઉતર્યા હતા તથા જેમને આપે બેહોશ બનાવી દીધા હતા તેમનામાં એક ભાઈ ગોપાલસિંહજી હતા. આપ ઉપર ચઢી ગયા ત્યાર પછી મ્હેં તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરી, તેમના મ્હોં ઉપરનો બુરખો ખસેડી નાખ્યો ત્યારે જ એ પ્રકાર મ્હારા જાણવામાં આવ્યો. પછી તિલિસ્મી ખંજરની બેશુદ્ધિની અસર દૂર કરનારી વીંટી તેમના શરીરે લગાડીને હું તેમને શુદ્ધમાં લાવ્યો. શુદ્ધિમાં આવતાંની સાથે જ તેમણે વ્યાકુળતાથી કહ્યું, 'ઇન્દ્રજીતસિંહે કેવી ભયંકર ભૂલ કરી. મ્હને બેશુદ્ધ

બનાવી દેવાની તેમને શી જરૂર હતી ? હું તો તેમને મળવા માટે જ અત્રે આવ્યો હતો.' આમ કહી આપ કયાં છો એ વિષે તેમણે પુછ્યું જેથી આપ ઉપર ગયા છો એમ મ્હેં તેમને જણાવ્યું. મ્હારો ઉત્તર સાંભળી ક્રોધે ભરાઇને તેઓ બોલી ઉઠયા, 'હજી પણ તમે આવાં મૂર્ખતા ભર્યાં કાર્યો કર્યા કરશો કે ? તમે ઇન્દ્રજીતસિંહને સત્વર અત્રે બોલાવો!' છેવટે આપને બોલાવવા માટે મ્હેં ઘણી બૂમો પાડી; પરંતુ આપના તરફથી ઉત્તર મળ્યો નહિ એટલે તેમનો ક્રોધ વધી ગયો તથા ઉપર જઈ આપને બાગમાં બોલાવી લાવવાની તેમણે મ્હને આજ્ઞા કરી. આપની આજ્ઞાનુસાર હું એ સ્થાનેથી ખસી શકું તેમ નહિ હોવાથી મ્હેં તેમને જ આપને બોલાવી લાવવાની વિનંતિ કરી. એ પ્રકારથી એમનો ક્રોધ બમણો વધી ગયો અને તેઓ બોલી ઉઠયા, 'જો મ્હારામાં ઉપર ચઢવા જેટલી શક્તિ હોત તો હું તમને ત્યાં જવાનું કહેત નહિ. બેશુદ્ધિને લીધે મ્હારા શરીરના સાંધા ઘણા ઢીલા થઇ ગયા છે. જો તમે હવે ઈન્દ્રજીતસિંહને પુનઃ અત્રે બોલાવી લાવવા માટે વિશેષ વિલંબ કરશો તો એ માટે તમને ઘણો પશ્ચાત્તાપ થશે.' આવાં વાક્યો સાંભળી લાચારીથી હું દોરડાની સહાયતાથી ઇમારતમાં ચઢી આપની પાસે આવ્યો છું.

આનન્દસિંહનાં આ વાક્યો સાંભળી ઇન્દ્રજીતે કહ્યું:-"ભાઇ ! ત્હેં ઘણી ભયંકર ભૂલ કરી છે. પેલા બીજા માણસોના મ્હોં ઉપરના બુરખા ખસેડી નાખીને તેઓ કોણ છે એ સંબંધી ત્હેં કાંઇ તપાસ કરી હતી કે ?"

આનન્દ-ના.

ઇન્દ્રજીતઃ-ત્યારે એ આપણા વડિલ બંધુ ગોપાલસિંહ જ છે એમ ત્હેં શા ઉપરથી માની લીધું ? એ માણસનો બુરખો ખસેડી નાખી,

એનું મ્હોં પાણીથી ધોઈ નાખીને ત્હારે બરાબર ચોક્કસ તપાસ કરવી જોઇતી હતી! વળી રાણા ગોપાલસિંહજી પાસે આપણી પાસે છે એવું જ તિલિસ્મી ખંજર છે એ તું જાણતો નથી કે શું? આમ હોવાથી આપણી પાસેના ખંજરની તેમને કાંઇ અસર થાય ખરી કે?

હવે જ આનન્દસિંહ પોતાની ભૂલ સમજી શક્યો. લજ્જિત બની જઇ નીચું જોઇને તેણે કહ્યું:—"ખરેખર! મ્હેં ઘણી ગંભીર ભૂલ કરી છે."

ઇન્દ્રજીતસિંહે આંગળી કરીને કહ્યું:—"ભાઈ! જો પેલા પાંચ ગોપાલસિંહજી બેઠા છે તેઓ પણ ખરા હશે કે?"

એ પાંચે માણસોને જોઇ વિસ્મિત બની જઇને આનન્દસિંહે કહ્યું:—"ખરેખર! આ કાંઇ અલૌકિક ચમત્કાર હોય એમ લાગે છે!"

ઇન્દ્રજીતઃ-ગમે તેમ હોય તો પણ હમણાં તો આપણે અહીંથી પાછા ફરવું જોઇએ. આ પાંચ ગોપાલસિંહનો ભેદ જાણવાની મ્હારી ઘણી ઇચ્છા હતી; પરંતુ હમણાં એ ઇચ્છા પૂર્ણ કરવા જેટલો વખત નથી.

આમ કહી ઇન્દ્રજીતસિંહ પેલા બારીવાળા ઓરડામાં પાછો ગયો. બીજા દિવાનખાનાની પેલી સાત બારીઓ પાસે જતાં જમીનપર પડેલા એક પત્ર ઉપર એકાએક તેની નજર પડી. એ પત્ર ઉપાડી લઈ દીપક પાસે જઈ તે તેમાંની હકીકત વાંચવા લાગ્યો. એ પત્રમાં નીચે પ્રમાણે હકીકત લખેલી હતીઃ—

"ચિરંજીવી ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ!

માયાસુંદરી, લક્ષ્મીદેવી, પદ્માવતી, બંસરીબાલા, નારંગી, અલકકિશોરી અને ઇન્દિરાને હું તમારી પાસે તિલિસ્મીમાં મોકલું છું. તમેં એમની બરાબર સંભાળ રાખજો તથા એક ક્ષણ માટે પણ તેમના-

માંથી કોઇને તમારી દૃષ્ટિથી દૂર થવા દેશો નહિ. વળી સુન્દર હમણાં તિલિસ્મી બાગમાં આવેલી હોવાથી થોડા અંશે અમે એના પંઝામાં સપડાયલા છીએ. લીલાએ વિશ્વાસઘાત કરી ચાલાકીથી અમારો કેટલોક ભેદ જાણી લીધો છે. એ સંબંધીની સઘળી માહિતી લક્ષ્મીદેવી અથવા તો પદ્માવતીદ્વારા તમારા જાણવામાં આવશે. તેમને અમે સમજણ આપેલી છે. કેટલાંક કારણોને લીધે તેમને સર્વને બેહોશ બનાવીને તમારી પાસે મોકલી છે. એક ક્ષણ માટે પણ એમની પાસેથી દૂર નહિ જવાની ખાસ સાવધાનતા રાખજો તથા કોઇ બનાવટી ગોપાલસિંહ ઉપર સહજ પણ વિશ્વાસ મૂકશો નહિ. આજકાલ કરતાં વિશ પચીસ માણસો મ્હારું સ્વરૂપ ધારણ કરી પ્રપંચજાળ તૈયાર કરે છે. હું સહજ ઉપાધિમાં પડ્યો છું; પરંતુ મ્હારી લેશ માત્ર ચિંતા તમે કરશો નહિ. હમણાં તેજસિંહ મ્હારી સાથે છે. તમે આ બાગના દરવાજાને જલ્દી તોડી નાખીને અન્ય સ્થળે પહોંચી જજો.. આ કાર્ય એક જ રાતમા થવું જોઇએ. એજ.

લિ. ગોપાલસિંહના શુભાશીર્વાદ."

પત્ર વાંચી અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂકીને ઇન્દ્રજીતે કહ્યું:-"અરેરે! કેવી ગંભીર ભૂલ થઇ! આ પત્ર માટે શંકા જેવું કાંઈ નથી. આ વડિલ બંધુ ગોપાલસિંહના જ હસ્તાક્ષર છે તથા એમાં એમની મહોર પણ છે!"

રાજકુમાર આનન્દસિંહને પણ હવે પોતાની ભૂલ માટે ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. માયાસુંદરી વગેરે પોતાની પાસે આવ્યા છતાં તેમને જોયા કે શુદ્ધિમાં લાવ્યા સિવાય તેઓ બન્ને બાજી પ્રવૃત્તિમાં ગુંથાયા એ માટે હવે તેમને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. ઉતાવળથી તેઓ બન્ને બારી પાસે આવ્યા તો એમાં બાંધેલું દોરડું ત્યાં નહોતું.

આશ્ચર્ય તથા ગભરાટથી તેઓ બન્ને બાગમાં ઉતરી પડવાની પેલી બારી પાસે ઉપસ્થિત થયા. આ વખતે બારીમાં બાંધેલું દોરડું તેમના જોવામાં આવ્યું નહિ. વિશેષ અસ્થિર બની જઇ થોડા સમય સૂધી બન્ને જણા બાગ તરફ જોઇ રહ્યા. પછી ઇન્દ્રજીતે આનન્દસિંહને પૂછયું:–“ અહીંથી આપણે કૂદીને નીચે જઈ શકીશું કે નહિ ?”

આનન્દસિંહ:–જઇ શકીશું. આપણા કમરબંધ બારી સાથે બાંધી તેની મદદથી થોડે નીચે ઉતરી કૂદકો મારીને આપણે બાગમાં જઇ શકીશું. આપણા બન્નેના કમરબંધ સાથે બાંધી દઇ પછી તેને બારી સાથે બાંધીશું એટલે અડધી ઉંચાઇ ઓછી થઇ જશે.

આનન્દસિંહનો આ વિચાર ઇન્દ્રજીતને પણ પસંદ પડયો. પછી તેમણે બન્નેએ પોતાના કમરબંધ છોડી નાખી તેને વચ્ચેથી એક બીજા સાથે બાંધી દઇ પછી તેનો એક છેડો બારી સાથે બાંધી દીધો અને બીજો છેડો બાગમાં લટકતો રાખ્યો તથા તેઓ વારાફરતી બાગમાં ઉતરી પડયા. આ વખતે એક તરફ આવેલાં વૃક્ષોની ધીચ ઝાડીમાંથી એવા શબ્દો તેમના સાંભળવામાં આવ્યા કે, “ ધન્ય છે– આપના જેવા બહાદુર રાજકુમારો જ આટલી બધી ઉંચાઇએથી કૂદી પડવાની હિમ્મત કરી શકે તેમ છે; પરંતુ હવે તમે માયાસુંદરી, બંસરીબાલા વગેરેનું દર્શન કરી શકશો નહિ ! ”

જે સઘળા બેહોશ માણસોને બાગમાં રાખી આનન્દસિંહ ઇન્દ્રજીતને બોલાવી લાવવા ગયો હતો એ સઘળા માણસો આ વખતે નજરે નહિ પડવાથી તથા ઉપરના શબ્દો ઝાડીમાંથી સાંભળવામાં આવ્યાથી બન્ને રાજકુમારોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ બાગમાં ચોતરફ ફરી તપાસ કરવા લાગ્યા; પરંતુ કોઇ તેમની નજરે પડયું નહિ. એક વૃક્ષ નીચે સરયુને બેશુદ્ધાવસ્થામાં પડી રહેલી જોઇને

ઇન્દ્રજીતે આનન્દસિંહને કહ્યું:-"ભાઇ ત્હારી સામાન્ય ભૂલથી આ સઘળી ખરાબી થઇ છે. હવે સરયુદેવીને શુદ્ધિમાં લાવી તેઓ જે હકીકત જાણતાં હોય તે આપણે સાંભળી લેવી જોઇએ!"

તરત જ આનન્દસિંહ સરયુને શુદ્ધિમાં લાવવાના ઉપચાર કરવા લાગ્યો. થોડા સમયમાં જ સરયુ શુદ્ધિમાં આવી. આ વખતે ઉષાની મનોહારિણી જ્યોતિથી પૂર્વાકાશ મનોહર બની ગયું હતું. પંખીઓ પ્રભાત સંગીત લલકારતાં હતાં.

ઇન્દ્રજીતે સરયુ તરફ જોઇને પૂછ્યું:-"તમને કોણે બેહોશ બનાવી દીધાં હતાં?"

સરયુ:-એક બુરખાવાળા માણસે આવીને બળાત્કારે મ્હારા મ્હોં ઉપર રૂમાલ ઢાંકી દીધો; જેથી તત્કાળ હું બેશુદ્ધ બની ગઇ. દૂરથી હું આપની હિલચાલ જોયા કરતી હતી. આપના ઉપર ચઢી ગયા પછી થોડા વખતના અંતરે આનન્દસિંહજી પણ આપની માફક દોરડાની મદદથી ઉપર ચઢી ગયા. પછી જે માણસને આનન્દસિંહજી શુદ્ધિમાં લાવ્યા હતા તેણે બીજા બેહોશ માણસોને શુદ્ધિમાં આણ્યા અને તેઓ સર્વ પેલી ભીંત પાસે જઇને અરસ્પરસમાં વાતચિત કરવા લાગ્યા. તેઓની વાતચિત સાંભળવાના વિચારથી હું પણ છુપી રીતે તેમની પાસે ગઇ. એવામાં એક બુરખાવાળા માણસે મ્હારી તરફ ધસી આવી મ્હેં કહ્યું એવી રીતે મ્હને બેહોશ બનાવી દીધી.

આ ખુલાસો સાંભળી બન્ને રાજકુમારો થોડા વખત સુધી તો ગંભીર વિચારમાં લીન બની ગયા. છેવટે તેઓ સરયુની સાથે પેલી ભીંત પાસે ગયા. ત્યાં જતાં એ ઠેકાણે ભીંતમાં દ્વારનું એક ચિહ્ન તેમના જોવામાં આવ્યું. તથા ત્યાં આગળની થોડી જમીનને ખોદાયલી જોઇ. આવો પ્રકાર જોઇ આનન્દસિંહે કહ્યું:-" એ માણસોએ

જ આ જમીન ખોદી નાખી તિલિસ્મીમાં જવાનું દ્વાર શોધી કાઢ્યું હોય એમ લાગે છે કેમ કે ભીંતમાં હવે બેશુદ્ધિની અસર રહી નથી ! ”

ઇન્દ્રજીતઃ–યથાર્થ છે. આ દ્વારમાં થઇને જ આપણે તિલિસ્મીના બીજા ભાગમાં જવાના હતા. આ ઉપરથી તેમણે તિલિસ્મીમાં પ્રવેશ કર્યો હોય એમ લાગે છે.

આનન્દસિંહ આનન્દિત બની જઇને બોલી ઉઠયોઃ–“ એમ જ હશે. વળી આ કાર્ય ભાઇ ગોપાલસિંહજી સિવાય બીજા કોઇએ કર્યું હોય એ અશક્ય છે. હું હવે એમ હિમ્મતથી કહું છું. કે, મ્હને આપને તેડવા માટે મોકલનાર ભાઇ ગોપાલસિંહ જ હોવા જોઇએ ! ”

ઇન્દ્રજીતઃ–હવે ત્હારા આ શબ્દો મ્હને કાંઇક અંશે ખરા લાગે છે તો પણ પત્રમાંની ખાસ નિશાની જોવામાં આવ્યા છતાં એ પત્ર ગોપાલસિંહ ભાઇનો નથી એમ તું કહી શકીશ કે ? વળી ભાઇએ જ આપણી સાથે ચાલાકી ચલાવી છે કે શું ? અને જો એમ જ હોય તો પછી એમના લખવા ઉપર વિશ્વાસ મૂકી આપણે કેવી રીતે માની શકીએ કે, માયાસુંદરી, બંસરીબાલા વગેરેને તેઓ આ બાગમાં લાવ્યા હતા ?

આનન્દસિંહઃ–આપની પાસે તિલિસ્મી પુસ્તક હતું તે આપણા કોઇ શત્રુના હાથમાં આવ્યું હોય અને તેની મદદથી તેણે પોતાના સાથીઓસહ અત્રે આવી આપણું અનિષ્ટ કરવાના વિચારથી તિલિસ્મીમાં પ્રવેશ કર્યો હોય તો તે પણ બનવા જોગ છે.

ઇન્દ્રજીતઃ–એ પુસ્તક શત્રુઓના હાથમાં જવાનો સંભવ છે; પરંતુ એ પુસ્તક વાંચીને તેમાંના સઘળા ભેદ હરેક માણસ સમજી શકે તેમ નથી. હું પોતે પણ રક્તગ્રંથના કેટલાક ભેદ તેના કેવળ

વાંચનથી સમજી શક્યો નહોતો. એ ભેદ વડિલ બંધુ ગોપાલસિંહે જ્યારે સમજાવ્યા ત્યારે જ હું સમજી શક્યો અને પછીથી તિલિસ્મીમાં આવવાનું સાહસ આપણે કરી શક્યા. ઠીક છે, હવે આપણે પણ આ દ્વારમાંથી સત્વર તિલિસ્મીમાં પ્રવેશ કરવો જોઇએ.

પછી બન્ને ભાઈ પેલી જે જમીન ખોદેલી હતી એ સ્થળેથી માટી ખસેડી નાખવા લાગ્યા. લગભગ ત્રણેક વાર જેટલી લંબાઇ પહોળાઇમાં એ જમીન ખોદવામાં આવી હતી. ત્યાંથી માટી ખસેડી નાખતાં એક તરફ પત્થરના જેવી સપાટ દેખાતી કોઈ ધાતુની પાટ તેમના જોવામાં આવી. એ પાટને ઉપાડવા માટે તેમાં લોખંડનું એક કડું બેસાડેલું હતું. કડું પકડીને ઇન્દ્રજીતે એ પાટ ઉઘાડી એક બાજૂએ મૂકી દીધી. આ વખતે નીચે ઉતરવાનાં પગથીઆં જણાયાં. બન્ને કુમારો સરયુની સાથે એ પગથીઆં ઉતરી ગયા. વિશેક પગથીઆં ઉતર્યા પછી તેઓ એક ન્હાની ઓરડીમાં ઉપસ્થિત થયાં. એ ઓરડીની જમીન કોઇ ધાતુની બનેલી હતી તથા તે ઘણી ચમકતી હતી. ઉપરની છાજમાં ત્રણ કાણાં હતાં; તેથી ઓરડીમાં આખો દિવસ થોડું અજવાળું રહેતું હતું. એ ઓરડીમાં ચોતરફ દૃષ્ટિ ફેરવીને આનન્દસિંહે કહ્યું:-" આ ઓરડી જ આપણને તિલિસ્મીમાં પહોંચાડશે એમ રક્તગ્રંથમાં તો લખ્યું હતું; પરંતુ અહીં તો એક પણ દ્વારના અસ્તિત્વનું ચિહ્ન જોવામાં આવતું નથી. અહીંથી આપણે તિલિસ્મીમાં કેવી રીતે પ્રવેશ કરી શકીશું એ સમજી શકાતું નથી!"

ઇન્દ્રજીતઃ-હું પણ એ જ વિષયની ચિંતા કર્યા કરું છું.

એવામાં તેમના ત્રણેના પગમાં ઝણઝણાટી—ધ્રુજારી આવવા લાગી. એ ધ્રુજારો ધીમે ધીમે એટલો બધો વધી ગયો કે તેમનામાં એક પગલું પણ ભરવાની શક્તિ રહી નહિ. આવી રીતે થોડા વખ-

તમાં તેમનાં શરીર પણ સર્વથા અશક્ત બની ગયાં અને તેઓ બેશુદ્ધ બની જઇ ધરાપર ઢળી પડયાં.

એક કલાક પછી ઇન્દ્રજીત શુદ્ધિમાં આવ્યો તથા તે ઉઠી બેઠો થયો; પરંતુ ચોતરફ અંધકાર હોવાથી પોતે કયાં કેવી સ્થિતિમાં આવી પડયો છે એ તે સમજી શક્યો નહિ. સર્વથી પ્રથમ તિલિસ્મી ખંજરની ચિંતા તેના મનમાં ઉત્પન્ન થઇ. કમરપર હાથ મૂકી જોતાં તિલિસ્મી ખંજર યથાસ્થળે છે એમ સમજી એ ખંજરને હાથમાં લઇ તેણે તેની મૂઠ દબાવીને પ્રકાશ કર્યો તથા આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી તે ચોતરફ જોવા લાગ્યો.

આ વખતે યુવરાજ જે સ્થળે હતો તે સ્થળ સુંદર પત્થરોનું બનેલું હતું. દિવાલ ઉપર પુષ્પલતાઓનું કોતરકામ કરવામાં આવ્યું હતું. એ શિલ્પકાર્ય શિલ્પીના અદ્‌ભુત બુદ્ધિકૌશલ અને નૈપુણ્યનો પરિચય કરાવતું હતું. ચારે તરફની દિવાલમાં ચાર દ્વાર હતાં; તેનાં કમાડ ઉઘાડાં હતાં. પાસે જ કુમાર આનન્દસિંહ પડી રહ્યો હતો; પરંતુ સરયુદેવીનો પત્તો નહોતો તેથી ઇન્દ્રજીતને આશ્ચર્ય લાગ્યું. ધીમે ધીમે આનન્દસિંહની બેશુદ્ધિ પણ દૂર થઇ તથા ઉઠી ઉભા થઇને ગભરાટથી ચોતરફ જોતાં ઇન્દ્રજીતસિંહ પાસે આવીને તેણે કહ્યું:- "આપણે અહીં કેવી રીતે આવી ચઢયા ?"

ઇન્દ્રજીતઃ—હું કાંઇ જાણતો નથી. ત્હારાથી થોડા સમય પહેલાં જ હું શુદ્ધિમાં આવ્યો છું તથા આશ્ચર્યચકિત બની જઇને ચોતરફ જોયા કરું છું.

આનન્દઃ—સરયુદેવી કયાં ચાલ્યાં ગયાં ?

ઇન્દ્રજીતઃ—એ વિશે હું કાંઈ પણ જાણતો નથી. જો, આ ચારે તરફની દિવાલમાં ચાર ખુલ્લાં દ્વાર જોવામાં આવે છે. કદાચ સરયુદેવી

આપણાથી વહેલાં શુદ્ધિમાં આવી એ ચાર દ્વારમાંથી કોઇ દ્વારમાં થઇને ચાલ્યાં ગયાં હશે !

આનન્દ:–કદાચ એમ પણ હોય. આપણે તેમની સત્વર તપાસ કરવી જોઇએ. રક્તગ્રંથમાં લખેલી હકીકત સર્વથા સાચી નિવડી. છેવટે પેલી ઓરડીએ જ આપણને આ સ્થળે પહોંચાડી દીધા; પરંતુ કેવી રીતે પહોંચાડયા એ આપણે સમજી શકયા નથી. (છત તરફ જોઇને) કદાચ એ ઓરડી આ છત ઉપર આવેલી હશે તથા તેની જમી નીચે ઉતરીને આપણને આ સ્થળે પહોંચાડયા હશે.

ઇન્દ્રજીતે સ્મિતહાસ્ય કરીને કહ્યું:–"એમ પણ હોય–હમણાં નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકાય નહિ. હવે આપણે વિના કારણ અત્રે ખોટી નહિ થતાં સરયુદેવી તેમ જ પેલા બુરખાવાળાઓનો પત્તો મેળ-વવો જોઇએ."

બરાબર આ સમયે દિવાલવાળા એક દ્વારમાંથી અવાજ આવ્યો કે, "બેશક, બેશક."

આ અવાજ સાંભળી બન્ને કુમાર ચમકી ઉઠયા કેમ કે આ સરયુ-દેવીનો અવાજ નહોતો તેમ જ બીજા કોઇ ઓળખીતા માણસનો પણ નહોતો. બન્ને કુમાર વિશેષ ચમકી ઉઠયા. તેમનો એવો નિશ્ચય થઇ ગયો કે, 'આ અવાજ પેલા બુરખાવાળાઓમાંના જ કોઈ માણસનો હોવો જોઇએ. કદાચ સરયુદેવીને પણ એ બદમાશ બુરખાવાળાઓએ ગૂમ કર્યા હોય તો એમાં કાંઈ નવાઇ જેવું નથી ! કેમ કે એક અબ-ળાની બેશુદ્ધિ વહેલી દૂર થાય એ અશકય છે.'

બન્ને ભાઇઓનો વિચાર સરખો હતો તેથી બન્નેએ એક બીજા તરફ જોયું અને પછી ઇન્દ્રજીતસિંહ જે દ્વારમાંથી ઉપરોક્ત અવાજ આવ્યો હતો એ દ્વારમાં ચાલ્યો ગયો. આનન્દસિંહ પણ તેની પાછળ પાછળ ગયો.

થોડે દૂર થતાં એ રસ્તાની બનાવટ સુરંગના જેવી છે એમ બન્ને રાજકુમાર સમજી શક્યા. એ રસ્તો ઘણો સાંકડો હોઇ તેમાંથી એક જ માણુસ જઇ શકે તેમ હતું; અર્થાત્ એની પહોળાઇ દોઢ હાથ કરતાં વિશેષ નહોતી

વિશ હાથ જેટલો માર્ગ કાપ્યા પછી બીજું દ્વાર આવ્યું. એ દ્વારમાં થઇને બન્ને રાજકુમાર એક ન્હાના બાગમાં ગયા. એ બાગમાંનો ઘણો ખરો ભાગ ઇમારતો કિંવા મકાનોમાં રોકાયલો હતો અર્થાત્ એમાં ન્હાનાં મ્હોટાં મકાનો, ઓરડીઓ વગેરેનો સમાવેશ થયેલો હતો. આવો પ્રકાર જોઇ ઇન્દ્રજીતે આનન્દસિંહને કહ્યું:–" આવા સ્થળે થોડા માણસોનો પત્તો મેળવવાનું કામ ઘણી મુશ્કેલી ભર્યું છે."

બન્ને રાજકુમાર બે ચાર ડગલાં આગળ વધ્યા હશે એવામાં પાછલું દ્વાર બંધ થવાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. પાછળ દૃષ્ટિ ફેરવી જોતાં એ દ્વાર બંધ થઈ ગયેલું તેમના જોવામાં આવ્યું. એ દ્વાર લોખંડનું હોઈ તેને બંધ કરવાને એક જ બારણું હતું. એ દ્વાર ઉપર મ્હોટા અક્ષરે એમ લખ્યું હતું કે:—

" તિલિસ્મીનો આ ભાગ તોડવા લાયક નથી; પરંતુ તિલિસ્મી તોડનાર અહીંના અદ્દભુત તમાશા જોઇ શકશે."

આ હકીકત વાંચી ઇન્દ્રજીતે કહ્યું:—" ખરેખર, તિલિસ્મીના આ ભાગના તમાશા જોવા લાયક હશે; પરંતુ આપણો અત્યારનો વખત ઘણો કિમતી છે. તમાશા જોવામાં આપણે આપણો કિમતી વખત ગાળવો જોઇએ નહિ. ભિન્ન ભિન્ન પ્રકારની ચિંતાઓ આપણા અંતરમાં ઉત્પન્ન થયેલી છે. આપણો આ તમાશાઓમાંથી ક્યારે છુટકારો થશે એતો કેવળ એક ઇશ્વર જ જાણે છે!"

આનન્દ:–આપનું કહેવું ખરું છે. વળી બીજા કોઇ દ્વારમાં નહિ

જતાં આપણે અત્રે આવ્યા એ માટે હવે મ્હને ઘણો અફસોસ થાય છે.

ઇન્દ્રજીતે સહજ આગળ વધી વિસ્મિત બની જઇને કહ્યું:–"ભાઈ! જો તો ખરો કે પેલા વૃક્ષ નીચે કોણ બેઠું છે? તું ઓળખી શકે છે કે?"

આનન્દ:–જો કે પોષાકમાં ઘણો ફર્ક છે; પરંતુ મ્હોં તેજસિંહ જેવું લાગે છે.

ઇન્દ્રજીત:–હું પણ એમ જ ધારું છું. ચાલ, આપણે નજીક જઇને તપાસ કરીએ.

આમ કહી ઇન્દ્રજીતસિંહ એ વૃક્ષ તરફ જવા લાગ્યો. આનન્દસિંહ પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો. બાગના મધ્ય ભાગમાં કદંબનું એક મ્હોટું વૃક્ષ હતું. તેની નીચે બેસી એક માણસ ગાલે હાથ મૂકી કાંઈ વિચાર કર્યા કરતો હતો. એ માણસને જ તેજસિંહ સમજી બન્ને રાજકુમાર તેની પાસે ગયા તથા એ તેજસિંહ છે એવી ખાત્રી થતાં અત્યંત આનન્દિત બની જઈ ઇન્દ્રજીત ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:–"કેમ ભાઇ તેજસિંહ! તું અત્રે કયાંથી આવી ચઢયો?"

વૃક્ષ નીચે બેઠેલા માણસે માથું ઉંચું કરી બન્ને કુમાર તરફ જોયું તથા મૃદુસ્વરે તેણે કહ્યું:–"તમે બન્ને કોણ છો? હું આજકાલ કરતાં સાત વર્ષથી અત્રે રહું છું; છતાં આજ સૂધીમાં કોઇએ મ્હને એમ નથી પૂછયું કે, 'તમે અહીં કેવી રીતે આવી ચઢયા છો?"

આનન્દ:–તમે પાગલ તો નથી બની ગયાને?

પેલા માણસે કહ્યું:–"કદાચ એમ પણ હોય; કેમ કે તિલિસ્મીની હવા ભલા ભલા ચાલાકોને તથા બહુરૂપીઓને પણ પાગલ બનાવી દે છે! પરંતુ આજ સૂધીમાં કોઇએ મ્હને એમ નથી કહ્યું કે, તું પાગલ બની

ગયો છે. મ્હારી સ્ત્રી પણ અત્રે મ્હારી સાથે રહે છે તથા એ પણ મ્હને મહાબુદ્ધિમાન્ કિંવા પ્રભાવશાળી પંડિત સમજે છે."

આનન્દઃ–તમારી સ્ત્રી ક્યાં છે? એને મ્હારી પાસે બોલાવો એટલે હું તેને પૂછી જોઇશ કે તમે પાગલ છો યા નહિ?

પેલા માણસે કહ્યું:–"વાહ વાહ! તમારા કહેવાથી હું મ્હારી સ્ત્રીને તમારી પાસે બોલાવું કે? કદાચ એમ કરવાથી તમે એના ઉપર આશક પડો અગર તો એ તમારા રૂપ ઉપર ફિદા ફિદા થઈ જાય તો પછી હું શું કરૂં?"

ઇન્દ્રજીતે સ્મિત હાસ્ય કરીને કહ્યું:–" એ ભલે મ્હારા ઉપર ફિદા થાય પણ હું તેના ઉપર આશક નહિ થવાની પ્રતિજ્ઞા કરૂં છું."

પેલો માણસ બોલ્યોઃ–' એ નવયુવતી હોવાથી હું તમારી પ્રતિજ્ઞાપર વિશ્વાસ મકી શકતો નથી. ઠીક, ઉભા રહો, હું હવે તેને બોલાવું છું."

બરાબર આ વખતે એક તરફથી એવો અવાજ આવ્યો કે, "હું વગર બોલાવ્યે જ ચાલી આવું છું."

પેલો માણસઃ–જુઓ, નવયુવાન્ સ્ત્રીઓ આ સંસારમાં એક ક્ષણ પણ સીધી રહી શકતી નથી!

એવામાં બન્ને કુમારોએ જમણી બાજૂએથી એક નેવુ વર્ષની બુઢ્ઢીને લાકડીના ટેકાથી ચાલતી ચાલતી પોતાના તરફ આવતી જોઇ. એને જોતાં જ પેલો માણસ ઉઠી ઉભો થયો તથા એ બુઢ્ઢી તરફ અગ્રેસર થઇને બોલ્યોઃ–" આવ–આવ, મ્હારી પ્રાણેશ્વરિ! ત્હારી નવજવાની તને ટટાર ચાલવા નથી દેતી તેથી હું તને મ્હારા હાથનો ટેકો આપવા તૈયાર છું!"

પેલા માણસને આપણે જ્યાં સુધી નહિ ઓળખીએ ત્યાં સુધી અમે તેને તેજસિંહના નામથી જ ઓળખાવીશું. તેજસિંહે પોતાના હાથની મદદથી એ બુઢ્ઢીને પોતાની પાસે લાવીને બેસાડી અને પછી તેણે કહ્યું:-" મ્હારી વ્હાલી ભોળી ! જો આ બે નવીન માણસો આજે અહીં આવીને મ્હને પાગલ કહે છે. હવે તું જ કહે જોઇએ કે શું હું પાગલ છું ? "

બુઢ્ઢીઃ-રામ રામ ! એવું તે કદાપિ હોઇ શકે કે ? હું મ્હારી નવજવાનીના સોગંદ ખાઇને કહી શકું છું કે, તમારા જેવા બુદ્ધિમાન્ બેવકૂફ બુઢ્ઢાને પાગલ કહેનાર માણસ જ પાગલ છે ! ( બન્ને કુમાર તરફ જોઇને ) આ બન્ને અહીં કેવી રીતે આવી પહોંચ્યા ? કોઇએ તેમને રોક્યા ટોકયા નહિ કે શું ?

તેજસિંહ:-એ કોણ છે અને કયાંથી કેવી રીતે અત્રે આવી પહોંચ્યા છે એ સંબંધી હજી સુધી મ્હેં તેમને કાંઇ પૂછ્યું નથી. હું તો ત્હારા સ્નેહના વિચારોમાં નિમજ્જિત થઇ જઇ એક કવિની માફક ભિન્ન ભિન્ન પ્રકારની કલ્પનાઓ કર્યા કરતો હતો. તેથી તેમને એક પણ પ્રશ્ન પૂછવાનો વખત મ્હને મળ્યો નથી. હવે તું જ્યારે આવી પહોંચી છે ત્યારે પછી તું જ જે પૂછવું હોય તે પૂછી જો.

બુઢ્ઢીએ બન્ને કુમારો તરફ જોઇને પૂછ્યું:-" તમે બન્ને કોણ છો ? "

તેજસિંહ પણ કુમારો તરફ જોઇ બોલી ઉઠયો:-" બોલો બોલો, વિચાર શો કરો છો ? તમે કોણ છો ? માણસ છો, પ્રેત છો, પિશાચ છો કે કોણ છો ? મ્હારી નવજવાન બીને તમારી સાથે વાતચિત કરતાં કેટલું કષ્ટ થાય છે એ તમે જોઇ શકતા નથી કે ? "

તેજસિંહ તથા બુઢ્ઢીની વાતચિત સાંભળી તેમજ તેમની સ્થિતિ

જોઇ બન્ને કુમારને ઘણું આશ્ચર્ય લાગ્યું. સ્વગત કાંઇ વિચાર કર્યા પછી ઇન્દ્રજીતે તેજસિંહને કહ્યું:-"હવે મ્હારો એવો નિશ્ચય થઇ ગયો છે કે તને કોઇએ આ તિલિસ્મીમાં લાવી ફસાવ્યો છે તથા તને કોઇ એવી વસ્તુ દેખાડવામાં અગર ખવડાવવામાં આવી છે કે જેથી તું પાગલ બની ગયો છે. આ સઘળી લુચ્ચાઇ કદાચ આ બુઢ્ઢીએ કરી હોય તો તે બનવા જેવું છે. હજી પણ જો તું શુદ્ધિમાં નહિ આવે તો હું તને માર મારીને શુદ્ધિમાં લાવીશ."

આમ કહી ઇન્દ્રજીત તેજસિંહ તરફ આગળ વધ્યો. આ સમયે પેલી બુઢ્ઢી ઉચ્ચ સ્વરે બૂમો પાડવા લાગી કે:-"દોડો દોડો! હાય હાય મારી નાખ્યાં રે! ચોર આવ્યા છે-દોડો દોડો!"

આવી રીતે એ બુઢ્ઢી બૂમો પાડયા કરતી હતી; પરંતુ ઇન્દ્રજીતે તે તરફ ધ્યાન આપ્યું નહિ. તેજસિંહનો હાથ પકડી તેણે તેને પોતાની પાસે ખેંચી લીધો. પેલી બુઢ્ઢીની બૂમો પણ કાંઇ વૃથા ન થઈ. વિના વિલંબે ચાર પાંચ ખૂબસૂરત છોકરાઓ દોડતા દોડતા ત્યાં આવી પહોંચ્યા તથા તેમણે બન્ને કુમારને ચારે તરફથી ઘેરી લીધા. એ છોકરાઓના ગળામાં ન્હાની ન્હાની ઝોળી લટકતી હતી તથા તેમાં લોટના જેવી કાંઇ વસ્તુ ભરી રાખેલી હતી. આવતાંની સાથે જ એ છોકરાઓએ પોતપોતાની ઝોળીમાંથી એ લોટ જેવી વસ્તુ હાથમાં લઇ બન્ને કુમાર તરફ ફેંકવા માંડી જેથી બન્ને કુમાર વિના વિલંબે બેહોશ બની જઈ જમીનપર ગબડી પડયા.

---